# નિવેદન



આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના મહુદ્દેશથી શ્રીમંત પતિતપાવન મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ, સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઇને એ લાખ રૂપિયાની જે રકમ અનામત મુકેલી છે તેના વ્યાજમાંથી " શ્રી સયાજી સાહિત્યમાળા " રૂપે વિવિધ વિષયોને લગતા પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

તદનુસાર " ઇત્સીંગના સમયનું હિંદ " નામનું આ પુસ્તક રા. ભાલચંદ્ર મંજારામ દેસાઇ, એમ. એ. એમની પાસે તૈયાર કરાવવામાં આવેલું તે ઉક્ત માળામાં ૨૩૧ મા પુષ્પરૂપે આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાંતર શાખા<br>પ્રાચ્યવિદ્યા મંદિર,<br>વડોદરા<br>તા. ૨૦-૮-૩૪ | મ. ર. મજમુદાર<br>ભાષાંતર મદદનીશ | ભા. કા. ભાટે.<br>વિદ્યાધિકારી,<br>વડોદરા રાજ્ય |

# સાંકળિયું

પૃષ્ઠ

# પ્રસ્તાવના

પ્રાચીન ભારતના ઇતિહાસનું યથાર્થ ચિત્ર આપતા આપણા સસ્કૃત કે પ્રાકૃત સાહિત્યમા બીલકુલ ગ્રથો નથી એમ આપણે કહી શકીએ. ઇતિહાસ એટલે કેવળ રાજાઓની કારકીર્દિનો વૃત્તાત નહિ, પરતુ તે સમયની સામાજિક, રાજકીય, સાહિત્યક ઇત્યાદિ સ્થિતિનુ ઇતિવૃત્ત.

ઉપર જણાવ્યા પ્રમાણે આપણા જૂના સાહિત્યમાં ઇતિહાસ-વિષયક પુસ્તકોની ભારે ખોટ છે સદ્‌ભાગ્યે, પરદેશથી હિંદ આવેલા કેટલાક પ્રવાસીઓએ દોરેલા તત્કાલીન ચિત્રો આપણી પાસે મોજૂદ છે. મેગેસ્થીનીસે ઇ. સ. પૂર્વે ૩૦૦ના અરસામા ભારતનું આપેલું વર્ણન અતિ મહત્વનું છે, પરંતુ કમનસીબે આપણી પાસે તેનો સપૂર્ણ ગ્રથ નથી તના પુસ્તકના અમુક અમુક ફકરા જ હાલ તો ઉપલબ્ધ છે.

પણ આ પરદેશી મુસાફરોના અહેવાલો સંપૂર્ણ વિશ્વસનીય ન જ ગણી શકાય. હિંદ આવતા પ્રવાસીઓની મૂલગત મુશ્કેલી હતી સસ્કૃત કે પ્રાકૃત ભાષાનુ તેમનું અજ્ઞાન આ મુશ્કેલીને લીધે તેઓ તત્કાલીન સાહિત્યના સંસર્ગમા આવી શકે એમ નહોતું. પોતાના ગ્રથોમા એવી કેટલીયે બાબતો તેમણે દાખલ કરી હશે જે તેમણે બીજાને મુખેથી ફક્ત સાભળી હશે. આવું કારણ, આવા ગ્રંથોની ઉપયોગિતા તથા મહત્વ અશત ઘટાડે છે.

પરતુ ચીની મુસાફરોની વાત જુદી હતી. તેઓ હિંદમા ઘણા વર્ષ રહ્યા હતા. આ લાબા ગાળામાં પ્રથમ તો તેઓ દેશની ભાષા શીખી લેતા અને લગભગ આખા દેશનું પર્યટણ કરતા. હિંદ આવેલા ચીની પ્રવાસીઓ પૈકી ફા-હીયેન, હુયેન સાંગ અને

ઇત્સીંગ સુપ્રસિદ્ધ છે. તે તે સમયના પ્રાચીન 'આર્યદેશ'નાં ચિત્રો તેમણે દોર્યાં છે. તત્કાલીન ભૌગોલિક, સાહિત્યક તથા સામાજિક સ્થિતિનું તેમણે આપેલું ધ્યાન રસિક તેમજ મહત્ત્વપૂર્ણ છે; તેની ઉપેક્ષા થઇ શકે એમ નથી. અહિં આપણે ફા-હીએન તથા હ્યુએન-સાંગ સાથે કામ નથી; એટલે તેના આટલા નિર્દેશથી જ આપણે અટકીશું.

ઇત્સીંગ હિંદમાં વીશેક વર્ષ રહ્યો હતો: તે દરમ્યાન તેણે હિંદના અનેક ભાગો જાતે જોયા હતા. તે સમયના સુપ્રસિદ્ધ લેખકોના પરિચયમાં તે જાતે આવ્યો હતો. ત્યારની સામાજિક પરિસ્થિતિનું પણ કયાંક કયાંક વર્ણન એ કરે છે. ઉદાહરણાર્થે એક જ વાત આપણે લઇશું. અસ્પૃશ્યતાનો સડો હિંદમાં કેટલાય સૈકાઓ થયા ઘર ઘાલી બેઠો હતો. ઇત્સીંગ પોતાના પુસ્તકમાં એક સ્થળે જણાવે છે કે ચાણ્ડાલોને લોકો અડતા નથી.

ઇત્સીંગ હિંદની ભાષા શીખ્યો હતો તેમજ હિંદમાં તે લાંબા સમય સુધી રહ્યો હતો અને તે દરમ્યાન તેણે દેશના જુદા જુદા ભાગોની જાતે મુલાકાત લીધી હતીઃ એટલે તેનો ગ્રંથ પૂર્વોક્ત દોષો કે ત્રુટિઓથી ઘણેભાગે મુક્ત છે. તેણે સાંભળેલી વાતો પણ પોતાના પુસ્તકમાં દાખલ કરી છે-એમ તે પોતે કબૂલ કરે છે. છતાં ય તેના પુસ્તકની ઉપયોગિતા ઓછી નથી થતી. પ્રાચીન ભારતના વિશ્વસનીય ઇતિહાસની અમુક શાખાના ચિત્ર તરીકે, ઇત્સીંગનું પુસ્તક અતિ મહત્ત્વનું છે એમ આપણે બેધડક કહી શકીએ.

ઇત્સીંગનો મૂળ ગ્રંથ ચાઇનીસ ભાષામાં હતો. જે. ટકાકુસુના તેના અંગ્રેજી ભાષાંતર ઉપરથી, પ્રસ્તુત ગ્રંથ ગુજરાતી અનુવાદ છે. તે ગુજરાતી વાંચકોના જ્ઞાનમાં વધારો કરશે એમ આશા રહે છે.

વડોદરા.
મામાની પોળ
તા. ૧-૮-૧૯૩૪

ભાલચંદ્ર મંછારામ દેસાઇ

# પ્રવેશક

ચીનમાં ઇ. સ. ૬૭ માં[1] બૌદ્ધ ધર્મ દાખલ થયા પછી, બૌદ્ધોની પવિત્ર ભૂમિ–હિંદમાં પ્રથમ યાત્રા આવનાર ફાં–હીએન હતો. તેનો પ્રવાસ આશરે સોળ વર્ષ ( ઇ. સ. ૩૯૯–૪૧૪ ) ચાલ્યો હતો. તેનું વર્ણન તેણે પોતાના ફો–કયુ–કી નામક ગ્રંથમાં આપ્યું છે. ત્યારબાદ ઇ. સ. ૫૧૮ માં સુન–યુન તથા હવી–સેંગ પ્રવાસે આવ્યા; પણ કમનસીબે તેમનાં વર્ણનો અતિ સંક્ષિપ્ત છે, અને બીજા પ્રવાસીઓના વર્ણન સાથે તેની તુલના થઇ શકે એમ નથી.

ત્યાર બાદ લાંબે સમયે ચીની–બૌદ્ધ સાહિત્યના ઓગસ્ટન યુગ–એવા ટાંગ વંશમાં સુવિખ્યાત હ્યુએન–સાંગ આપણી નજરે પ્રથમ પડે છે, જેને વિષે તેના સી–યુ–કી નામક પુસ્તકમાંથી આપણને પુષ્કળ માહિતી મળે છે. હિંદમાં તેનો પ્રવાસ સુમારે સત્તર વર્ષ ( ઇ. સ. ૬૨૯–૬૪૫ ) ચાલ્યો હતો; અને જે જે બીના તેના જોવામાં આવી હતી તેની તેણે ઉપર કહેલા ગ્રંથમાં સવિસ્તર નોંધ લીધી છે. એ ગ્રંથ હિંદના ઇતિહાસ તથા ભૂગોળ માટે અનિવાર્ય પાઠયપુસ્તક છે.

---

૧ ચીની બાદશાહ મીંગ–ટીએ ( ઇ. સ. ૫૮–૭૫ ) જેમને આમંત્રણ મોકલેલું તે પ્રથમ હિંદી શ્રમણો–કાશ્યપ, માતંગ, તથા ભારણ ( અથવા ધર્મરક્ષ ) ના આગમનનો આ કાળ છે ( ઇ. સ. ૬૭ ), અને એ ચીનમાં બૌદ્ધ ધર્મની ઐતિહાસિક શરુઆતનો છે, જો કે એ પહેલાંના સાહિત્યમાં એની કેટલીક નિશાનીઓ મળે છે.

હ્યુએન-સાંગના મૃત્યુ પછી તરતજ, એટલે જ સુપ્રસિદ્ધ ઇત્સીંગ નામનો બીજો ચીની બૌદ્ધ, ઇ. સ. ૬૭૧ માં હિંદના પ્રવાસાર્થે નીકળ્યો હતો, અને હુગલી નદીના મુખ આગળ તામ્રલિપ્તિમાં ઇ. સ. ૬૭૩માં તે આવી પહોંચ્યો હતો. રાજગૃહ ખીણના પૂર્વ છેડે, બૌદ્ધ વિદ્યાના કેન્દ્ર, નાલન્દમાં તેણે લાંબો સમય અભ્યાસ કર્યો હતો, અને ૪૦૦ સંસ્કૃત ગ્રંથો ભેગા કર્યા હતા, જેના શ્લોકોની સંખ્યા ૫૦૦,૦૦૦ જેટલી થાય છે. સ્વદેશ પાછા ફરતી વખતે તે શ્રીભોજ ( સુમાત્રા ) માં થોભ્યો હતો, જ્યાં તેણે સંસ્કૃત તથા પાલિ બૌદ્ધ ગ્રંથોનો વધુ અભ્યાસ કર્યો અને તેના અનુવાદ કર્યા.

શ્રીભોજથી ચીન પાછા ફરતા એક ચીની ભિક્ષુ સાથે, ઇત્સીંગે ઇ. સ. ૬૯૨ માં પોતાનું પુસ્તક સ્વદેશ મોકલ્યું હતું. પ્રસ્તુત ગ્રંથ એ પુસ્તકનું જ ભાષાંતર છે. તેથી એ પુસ્તકનું નામ '**દક્ષિણ સમુદ્રથી સ્વદેશ મોકલેલ બૌદ્ધ આચારોની નોંધ**' છે. મલય દ્વીપકલ્પ તરફ આવેલા ટાપુઓ તે સમયે દક્ષિણ સમુદ્રના બેટો કહેવાતા હતા આપણો ગ્રંથકાર ઇ. સ. ૬૯૫ માં ચીન પાછો ફર્યો હતો, અને તે વખતે રાજ્ય કરતી, ચાઉની વુ-હાઉ મહારાણીએ તેને સારૂં માન આપ્યું હતું. આ પ્રમાણે એનો પ્રવાસ લગભગ પચીશ વર્ષ ( ઇ. સ. ૬૭૧-૬૯૫ ) સુધી લંબાયો હતો. ઇ. સ. ૬૯૫ પછી શિક્ષાનન્દ, ઇશ્વર તથા બીજા મળી નવ હિંદી ધર્માચાર્યો સાથે બૌદ્ધ ગ્રંથોના અર્થ કરવામાં તે રોકાયો હતો. ઇ. સ. ૭૦૦ થી ૭૧૨ સુધીમાં તેણે ૨૩૦

પુસ્તકમાં એકંદર ૫૬ અનુવાદો પૂરા કર્યા હતા; તે ઉપરાંત તેના સંગ્રહનાં પાંચ પુસ્તકો છે, જે પૈકી પ્રસ્તુત ગ્રંથ મુખ્ય છે.

ઇત્સીંગના આ પુસ્તકનો ઉદ્દેશ, 'વિનય'ના[1] થતા ખોટા અર્થો સુધારવાનો, તથા ચીનના તત્કાલીન વિનયધરોના ભૂલભરેલા મતોનું ખંડન કરવાનો હતો. તેથી મુખ્યત્વે તેના સમયના વિહારજીવન તથા વિનય વિષે તે ચર્ચા કરે છે; પરંતુ તેની સાથે કેટલીક મહત્ત્વની બાબતો પણ આપણને એના ગ્રંથમાંથી મળે છે. હિંદી સાહિત્યમાં (જુઓ પ્રકરણ ૩૨, ૩૪) ઇત્સીંગના ફાળાની અગત્ય આ પુસ્તક જાતેજ બતાવશે. બૌદ્ધધર્મના—ખાસ કરીને ચીની વિનયના 'નિકાયો'[2] —જે વિષે આપણું જ્ઞાન અતિ મર્યાદિત છે તેના વિકાસના અભ્યાસ માટે બીજાં પ્રકરણો પણ અનિવાર્ય છે.

હિંદના પ્રચલિત ચાર નિકાયો પૈકી એક, મૂલસર્વાસ્તિવાદનું જ પ્રસ્તુત પુસ્તકમાં મુખ્યત્વે કરીને નિરૂપણ છે. આથી ચીની સાહિત્યના વણખેડાયલા માર્ગ જે હજુ છે તે વિનયના અભ્યાસ તરફ ચીની વિદ્વાનો દોરાશે એવી આશા છે. આ જ નિકાયનો વિનય, સમૃદ્ધ તેમજ બીજા બધાં કરતાં સૌથી વધુ પૂર્ણ છે. એની પૂરેપૂરી વિભાષાઓ તથા તેના અભ્યાસના કેટલાક સહાયક ગ્રંથો છે. લગભગ એ બધા ગ્રંથોના ઇત્સીંગે પોતે અનુવાદ કર્યા છે ( જુઓ પ્રકરણ ૩૭ ). વળી ઉપર સાથે ગાઢ સંબંધ ધરાવનારા, મહીશાસક તથા

૧ વિનયઃ ધર્મના આચાર, નિયમ વગેરે.

૨ નિકાયઃ સંપ્રદાય; પંથ; School.

ધર્મગુપ્ત નિકાયો–જે મૂલસર્વાસ્તિવાદના બે પેટાવિભાગો છે–તેના બે વિનયપિટકો પણ આપણી પાસે છે. આ બધા નિકાયો સિંહાલીઝ તથા તિબેટનોને પરિચિત છે, અને મહીશાસક તથા સર્વાસ્તિવાદ અશોકના સમયમાં પણ અસ્તિત્વ ધરાવતા હતા; એ બંને સ્થવિર–નિકાયમાંથી વિકાસ પામ્યાનું કહેવાય છે. પ્રોફેસર ઓલ્ડનબર્ગે સીલોનનાં ઐતિહાસિક દફતરોના વિભજ્યવાદી સાથે સ્થવિર–નિકાયનું સાયુજ્ય પ્રતિપાદિત કર્યું છે. હમણાં આપણી પાસે ત્રણ ભાષામાં વિનયપિટકની છ પ્રતો ઉપલબ્ધ છે. થેરવાદનો પૂર્ણ ગ્રંથ (૧) પાલિમાં સચવાયો છે; (૨) જે, વસ્તુમાં ચીની ભાષાના મહીશાસક–વિનય સાથે લગભગ મળતો છે; (૩) તિબેટનમાં તેમજ (૪) ચીની ભાષામાં મૂલસર્વાસ્તિવાદનો ગ્રંથ, અને આ બધા સાથે (૫) ધર્મગુપ્તનો ગ્રંથ, જે છેલ્લાનો એક પેટાવિભાગ છે વળી (૬) રૂઢિચુસ્ત નિકાયોથી અતિદૂરનો મહાસંઘિક–વિનય આપણી પાસે છે, જે ઇ. સ. ૪૧૪ માં પાટલીપુત્રથી ફા–હીએન પૂર્ણ સ્થિતિમાં સ્વદેશ લાવ્યો હતો, અને ઇ. સ. ૪૧૬ માં તેનો અનુવાદ કર્યો હતો.

## મૂલસર્વાસ્તિવાદ–નિકાય.

બુદ્ધના નિર્વાણ પછી એક બે શતકના ગાળામાં, એટલે કે વૈશાલી પરિષદ્ કે જેનો ઉદ્દેશ મુખ્યત્વે વજ્જિ ભિક્ષુઓની 'દશ વસ્તુ'નું ખંડન કરવાનો હતો તે મળ્યા પછી બૌદ્ધધર્મની અનેક શાખાઓ થયાનું કહેવાય છે. સર્વાસ્તિવાદ–નિકાય–

[ ઇત્સીંગ પોતે એ જ પંથનો હતો ] પહેલામાં પહેલો હોવાથી, આજ અરસામાં વિકાસ પામ્યો હોવો જોઇએ. દીપવંશ, ૫, ૪૭ માં કહેવામાં આવ્યું છે કે, થેરવાદમાંથી પ્રથમ મહીશાસક છુટો પડયો; અને મહીશાસકમાંથી સબ્બથિવાદ અને ધમ્મગુપ્ત છુટા પડયા.પણ આપણા નિકાયનો ઇતિહાસ મોગ્ગલિપુત્ત તિસ્સ (ઇ. સ. પૂર્વે ૨૪૦)–અશોકની પરિષદ્‌નો વડો તેના 'કથાવત્થુ'થી શરૂ થાય છે. તે સમયે આ નિકાયે અગત્યનો ભાગ ભજવ્યો હોય એમ લાગતું નથી, કેમકે તિસ્સનો ગ્રંથ સબ્બથિવાદ વિરૂદ્ધ માત્ર ત્રણ પ્રશ્નો જ પૂછે છે: ૧. અર્હત્પદ પામ્યા પછી, અર્હત્ પાછો પડે ખરો ? ૨. સર્વ અસ્તિત્વ ધરાવે છે ? ( સબ્બમ્ અત્થિતિ ) ૩. ચિત્ત–સાતત્ય એ સમાધિ છે ? આ બધા પ્રશ્નોનો જવાબ રૂઢિચુસ્ત નિકાયના મતો વિરૂદ્ધ સબ્બથિવાદ 'હ'કારમાં આપશે.

આ જડવાદી નિકાય, પાછળથી વૈભાષિકા તરીકે દેખા દે છે, અને તે સાયણના ' સર્વદર્શનસંગ્રહ ' સાથે ઘણે ભાગે સામ્ય ધરાવે છે. બદ્ધનિર્વાણ પછી આશરે ૩૦૦ વર્ષ બાદ, કાત્યાયનીપુત્રે જ્ઞાનપ્રસ્થાન–શાસ્ત્ર રચ્યું. સર્વાસ્તિ-વાદનો આ મૂલભૂત ગ્રંથ છે. કનિષ્કના સમયમાં, આ ગ્રંથ ઉપર વસુમિત્ર તથા બીજાઓએ ' મહાવિભાષા ' નામક એક વિસ્તૃત ટીકા લખી હતી. આ પરથી તેઓ ' વૈભાષિકો ' કહેવાયા.

લગભગ ૪૦૦ વર્ષ પછી, ઇ. સ. ૫૦૦ માં વસુ-બન્ધુએ ' અભિધર્મ–કોશ–શાસ્ત્ર ' રચ્યું, જેમાં તેણે મહા-યાનના સપક્ષ તરીકે વૈભાષિકોના મતોનું ખંડન કર્યું. તે

પરથી સર્વાસ્તિવાદ–નિકાયના સંઘભદ્ર નામના તેના સમકાલીન, તેમજ આગલા ગુરુએ પોતાના 'ન્યાયાનુસાર–શાસ્ત્ર'માં પ્રતિપાદિત કરેલા મતોનું ખંડન કર્યું. પરંતુ આ બે આચાર્યો પહેલાં આ નિકાયે મધ્ય હિંદમાં વાસ કર્યો હતો. ફાહીએન (ઇ. સ. ૩૯૯–૪૧૪)–જે વિનય ગ્રંથો સંગ્રહવા હિંદ આવ્યો હતો તે કહે છે કે આ નિકાયનું અનુસરણ પાટલીપુત્ર તથા ચીનમાં થતું હતું; અને એનો વિનય હજુ લખાયો ન હતો. હુએન–સાંગના સમયમાં (ઇ. સ. ૬૨૯–૬૪૫) આ નિકાયનું વિસ્તૃત અનુસરણ થયલું લાગે છે. એના અનુયાયીઓના કાશ્ગર, ઉદ્યાન, તથા ઉત્તર સરહદ પરનાં બીજાં ઘણાં સ્થળો, પશ્ચિમમાં ઇરાન, મતિપુર, કનોજ, તથા મધ્ય હિંદમાં રાજગૃહ નજીક એક સ્થળ એમ મળીને તેર સ્થળોનો તે ઉલ્લેખ કરે છે. તિબેટીય વિનય–જેનો અનુવાદ ઈ. સ. ૭૦૦ અને ૧૩૦૦ વચ્ચે થયો હતો તે પણ આજ નિકાયનો કહેવાય છે; જો કે દુલ્વ (=વિનય) નું પૃથક્કરણ વસ્તુતઃ 'દશાધ્યાય વિનય' સાથે ગાઢ સામ્ય દર્શાવે છે. ઇત્સીંગના મતે સર્વાસ્તિવાદનો તે ચોક્કસ ગ્રંથ નથી.

આ નિકાયનો ભૌગોલિક વિસ્તાર ઇત્સીંગ પ્રસ્તુત પુસ્તકમાં આપે છે. મધ્ય તથા ઉત્તર હિંદમાં તે આબાદ હતો, અને પૂર્વ તેમજ પશ્ચિમ હિંદમાં પણ તેના થોડા અનુયાયીઓ હતા; પરંતુ દક્ષિણ હિંદમાં તેનો પ્રચાર નહિં જેવો જ જણાય છે, અને સીલોનમાં તો તે જણાતો જ નથી. સુમાત્રા, જાવા, તથા આસપાસના દ્વીપોમાં, લગભગ બધાજ આ નિકાયને અનુસરતા હતા, અને ચીનમાં તેના ચારે પેટાભાગો

આબાદ હતા. ચમ્પામાં પણ તેની નિશાની જોવામાં આવતી હતી. સાતમા સૈકા પહેલાં કે પછી, બીજો કોઇ પણ નિકાય સર્વાસ્તિવાદ જેટલો વિસ્તૃત રીતે કદી વ્યાપક થયો નથી; જો કે હુએન-સાંગના વખતમાં માત્ર હિંદુસ્તાનમાં તેના અનુયાયીઓ બીજા નિકાયોના જેટલી મોટી સંખ્યામાં નહોતા.

આ નિકાય, બેશક, હીનયાનનો છે. જો કે આપણો ગ્રંથકાર સ્પષ્ટ રીતે એમ કહેતો નથી. સાયણ પોતાના તત્ત્વજ્ઞાનના ગ્રંથમાં માધ્યમિક (નાગાર્જુન) તથા યોગાચાર્ય (અસંગ)-એ બે બૌદ્ધ દર્શનનો ઉલ્લેખ કરે છે; અને કહે છે કે તે વખતમાં પ્રચલિત કે ગમે તે વખતનો મહાયાન તે આ બે જ દર્શનો. એક જ વિનય તથા તેજ વિનયોના અંગીકાર જેવી બન્નેની સામાન્ય વાતો દર્શાવી, ઇત્સીંગ બે અંતિમ યાનોને સુસંગત કરવા પ્રયત્ન કરે છે. બે વચ્ચે જે ભિન્નતા છે તે, તેના મતે, બોધિસત્ત્વની પૂજા સૂચક 'મહાયાન સૂત્ર'નું વાંચન છે, જે મહાયાનીઓમાં જ ખાસ જોવામાં આવે છે. પણ એમ બન્યું જણાય છે કે અઢાર નિકાયો પૈકી કેટલાકે મહાયાન સાથે સંસર્ગમાં આવ્યા પછી, તેના આચારો ગ્રહણ કર્યા છે. અથવા કંઇ નહિ તો તેમનાં દર્શનો સાથે મહાયાનનો પણ અભ્યાસ કર્યો હશે. ઇત્સીંગના કથનનો અર્થ એવો લાગે છે કે એક જ નિકાય એક જગ્યાએ હીનયાનને અનુસરે છે, અને બીજે સ્થળે મહાયાનને; એટલે બન્ને નિકાય પરસ્પર કેવલ ભિન્ન નથી.)

અઢાર નિકાયોના મતોની ભિન્નતા વિષે તે એક પણ

શબ્દ ઉચ્ચારતો નથી; પરંતુ પોતાનું પુસ્તક પોતાના નિકાય અનુસાર જ છે એમ જણાવવાની તે ખાસ દરકાર રાખે છે. એ વાત પરથી આપણે જોઇ શકીએ છીએ કે બીજા નિકાયોના મતો અસંધેય હતા. મુકામની વ્યવસ્થા, ભિક્ષા સ્વીકારવાની કે વસ્ત્રો પહેરવાની રીતો જેવા આચારોમાં ભિન્નતાની નહીં જેવી વિગતો તે આપે છે, જો કે મૂલસર્વાસ્તિવાદ નિકાય તથા બીજા નિકાયોને એક બીજાથી ભિન્ન દર્શાવવા માટે એટલી વિગતો પૂરતી નથી.

## ઇત્સીંગના વર્ણન ઉપરથી બૌદ્ધ નિકાયોની સ્થિતિ.

(ઇ. સ. ૬૭૧-૬૯૫)

બૌદ્ધ ધર્મના અઢાર નિકાયો—ચાર મુખ્ય વિભાગો પ્રમાણે નીચે મુજબ છેઃ—

૧. આર્ય—મહાસંઘિક—નિકાય.

૧ સાત પેટાવિભાગો.

૨ ત્રિપિટક—૩૦૦,૦૦૦ શ્લોકો.

૩ મગધમાં (મધ્ય હિંદ) પ્રચલિત; લાટ તથા સિંધુમાં (પશ્ચિમ હિંદ) તેના થોડા અનુયાયીઓ છે; ઉત્તર તથા દક્ષિણ હિંદમાં કેટલાક અનુયાયીઓ; બીજા નિકાયો સાથે સાથે પૂર્વ હિંદમાં—સીલોનમાં અમાન્ય. દક્ષિણ સમુદ્રના દ્વીપોમાં (સુમાત્રા, જાવા વગેરે) પાછળથી દાખલ; શેન સીમાં (પશ્ચિમ ચીનમાં) કેટલાક અનુયાયીઓ.

૨. આર્ય-સ્થવિર-નિકાય.

૧ ત્રણ પેટા વિભાગો.

૨ ત્રિપિટક-૩૦૦,૦૦૦ શ્લોકો.

૩ દક્ષિણ હિંદમાં લગભગ બધા જ એ સ્વીકારે છે, મગધમાં તે પ્રચલિત છે; લાટ તથા સિંધુમાં કેટલાક અનુયાયીઓ; બીજા નિકાયો સાથે સાથે પૂર્વ હિંદમાં. ઉત્તરહિંદમાં નહિ; દક્ષિણ સમુદ્રના ટાપુઓમાં પાછળથી દાખલ; ચીનમાં નહિ.

૩. આર્ય-મૂલસર્વાસ્તિવાદ-નિકાય.

૧ ચાર પેટા વિભાગો.

ક. મૂલ સર્વાસ્તિવાદ નિકાય.
ખ. ધર્મગુપ્ત ,,
ગ. મહીશાસક ,,
ઘ. કાશ્યપીય ,,

૨ ત્રિપિટક-૩૦૦,૦૦૦ શ્લોકો.

૩ મગધમાં આબાદ, ઉત્તરહિંદમાં લગભગ બધા એના જ અનુયાયીઓ; લાટ તથા સિંધુમાં તેમજ દક્ષિણ હિંદમાં કેટલાક; બીજા નિકાયો સાથે સાથે પૂર્વ હિંદમાં. ત્રણ પેટા વિભાગો-ખ, ગ, ઘ હિંદુસ્તાનમાં જણાતા નથી, પણ ઉદ્યાન, ખરચર, તથા કુસ્તનમાં કેટલાક અનુયાયીઓ. સીલોનમાં નહિ. દક્ષિણ સમુદ્રના બેટોમાં લગભગ બધા એના અનુયાયીઓ. કેટલાક ચમ્પામાં (કોચીન ચીન). ખ પૂર્વ હિંદમાં

તથા શેન–સીમાં માલમ પડે છે. યાંગ–ત્સે–કીઆંગની દક્ષિણમાં, ક્વાંગ–ટુંગ તથા દક્ષિણ ચીનમાં ક્વાન–સીમાં ક, ખ, ગ, ઘ આબાદ.

૪. આર્ય–સમ્મિતિ–નિકાય.

૧ ચાર પેટા વિભાગો.

૨ ત્રિપિટક–૨૦૦,૦૦૦ શ્લોકો; ફક્ત વિનયના ૩૦,૦૦૦ શ્લોકો.

૩ લાટ તથા સિંધુમાં આબાદ; મગધમાં પ્રચલિત. દક્ષિણ હિંદમાં થોડા અનુયાયીઓ. બીજા નિકાય સાથે સાથે પૂર્વ હિંદમાં, ઉત્તર હિંદમાં, તથા સીલોનમાં નહિ. ચમ્પામાં ઘણે ભાગે એનું અનુસરણ. ચીનમાં નહિ.

## હિંદુસ્તાન તથા બીજા ભાગોમાં નિકાયોનો સ્થળવાર પ્રચાર.

હિંદુસ્તાન : અઢાર નિકાયો અસ્તિત્વ ધરાવે છે.

મધ્ય હિંદ : મગધ–ચારે નિકાયો પ્રચલિત, પરંતુ ૩ સૌથી વધુ જાહોજલાલીમાં (ખ,ગ,ઘ સિવાય).

પશ્ચિમ હિંદ : લાટ તથા સિંધુ; ૪ સૌથી વધુ આબાદીમાં; ૧, ૨, ૩ ના કેટલાક અનુયાયીઓ.

ઉત્તર હિંદ : લગભગ બધા ૩ ના અનુયાયીઓ; કેટલાક ૧ ના ( ૨, ૪ જણાતા નથી ).

દક્ષિણ હિંદ : લગભગ બધા ૨ ના અનુયાયીઓ; બીજા નિકાયોના કેટલાક.

પૂર્વ હિંદ : ૧, ૨, ૩, ૪ – બધા સાથે સાથે.
સીલોન : બધા ૨ના અનુયાયીઓ; ૧ અમાન્ય; ૩,૪ નથી.
સુમાત્રા, જાવા, તથા આપસાસના દ્વીપો : લગભગ બધા ૩ ના અનુયાયીઓ; કેટલાક ૪ ના, પાછળથી ૧, ૨ ના કેટલાક.
કોચીન–ચીન : ચમ્પા, બહુધા ૪, કેટલાક ૩ ના અનુયાયીઓ; ૧, ૨ નહિ.
સીઆમ : હાલ બૌદ્ધધર્મ નથી–બૌદ્ધધર્મીઓ પર રાજાએ વર્તાવેલા ઉત્પીડનને લીધે.
પૂર્વ ચીન : ૩ નો ખ, આબાદીમાં.
પશ્ચિમ ચીન : શેન–સી–૩ નો ખ, તથા ૧ અનુસરાય છે.
દક્ષિણ ચીન : ચાંગ–ત્સે–કીઆગની દક્ષિણે, ક્વાટુંગ તથા ક્વાગ–સી–બધા ૩ ના અનુયાયીઓ–ક, ખ, ગ, ઘ આબાદ

## મહાયાન[1] તથા હીનયાન.

સામાન્ય રીતે ચીન આખો મહાયાનપંથી છે.

મલયુ ( શ્રીભોજ ): કેટલાક મહાયાનપંથીઓ.

ઉત્તર હિંદ તથા દક્ષિણ સમુદ્રના દશ કે વધુ ટાપુઓ ( સુમાત્રા, જાવા વગેરે ) પ્રાયઃ હીનયાનમાર્ગી.

હિંદના બાકીના બધા ભાગો–બન્ને યાનો માલમ પડે છે, એટલે કે કેટલાક એક પ્રમાણે તો કેટલાક બીજા પ્રમાણે વર્તે છે.

૧ યાન—વાહન, નિર્વાણપ્રાપ્તિનો માર્ગ.

## ઇત્સીંગનું જીવન અને તેના પ્રવાસો.

### ૧. તે ચીન છોડે છે ત્યાં સુધીનું તેનું કૌમાર જીવન.

હિંદમાં આવેલા ત્રણ મહાન પ્રવાસીઓ પૈકી ઇત્સીંગ એક હતો. ફાન–યાંગમાં, ટાઇ–ત્સુંગના રાજ્ય દરમ્યાન, ઇ. સ. ૬૩૫ માં તેનો જન્મ થયો હતો. જ્યારે તે સાત વર્ષનો હતો (૬૪૧) ત્યારે, તે શાન–યૂ તથા હુઇ–હ્સી નામના બે ગુરુઓ પાસે ગયો હતો. તે બન્ને શાન–ટુંગમાં પર્વત પર એક મંદિરમાં રહેતા હતા. તે સાધુ થશે એ ધારણાથી, બન્ને ગુરુઓએ તેને સામાન્ય ચીની સાહિત્યનાં તત્ત્વોનું ઘણે ભાગે શિક્ષણ આપ્યું હતું.

જ્યારે તે માત્ર બાર વર્ષનો હતો ત્યારે તેના ઉપાધ્યાય શાન–યૂ મૃત્યુ પામ્યા. આથી તેને ઘણો શોક થયો. પછી અહિક સાહિત્યનો અભ્યાસ પડતો મૂકી, તેણે બુદ્ધના પવિત્ર શાસનનું અધ્યયન શરૂ કર્યું. ચૌદ વર્ષની વયે તેને પ્રવ્રજ્યામાં દાખલ કરવામાં આવ્યો. અઢારમે વર્ષે, તે આપણને જણાવે છે, તેણે હિંદના પ્રવાસે જવાની ઇચ્છા કરી; પણ એ અભિલાષ તે સાડત્રીસ વર્ષનો થયો ત્યાંસુધી તે પાર પાડી શક્યો નહિ. આ અરસાનાં લગભગ ઓગણીસ વર્ષો દરમ્યાન, ઐહિક સાહિત્યમાં મોજશોખ માણી તેનું જીવન નકામું બને નહિ, એ ઉદ્દેશથી ધર્મના અભ્યાસ પાછળ પોતાનું સર્વ જુવાનીનું સામર્થ્ય તેણે આપ્યું હોય એમ લાગે છે.

વીસ વર્ષની યોગ્ય વયે તેણે ઉપસમ્પદા દીક્ષા લીધી.

તેના કર્માચાર્ય, હુઇ-હ્સી તે વખતે સદ્‌ગત શાન-ચૂની જગ્યાએ તેના ઉપાધ્યાય થયા. બુદ્ધના ઉમદા આદેશોનું દૃઢ પાલન કરવાનું મહત્ત્વ, તેમજ બુદ્ધના ઉપદેશના થતા ખોટા અર્થ પર તેજ દિવસે તેનું લક્ષ ખેંચી, ઉપાધ્યાયે તેને ખરો બોધ આપ્યો. તેના ગુરુના શબ્દો આખા જીવનમાં તેને માર્ગદર્શક બન્યા હોવા જોઇએ, કેમકે પાછળથી તેણે જે કાંઇ વાંચ્યું કે લખ્યું તે સર્વ તેનાં ઉપદેશવચનો સાથે સુસંગત છે.

વિનય પછી, પર્વત પરના વિહારના રહેવાસ દરમ્યાન તેર ધૂતાઙ્ગો પૈકી કેટલાકનું પાલન કરતાં, તેણે મોટાં સૂત્રો શીખવાં શરૂ કર્યાં. તેના ઉપાધ્યાયના પ્રોત્સાહનથી અભિધમ્મ પિટકના અસંગનાં બે સૂત્રોનો અભ્યાસ કરવા તે ત્યાર પછી પૂર્વ વેઈ ગયો; ત્યાંથી તે પશ્ચિમ રાજધાની, સી-આન-ફુ તરફ ગયો, જ્યાં તેણે વસુબન્ધુ તથા ધર્મપાલના અભિધર્મ-કોશ તથા વિદ્યામાત્ર-સિદ્ધિનો આગળ અભ્યાસ કર્યો. તે ચાંગ-આન (અથવા સી-આન-ફુ) રહ્યો તે દરમ્યાન ' હુએન-સાંગનો ઉમદા ઉત્સાહ ' તેમ જ બાદશાહની ખાસ દેખરેખ નીચે થયલી તેની ભવ્ય ઉત્તરક્રિયા પણ તેણે જાતે જોઇ હશે, કેમકે તે રાજધાનીમાં ઇત્સીંગના વસવાટ દરમ્યાન હુએન-સાંગનું મૃત્યુ થયું હતું.

હુએન-સાંગના પ્રભાવશાળી વ્યક્તિત્વની તેમજ તેને મળેલા માન અને કીર્તિની કદાચ તેના પર અસર થવાથી, ઇત્સીંગે બૌદ્ધ સાહિત્યના તે સમયના ધામમાં-હિંદુસ્તાનમાં-પ્રવાસે આવવાનું તેનું ચિરચિંતિત સાહસ બર લાવવા ઘણો-

પ્રયત્ન કર્યો જણાય છે. તેનો જીવનચરિતલેખક જણાવે છે તેમ, ઇત્સીંગ હુએન-સાંગ તથા ફા-હીએનનો ખરેખર એક મહાન પ્રશંસક થયો. ચીનથી તેણે પ્રયાણ કર્યું તે પહેલાં એક વર્ષ સુધી-ઇ. સ. ૬૭૦ સુધી-તે તે રાજધાનીમાં રહ્યો હતો.

તેના પ્રવાસ વિષે, ઇત્સીંગના પોતાના જ શબ્દોમાં વાચક વાંચવાનું પસંદ કરશે, જો કે તેની નોંધ કમનસીબે ટૂંકી છે.

૨. હિંદ તરફ તેની મુસાફરી.

"હ્સીએન-હેંગ સમયના પ્રથમ વર્ષમાં (ઇ. સ. ૬૭૦) હું, ઇત્સીંગ ચાંગ-આનમાં અભ્યાસ કરતો હતો, અને પ્રવચનો સાંભળતો હતો. તે સમયે મ્હારી સાથે આટલા માણસો હતાઃ પીંગ-પુનો ચુ-ઇ ધર્માચાર્ય, લાઇ-ચાઉનો હુંગ-ઇ શાસ્ત્રાચાર્ય, તથા બીજા બે ત્રણ ભદન્તો; હમે બધા ગૃધ્રકૂટ જોવા જવા સંમત થયા; અને હિંદનું બોધિદ્રુમ જોવા તત્પર બન્યા. પણ પીંગ-ચુઆનના (પોતાના ઘર તરફના) તેના પ્રેમથી ચુ-ઇ પાછો તણાયો, કેમકે તેની માતા વયોવૃદ્ધ હતી, જ્યારે કીઆંગ-નીંગમાં હુએન-ચાનને મળવાથી હુંગ-ઇએ સુખાવતી તરફ પોતાનું મન ફેરવ્યું. હુએન-કયુઇ કવાંગ-ટુંગ સુધી આવ્યો; પરંતુ, બીજાની માફક, તેણે પણ પોતાનો આગલો નિશ્ચય બદલ્યો. તેથી ત્સીન-ચાઉના શાન-હીંગ નામના એક યુવાન સાધુ સાથે મ્હારે હિંદ માટે ઉપડવું પડ્યું.

"દિવ્ય ભૂમિ (ચીન)ના મ્હારા જૂના મિત્રો આવી રીતે

મ્હારાથી વિખૂટા પડયા અને બધા પોતપોતાને પંથે ગયા. અને મ્હને હિંદમાં એકે નવો પરિચિત માણસ જડયો નહિ. તે વખતે જો હું મ્હારા નિશ્ચયમાં ડગમગ્યો હોત તો મ્હારા મનોરથ કદી પાર પડયા હોત નહિ. ચતુર્વિધ શોક પરની એક કવિતાનું અનુકરણ કરી, મેં નીચેના બે શ્લોકો રચ્યાઃ

> 'મ્હારા પ્રવાસ દરમ્યાન મેં લાખો દશાઓ પ્રમાર કરી, શોકના સૂક્ષ્મ તંતુઓએ મ્હારા વિચારને શતધા ગુંચવ્યો. એમ શા માટે થતું હતું? હું પ્રાર્થું છું કે હિંદના પાંચ પ્રદેશોની સીમા પર મ્હારા શરીરનો પડછાયો ત્હમે શા સારૂ પડવા દો છો?'

ફરી મ્હને પોતાને દિલાસો આપવા મેં લખ્યુંઃ

> 'બાહોશ સેનાધિપતિ શત્રુને નિરોધી શકે છે, પરંતુ મનુષ્યનો નિશ્ચય ચલિત કરવો અઘરો છે. જો હું ટુંકા જીવન માટે શોચ કરૂં, અને સર્વદા તે વિષે લખ્યા કરૂં, તો લાંબો અસંખ્ય યુગ હું શી રીતે પ્રસાર કરી શકું?'

સ્વદેશથી પ્રયાણ કરતાં પહેલા હું રાજધાની (ચાંગ–આન) થી મ્હારે ગામ (ચો–ચાઉ) પાછો ફર્યો હતો. મ્હારા ગુરુ હુઈ–હુસીની મેં સલાહ માંગી.[1] તેણે મ્હને સાનંદ રજા આપી.

"પ્રયાણ કરતી વખતે, મ્હારા ગુરુ (શાન–યૂ)ની કબર આગળ તેની પૂજા કરવા તથા પરવાનગી લેવા હું ગયો. તે વખતે કબરની આજુબાજુનાં વૃક્ષો તથા જંગલી ઘાસોથી તે

૧ જુઓ પ્રકરણ ૪૦

જગ્યા ઢંકાઇ ગઇ હતી. જો કે પ્રેત-લોક આપણાથી અદશ્ય રહે છે, તો પણ તે હાજર હોય એમ માની મેં તેને સર્વ પ્રકારનું માન આપ્યું. પ્રવાસે જવાની મ્હારી ઇચ્છા મેં તેને જણાવી; તેની આધ્યાત્મિક સહાયની મેં વાંછના કરી અને તેણે મ્હારા પર કરેલા પૂર્વ અનુગ્રહોનો યોગ્ય બદલો વાળવા મેં મ્હારી ઇચ્છા દર્શાવી.

"હુસીએન-હેંગ કાળના બીજા વર્ષમાં (ઇ. સ. ૬૭૧)મેં યાંગ-હુમાં 'વર્ષ'[1] વ્યતીત કર્યું. શરદઋતુની શરૂઆતમાં કોંગ-ચાઉના ફેંગ-હુસીઆવ-ચુઆન નામના રાજ-એલચી સાથે મ્હારો અચિંતિત મેળાપ થયો. તેની મદદથી હું કવાંગ-ટુંગ આવ્યો, જ્યાં મેં દક્ષિણ તરફ ઉપડવા ઇરાની વહાણના[2] માલીક સાથે મળવાનો એક દિવસ નક્કી કર્યો. રાજ-એલચીનું આમંત્રણ સ્વીકારી હું ફરી કાંગ-ચાઉ ગયો, જ્યાં બીજી વખત તે મ્હારો યજમાન થયો. તેના નાના ભાઇઓ, શીઆવ-યન તથા સીઆવ-ચેન-બન્ને રાજપ્રતિનિધિઓ હતા-નીંગ તથા પેન સન્નારીઓ-તેના કુટુંબના બધા માણસોએ ઉપહારો આપી મ્હને ઉપકૃત કર્યો હતો.

"તેમણે મ્હને ઉત્તમ પ્રકારની ચીજો તથા સુંદર ખાદ્ય પદાર્થો આપ્યા. એમ કરવામાં તેમનો એ હેતુ હતો કે સમુદ્ર સફર દરમ્યાન મ્હને કશી ચીજની ઊણપ જણાય નહિ, છતાં

૧ Summer Retreat; વર્ષા ઋતુ.

૨ ઇત્સીંગના સમયમાં ઇરાન, હિંદુસ્તાન, મલયદ્વીપો તથા ચીન વચ્ચે વહાણો નિયમિત આવજા કરતાં હતાં.

તેમને એવી ભીતિ હતી કે તોફાની સાગર પર મ્હને ઘણીયે આફતો પડશે. તેમનો પ્રેમ મ્હારા માતાપિતા જેટલો ગંભીર હતો—અનાથ જેવો હું જે જે વસ્તુની ઇચ્છા કરતો તે તરતજ તેઓ મ્હને આપતા. તે બધા મ્હારો વિશ્રામ બન્યા, અને સાથે સુંદર દેશ જોવાનાં સાધનો મ્હને પૂરાં પાડયાં.

" ( પવિત્ર ભૂમિની ) યાત્રા સંબંધી જે કાંઇ હું કરી શકયો તે બધું આ ફ઼ેંગ કુટુંબની મદદને જ આભારી છે. વળી લીનનાનના સાધુઓ તથા ગૃહસ્થોને હમારા વિયોગથી સખત આઘાત થયો; ઉત્તર પ્રાંતોના કુશાગ્રબુદ્ધિ વિદ્વાનો પણ હમારા પ્રયાણથી દુઃખિત થયા, કેમકે હમને ફ઼રી મળવાની તેમને આશા નહોતી.

" આ વર્ષના (ઇ. સ. ૬૭૧) અગિઆરમાં માસમાં, ચી અને ચેનના[1] નક્ષત્ર તરફ઼ જોતાં, અને પાન-યુ (કવાંગ-ટુંગ)ને હમારી પાછળ મૂકી, હમે ઉપડયા. દૂરતમ આવેલા વારાણસી-ના મૃગદાવ તરફ઼ હું કયારેક મ્હારા વિચારો દોડાવતો, તો કયારેક કુક્કુટપદ-ગિરિ ( ગયા નજીક ) પહોંચવાની આશામા હું મ્હાલતો.

" આ સમયે ચોમાસાનો પવન વાવા લાગ્યો, જ્યારે ઉપ-રથી બબ્બે લટકતા સો હાથ લાંબા દોરડા સાથે હમારૂં વહાણ રાતા દક્ષિણ સાગર તરફ઼ ચાલ્યું જતું હતું. આ ઋતુના આરંભમાં, પાંચ પાંચ સઢના ગુચ્છો, ગંભીર ઉત્તરને વટાવી ફ઼રકતા

૧ ચી-Serpent, ચેન-Worm

હતા. પાણીના મોજાં સમુદ્ર સપાટી પર પર્વતસમ પડયા છે. એક વિસ્તૃત અખાતપ્રવાહ સાથે યુક્ત થઇ મ્હોટા સમુદ્રતરંગો, મેઘના જેમ, ગગન સાથે અથડાય છે.

"વીસ દિવસની સફર પહેલાં વહાણુ ભોજ પહોંચ્યું. હું ત્યાં ઉતર્યો અને ત્યાં ધીમે ધીમે શબ્દવિદ્યા (વ્યાકરણુ) શીખતો છ માસ રહ્યો. ત્યાંના રાજાએ મ્હને આશ્રય આપ્યો અને મ્હને મલયુ મોકલ્યો, જે હાલ શ્રીભોજ કહેવાય છે. ત્યાં હું બે માસ રહ્યો, અને પછી હું ત્યાંથી કા–ચા ગયો. અહિંથી બારમે મહિને મેં એક વહાણુ પકડયું, અને ફરી હું રાજાના વહાણુમાં પૂર્વ હિંદ તરફ જવા ઉપડયો. કા–ચાથી ઉત્તર તરફ જતાં, દશથી વધુ દિવસની સફર પછી, હમે નગ્ન લોકોના દેશમાં આવ્યા. પૂર્વ તરફ નજર નાખતા, એક બે ચીની માઇલના વિસ્તાર સુધી, નાળિયેરી તથા સોપારીના વૃક્ષોના આહ્લાદક અને સુપ્રચુર વનથી ભરેલો કિનારો હમે જોયો. જ્યારે ત્યાંના માણસોએ હમારૂં વહાણુ આવતું જોયું ત્યારે તેઓ નાની હોડીઓમાં–જેની સંખ્યા એકસો હતી–બેસી ઉત્સુકતાથી હમારી પાસે આવ્યા. તે બધાં નાળિયેર, કેળાં તથા નેતર, અને વાંસની બનાવેલી વસ્તુઓ હમારી પાસે લાવ્યા, અને તેનો વિનિમય કરવાની ઇચ્છા દર્શાવી. માત્ર લોખંડ મેળવવાને તેઓ ઉત્સુક હોય છે; બે આંગળી જેટલા લાંબા લોખંડના કટકા બદલ, આપણુને પાંચથી દશ નાળિયેર તેમની પાસેથી મળે છે. માણસો તદ્દન નગ્ન હોય છે, જ્યારે સ્ત્રીઓ તેમનું શરીર પાંદડાથી આચ્છાદિત કરે છે. જો વેપારીઓ મશ્કરીમાં

તેમને કપડાં આપે તો, તેઓ તે વાપરતા નથી ( એમ દર્શાવવા ) તેઓ તેમના હાથ હલાવે છે.

"આ દેશ, મ્હારા સાંભળવા પ્રમાણે, શુ–ચુઆનની નૈઋત્ય સરહદ તરફ છે. આ ટાપુમાં લોખંડ બીલકુલ મળતું નથી, સોનુ તથા રૂપું પણ બહુ ઓછા છે. ત્યાંના લોકો કેવળ નાળિયેર તથા કંદ ઉપર નિર્વાહ ચલાવે છે; ત્યાં ડાંગર પણ વધુ થતી નથી. અને તેથી જેમને તે વધુમાં વધુ કીમતી વસ્તુ ગણે છે તે લોહ છે, જે આ દેશમાં લોખંડનું નામ છે. આ લોકો કાળા નથી, અને મધ્યમ ઉંચાઇના છે. નેતરની ગોળ પેટી બનાવવામાં તેઓ કુશળ છે; બીજો કોઇ પણ દેશ એમાં તેમની હરોબરી કરી શકે એમ નથી. જો કોઇ તેમની સાથે વિનિમય કરવાની ના પાડે તો તેઓ ઝેરી તીરો ફેંકે છે. એક જ તીર પ્રાણ હરી શકે છે. અહિંથી વાયવ્ય તરફ જતાં, આશરે એક પખવાડીયામાં હમે તામ્રલિપ્તિ પહોંચ્યા, જે પૂર્વ હિંદની દક્ષિણ સરહદ પર છે. મહાબોધિ અને નાલન્દ ( મધ્ય હિંદ ) થી તે સાઠ કરતાં વધુ યોજન દૂર છે.

"હુસીએન હેંગ સમયના ચોથા વર્ષના ( ઇ. સ. ૬૭૩ ) બીજા માસના આઠમે દિને, હું ત્યાં આવી પહોંચ્યો. પાંચમા માસમાં મેં પશ્ચિમ તરફ મ્હારો પ્રવાસ ચાલુ કર્યો. રસ્તે મ્હને અહિં તહીં સાથીઓ મળતા.

" તામ્રલિપ્તિમાં પહેલી જ વખત હું ચેંગ–ટેંગને (મહાયાન પ્રદીપ )[1] મળ્યો, અને તેની સાથે થોડા માસ રહ્યો.

૧ હુએન. ચાંગનો શિષ્ય, દ્વારવતી ( પશ્ચિમ સીઆમ ),

એ દરમ્યાન હું સંસ્કૃત ભાષા શીખ્યો, અને શબ્દવિદ્યા (વ્યાકરણ) નો અભ્યાસ તાજો કર્યો છેવટે ટેંગ આચાર્ય સાથે હું નીકળ્યો, અને પશ્ચિમ તરફ જતા સીધા માર્ગે હમે મુસાફરી ચાલુ રાખી સેંકડો વેપારીઓ હમારી સાથે મધ્ય હિંદ આવ્યા હતા

"મહાબોધિ વિહારથી દશ દિવસની મુસાફરીના અંતરે, હમે એક મોટો પર્વત તથા અનૂપો વટાવ્યા, ઘાટ ભયંકર તથા દુસ્તર છે ઘણા માણસોના સંઘાતે જવું અગત્યનું છે, પણ કદી એકલા મુસાફરી કરવી નહિ તે વખતે ઋતુજન્ય બીમારીથી હું પટકાયો હતો, હું થાકી ગયો હતો, અને મ્હારામાં શક્તિ રહી ન્હોતી વેપારીઓ સાથે જવા મે પ્રયત્ન કર્યો, પરંતુ હું થાકયો હતો તેમજ દુઃખી હતો એટલે તેમને હું પહોચી શકયો નહિ જો કે મે બનતો પરિશ્રમ ઊઠાવ્યો અને આગળ જવા ધાર્યું, પરંતુ પાંચ ચીની માઇલ ચાલતાં ય મ્હારે સેંકડો વખત થોભવું પડતું નાલન્દના લગભગ વીસ સાધુઓ ત્યાં હતા, અને તેમની સાથે સંમાનનીય ટેંગ પણ હતા આ બધા મ્હારાથી આગળ નીકળી ગયા હતા, હું એકલો જ પાછળ રહી ગયો હતો, અને સાથીરહિત એવો હું ભયંકર માર્ગ કાપતો હતો સાંજે સૂર્યાસ્ત સમયે, કેટલાક

સીલોન તથા દક્ષિણ હિંદમાં પ્રવાસ કરી તે તામ્રલિપ્તિ આવ્યો અને ત્યાં બાર વર્ષ રહ્યો હતો અંતમાં તે સંસ્કૃતમાં હુશિયાર હતો ધર્મોગ તેની સાથે નાલન્દ વૈશાલી તથા કુશીનગર ગયો હતો પછી નિર્વાણ વિહારમાં તે મરણ પામ્યો હતો

પહાડી લુંટારા દષ્ટિગોચર થયા; બાણ ખેંચી અને બુમરાટ પાડી, તેઓ મ્હારી પાસે આવ્યા અને મ્હારા તરફ જોવા મંડ્યા. એક પછી બીજાએ વારાફરતી મ્હારૂં અપમાન કરવા માંડયું. પ્રથમ તો તેમણે મ્હારો ઝબ્બો લઇ લીધો, અને પછી મ્હારૂં અંતર્વાસ લઇ લીધું. મ્હારી પાસે જેટલા પટાઓ તથા કાયબન્ધો હતા તે બધા તેમણે ઝુંટવી લીધા. તે વખતે મેં ધાર્યું કે, મ્હારૂં મૃત્યુ હવે તદન નજીક હતું, અને પવિત્ર ધામોની યાત્રા કરવાની મ્હારી અભિલાષા હવે હું પરિપૂર્ણ કરી શકીશ નહિ. વળી જો મ્હારા ગાત્રો તેમના ભાલાની ધારથી આમ ભેદાય તો મ્હારૂં ચિરવાંછિત મૂળ સાહસ બર લાવવા હું કદી ફત્તેહમંદ થઇ શકીશ નહિ. તે ઉપરાંત, હિંદુસ્તાનમાં એવી ગપ ચાલતી હતી કે, જ્યારે કોઇ ગોરો માણસ આવી ચઢતો ત્યારે દેવને બલિ આપવા તેને મારી નાંખવામાં આવે છે. જ્યારે મેં આ વાતનો વિચાર કર્યો ત્યારે, મ્હારો ઉદ્વેગ બેવડો વધ્યો. ત્યાર પછી હું એક કાદવવાળી જગ્યાએ ગયો; મ્હારૂં આખું શરીર કાદવથી અનુલિપ્ત કર્યું. પાંદડાથી મેં મ્હારૂં શરીર આચ્છાદિત કર્યું, અને લાકડીના ટેકાથી, ધીમે ધીમે હું આગળ જવા લાગ્યો.

"સાયંકાળ થયો, અને હજુ તો આરામ-ગૃહ દૂર હતું. રાત્રિના બીજા પ્રહર વખતે, હું મ્હારા આગલા સાથીઓને જઇ મળ્યો. ગામ બહારથી ઉચ્ચ સ્વરે મ્હને બૂમ મારતાં મ્હારા પૂજ્ય ટેંગને મેં સાંભળ્યા. જ્યારે હમે સાથે મળ્યા ત્યારે તેમણે મ્હને દયાભાવથી ઝબ્બો આપ્યો, અને મેં મ્હારૂં શરીર

તળાવમાં સાફ કર્યું. પછી હું ગામમાં આવ્યો. ત્યાંથી કેટલાક દિવસ સુધી ઉત્તર તરફ આગળ જતાં, હમે નાલન્દ આવી પહોંચ્યા, અને મૂલગન્ધકુટીની પૂજા કરી. પછી હમે ગૃધ્રકૂટ પર્વત પર ચઢયા. ત્યાં હમે એક જગ્યા જોઇ કે જેના પર વસ્ત્રો વીંટાળેલા હતા. ત્યારબાદ હમે મહાબોધિવિહાર[1] આવ્યા, અને (બુદ્ધના) ખરા મુખની મૂર્તિની પૂજા કીધી. શાન–ટુંગના સાધુઓ તથા ગૃહસ્થોએ ભેટ આપેલું રેશમ મેં લીધું, અને તથાગતના કદનું મેં તેમાંથી કાષાય બનાવ્યું. મેં જાતે આ વસ્ત્ર તે મૂર્તિને ચઢાવ્યું. પુના વિનય–આચાર્ય હુ-એને મ્હને આપેલા અનેક નાના વિતાનો મેં તેના વતી ચઢાવ્યા. ત્સાવના ધ્યાનગુરુ આનટાવે બોધિની મૂર્તિની પૂજા કરવાનું મ્હને સોંપ્યું હતુ, અને તેને નામે મેં એ ફરજ અદા કરી.

"પછી અનન્ય ભાવથી, નિખાલસતાથી તથા પૂજ્યભાવથી મેં જમીન પર સાષ્ટાંગ પ્રણિપાત કર્યા. પ્રથમ તો મેં ચીન માટે પ્રાર્થના કરી કે ચાર પ્રકારના લાભો ધર્મપ્રદેશમાં બધા ચેતન ભૂતોમાં વિસ્તારથી પ્રચલિત થવા જોઇએ, અને પૂજ્ય (બુદ્ધ) મૈત્રેયને મળવા તેમ જ સાચો સિદ્ધાંત પ્રમાણભૂત કરવા નાગવૃક્ષ નીચે સામાન્ય પુનર્મિલન માટે, અને પછી ફરી જન્મ ન આવે એવું જ્ઞાન પ્રાપ્ત કરવા, મેં મ્હારી ઇચ્છા પ્રદર્શિત કરી. સર્વ પવિત્ર જગ્યાઓની પૂજા કરવા હું ફર્યો; (ચીનાઓને) ફાન–ચાંગ[2] (વૈશાલીમાં) નામથી જાણીતું એક ગૃહ પસાર

૧ બોધિદ્રુમ નજીક, સીલોનના રાજાએ બંધાવેલો વિહાર.
૨ ફાન–ચાંગ=દશ ચોરસ હાથ. વૈશાલીમાં એક ઘર હતું, જે

કરી, હું કુશીનગર આવ્યો દરેક જગ્યાએ હુ ભક્તિભાવ તથા નિખાલસતા દર્શાવતો મે મૃગદાવમા[1] પ્રવેશ કર્યો અને કુક્કુટપદગિરિ પર હુ ચઢયો નાલન્દ વિહારમા હુ દશ વર્ષ રહ્યો ( ઘણે ભાગે ઇ સ ૬૭૫–૬૮૫ )

"ચુઇ–કુંગ સમયના પ્રથમ વર્ષમા ( ઇ સ ૬૮૫ ) હું હિંદમા ( નાલન્દથી પૂર્વે છ યોજન દૂર આવેલા એક સ્થળે ) વુ–હીંગથી જુદો પડયો

ધર્મગ્રંથો એકઠા કર્યા પછી, સ્વદેશ પાછા ફરવાની મે શરુઆત કરી હુ પાછો તામ્રલિપ્તિ આવ્યો ત્યા પહોચતા પહેલા વાટમાં મ્હને લુંટારાની ટોળીનો ભેટો થયો, તેમની તલવારોથી કપાઇ જતા હુ મુશ્કેલીથી બચી ગયો, અને ત્હવારથી આજ સુધી મ્હારૂ જીવન હુ આમ નિભાવી શકયો ત્યાર બાદ ત્યાથી હુ વહાણમા બેઠો, અને કાન્ચા પ્રસાર કર્યું જે હિંદી ગ્રંથો હુ લાવ્યો તેમા એકંદર ૫૦૦,૦૦૦ શ્લોકો હતા ચીની ભાષામા તેનુ ભાષાતર કરતા એક હજાર ગ્રંથો ભરાય આ ગ્રંથો સાથે હુ હાલ ભોજ રહુ છુ

" હિંદના મધ્યદેશથી મગધની પ્રાંતો વચ્ચેનુ અંતર પૂર્વ

બુદ્ધના સમકાલીન વિમલકીર્તિની ઓરડી હેવાન કે શીલાદિત્યનો મુખ્ય એલચી વાન હ્યુએન ત્સે જ્યારે વૈશાલીમા આવ્યો હતો ત્યારે તેણે એ ઓરડી માપ્યુ હતુ, અને તેને માલમ પડ્યુ કે એ ઓરડી દશ ચોરસ હાથ હતી (ફાહ્યાન) તેથી તે પાછળથી ફાંગ ચાંગ કહેવાઇ

૧ Deer-Park

અને પશ્ચિમમાં સુમારે ત્રણ સેં કરતાં વધુ યોજન છે. દક્ષિણ તથા ઉત્તરમાં સરહદના ભાગોનું અંતર ચારસો યોજન છે. જો કે મેં પોતે બધી સરહદો જોઇ નથી તેમજ આ અંતરનું મેં જાતે નિરૂપણ પણ કર્યું નથી, તો પણ આ આંકડા મેં તપાસ કરી મેળવ્યા છે.

"પૂર્વ સરહદથી દક્ષિણ તરફ ચારસો યોજન પર તામ્રલિપ્તિ આવેલું છે. ત્યાં પાંચ છ વિહારો છે; લોકો આબાદ છે. તે પૂર્વ હિંદમાં ગણાય છે, અને મહાબોધિ તથા શ્રી નાલન્દથી લગભગ આઠ યોજન દૂર છે. ચીન પાછા ફરતી વખતે વહાણમાં બેસવાનું એ મથક છે. અહિંથી અગ્નિ કોણ તરફ બે માસ વહાણ હંકારતા કા-ચા આવે છે. એટલા વખતમાં ભોજથી ત્યાં વહાણ આવી પહોંચે છે. સામાન્ય રીતે વર્ષના પહેલા કે બીજા માસમાં આ હોય છે. પણ જેઓ સિંહલ-દ્વીપ ( સીલોન ) જાય છે તેમણે નૈઋત્ય તરફ વહાણ હંકારવું જોઇએ. લોકો કહે છે કે આ ટાપુ સાત સો યોજન દૂર છે. શીયાળા સુધી કા-ચા થોભી, પછી દક્ષિણ તરફ સફર કરવાથી, એક માસ પછી એક મલયુ આવે છે. તે હમણા ભોજ કહેવાય છે. ( એની સત્તા નીચે ) ઘણા રાજ્યો છે. આગમનનો કાળ અહિં સાધારણ રીતે પહેલો કે બીજો માસ હોય છે. ગ્રીષ્મ ઋતુના મધ્ય કાળ સુધી ત્યાં આપણે થોભીએ છીએ, અને પછી ઉત્તર તરફ સફર ચાલુ થાય છે. એકાદ માસમાં કવાંગ-ફુ ( કવાંગ-ટુંગ ) આવી લાગે છે. આ વખતે છ માસ પ્રસાર થઇ ગયા હોય છે.

"જ્યારે આપણા ("આગલાં") પુણ્ય કર્મોની શક્તિની આપણને સહાય મળે છે ત્યારે, જાણે આપણે એક બજારમાંથી પ્રસાર થયા હોઇએ એમ દરેક જગ્યાએ આપણી સફર સુગમ તથા આનંદપ્રદ બને છે. પણ જો, ઉલટું, કર્મની કાંઇ વધુ અસર ન હોય તો આપણને ઘણુંખરૂં ભય નડે છે. પ્રજા વધુ જાણી તેમનું જ્ઞાન વધુ વિસ્તૃત કરે એ આશાથી આ પ્રમાણે મ્હારો પ્રવાસ માર્ગ તથા પાછા ફરતી વખતનો રસ્તો મેં ટુંકમાં વર્ણવ્યો છે.

"દક્ષિણ સમુદ્રના ઘણા રાજાઓ તથા ઠાકોરો બૌદ્ધધર્મની પ્રશંસા કરે છે, અને તે સ્વીકારે છે. સત્કર્મોનો સંચય કરવા તેઓ તત્પર રહે છે. ભોજના સુરક્ષિત શહેરમાં એક હજાર કરતાં વધુ ભિક્ષુઓ છે. જ્ઞાન તથા સદાચાર માટે તેઓ કૃતનિશ્ચય હોય છે. મધ્યદેશ (હિંદ)માં જે જે વિષયો અસ્તિત્વ ધરાવે છે તે બધાનો અભ્યાસ તથા નિરુપણ તેઓ કરે છે. નિયમો તથા વિધિઓમાં કાંઇ પણ ફરક નથી. જો કોઇ ચીની સાધુ ( ભાષણો ) સાંભળવા તથા ( મૂળ ગ્રંથો ) વાંચવા હિંદુસ્તાન જાય તો તેણે ત્યાં એકબે વર્ષ રહી, યોગ્ય નિયમોનું પાલન કરી પછી મધ્યહિંદ જવું એ વધુ સારૂં છે.

"ભોજ નદીના મુખ આગળ, ( એક વેપારી મારફત ) કવાંગ–ચાઉને વિશ્વાસપત્ર મોકલવા હું એક વહાણ પર ગયો હતો. એમ કરવાનું કારણ ( મ્હારા મિત્રોને ) મળી તેમની પાસે કાગળ તથા સહી મંગાવવાનું હતું, કેમકે સંસ્કૃત ભાષામાં સૂત્રોની નકલ કરવા એ ચીજોની જરૂર હતી, તેમજ

નકલ કરનારને આપવાના પૈસા પણ મંગાવવાના હતા. તેજ વખતે વેપારીને વાયુ અનુકૂલ માલમ પડયો, એટલે તેણે સઢ ઉંચે ચઢાવી દીધા. આ પ્રમાણે મ્હારે વહાણમાં જવાનું થયું (જો કે સ્વદેશ જવાની મ્હારી પોતાની ઇચ્છા ન્હોતી). જો મેં થોભવાને કહ્યું હોત તોપણ, તેમ કરવાનો કાંઇ ઉપાય રહ્યો ન્હોતો. આ ઉપરથી હું જોઉં છું કે આપણું (ભાવિ) ઘડનાર કર્મની શક્તિ છે, અને તે ઘડવું એ આપણા મનુષ્યના હાથમાં નથી.

"યુંગ–ચાંગ સમયના પ્રથમ વર્ષના (ઇ. સ. ૬૮૯) સાતમા માસના વીસમે દિવસે હમે કવાંગ–કુ પહોંચ્યા. સાધુઓ તથા ગૃહસ્થો સાથે અહિં મ્હને પુનઃ મેળાપ થયો. પછી ચીહ-ચીહના મંદિરમાં સભા વચ્ચે મેં નિશ્વાસસહિત કહ્યું: 'ધર્મનો પ્રચાર કરવાની આશાથી હું પ્રથમ હિંદુસ્તાન ગયો હતો; ત્યાંથી હું પાછો ફર્યો અને દક્ષિણ સમુદ્રના દ્વીપમાં હું થોડો સમય રહ્યો. હજુ કેટલાક ગ્રંથોની ઉણપ રહે છે, જો કે (હિંદુસ્તાનથી) હું જે લાવ્યો છું અને ભોજ મૂકી આવ્યો છું તે સંગ્રહમાં ત્રિપિટકના ૫૦૦,૦૦૦ શ્લોકો છે. આવી પરિસ્થિતિમાં મ્હારે ત્યાં પાછા જવું જોઇએ એ આવશ્યક છે. પરંતુ મેં 'વનમાં' પ્રવેશ કરી દીધો છે (૫૫ વર્ષની મ્હારી ઉમર થઇ ગઇ છે), ઉછળતાં મોજાં પુનઃ પ્રસાર કરતાં ફાટમાંથી પ્રસાર થતાં અશ્વો કાબુમાં રહે નહિ,[1] અને મ્હારા

---

૧ ચીની ભાષાની વિચિત્ર ઉપમા 'સફેદ અશ્વ એક ફાટમાંથી દોડી જાય એટલી ઝડપથી માનવ જીવન વહી જાય છે.'

શરીરના આકારનું રક્ષણ કરવું કદાચ દુર્ગમ બને. જો પ્રાતઃ કાળનું ઝાંકળ ( સૂકાઇ જવાનો ) સમય એકાએક આવે તો, તે ગ્રંથો કોને સોંપવામાં આવશે ?

'ત્રિપિટક, ખરેખર, મહત્વનો સિદ્ધાંત ( પ્રતિપાદિત કરે ) છે. મ્હારી સાથે આવી તે લઇ લેવા કોણ તૈયાર છે ? ( તે ગ્રંથોમાં જે સૂચના ) આપણને મળે છે તે પ્રમાણે ભાષાંતર કરવા સમર્થ માણસની અપેક્ષા રહે છે.'

"સભાએ એકમતે મ્હને કહ્યું: 'અહિંથી નજીક ચેંગ-કુ (ભાલગુપ્ત) નામનો એક સાધુ રહે છે. લાંબા સમયથી તે વિનય-સિદ્ધાંતનું અધ્યયન કરે છે; પોતાના શૈશવથી તેણે પોતાને પરિપૂર્ણ તથા વિશુદ્ધ રાખ્યો છે. જો ત્હમે આ માણસને મેળવી શકો તો તે ત્હમારો સર્વોત્તમ સાથી થશે.' આ શબ્દો સાંભળતાજ મ્હને લાગ્યું કે તે ઘણે ભાગે મ્હને ઉપયોગી નીવડશે. એટલે મેં તેના પર એક પત્ર મોકલ્યો, જેમાં મેં પ્રવાસને લગતી તૈયારીનું આછું વર્ણન કર્યું હતું. તેણે મ્હારો પત્ર ખોલ્યો; તે જોઇને મ્હારી સાથે આવવાનો તેણે તરત નિશ્ચય કર્યો. એક ઉપમા આપીયે તો-લીઆવ-ટુંગ શહેર પર એકજ ધસારાથી ત્રણ સેનાધિપતિઓના હિંમતવાન હૈયા ડગમગ્યા, અથવા હિમાલય-વિષયક એક નાના શ્લોકે મહાન-તપસ્વીનો ગંભીર નિશ્ચય આકર્ષ્યો.

"શાંત ઝરણા તથા જંગલો આનંદથી છોડી તે નીકળ્યો; સંસારનો મેલ કાઢી નાંખવા હમે સહમત થયા; હમે બન્નેએ હમારા દેહ ધર્મને સમર્પ્યા, એટલે ખુલ્લા દિલથી હમારી મૈત્રી

થઇ. જો કે અગાઉ કદી મેં તેને જોયો નહોતો, તો પણ મ્હને માલમ પડ્યું કે, મ્હને જોઇતો હતો તેવો જ માણસ અણધાર્યો મ્હને સાંપડયો. એક રમણીય રાતે, હમારે જે કરવાનું હતું તે પર હમે બન્નેએ ગંભીરતાથી ચર્ચા કરી. પછી મ્હને ચેંગ-કુએ કહ્યું: 'જ્યારે સદ્ગુણ સદ્ગુણના મેળાપની ઇચ્છા કરે છે ત્યારે તે આપોઆપ બીજાની અપેક્ષા વિના મળે છે, અને જ્યારે યોગ્ય સમય આવે છે ત્યારે, ઇચ્છા છતાં, કોઇ પણ તેનો નિરોધ કરી શકતું નથી.

"તો પછી ત્હમારી સાથે આપણા ત્રિપિટકનો પ્રચાર કરવાનું, તથા (ભવિષ્ય માટે) સહસ્ર દીપો પ્રગટાવવા ત્હમને સહાય કરવાનું હું નિખાલસ ભાવે સૂચવું ?' પછી હ્નીઆ પર્વત પર મંદિરના વડા, કી-એનની તથા બીજાઓની છેલ્લી રજા લેવા હમે ગયા. ખરે સમયે શું કરવાનુ હતું તે કીએનને સ્પષ્ટ માલમ પડયું, અને તે પ્રમાણે તેણે કર્યું; તેની સાથે હમને વધુ વખત રોકવાની ઇચ્છા તેણે કદી કરી નહિ હમે જ્યારે તેને મળ્યા અને જેના પર હમે વિચાર ચલાવ્યો હતો તે તેને જણાવ્યું. તેણે હમને સહાયભૂત થવા અનુમોદન આપ્યું. મુસાફરીની તૈયારી કરવામાં તેણે હમને મદદ કરી કે જેથી હમને કાંઈ પણ ચીજની ખોટ રહે નહિ. ઉપરાંત કવાંગ-ટુંગના બધા સાધુઓ તથા ગૃહસ્થોએ હમને જોઇતી વસ્તુઓ પૂરી પાડી.

"તે વર્ષના (ઈ. સ. ૬૮૯) અગિઆરમા માસના પહેલે જ દિવસે, હમે એક વેપારી વહાણમાં બેઠા. પાન-યુથી નીકળી,

સર્વ મનુષ્યો માટે સોપાન થવા, કે રાગોદધિ પાર ઉતારવા તેમને માટે નૌકા થવાના ઉદ્દેશથી, લાંબી સફર બાદ લોજ પહોંચવા હમે ચંપા તરફ વહાણુ હંકાર્યું. અને તેટલી ઉતાવળથી હમારા નિશ્ચયો સિદ્ધ કરવા હમે રાજી હતા, પણ સફરની અધવચ પડવાની હમને આશા ન્હોતી.

( ચેંગ-કુ, ટાવ-હુંગ, તથા બીજા બે સાધુઓ ઇત્સીંગ સાથે આવ્યા હતા અને લોજમાં ત્રણ વર્ષ સૂત્રોનો અભ્યાસ કર્યો હતો. )

" ટા-સીનને હું શ્રી લોજમાં મળ્યો ( જ્યાં તે ઇ. સ. ૬૮૩ માં આવ્યો હતો ). હિંદમાં મંદિર બાંધવા બાદશાહના અનુગ્રહ માટે સ્વદેશ પાછા ફરવા મેં તેને વિનતિ કરી. જ્યારે તેને એમ લાગ્યું કે ( જો આ અભ્યર્થના માન્ય થાય તો ) એથી મહાન લાભ થશે ત્યારે, પોતાની જીંદગીની પણ પરવા ન કરતાં, ટા-સ્રીન વિશાળ સાગરની સફર કરવા ફરી કબૂલ થયો. ટી-એન-શાઉના સમયના ત્રીજા વર્ષમાં (ઇ. સ. ૬૯૨) પાંચમા માસના પંદરમે દિવસે ચાંગ-આન ( સી-આન-ફુ ) આવવા તે એક વેપારી-વહાણમાં બેઠો. તેની સાથે દશ પુસ્તકોમાં જુદા જુદા સૂત્રો તથા શાસ્ત્રોના નવા અનુવાદો હું મોકલું છું. ટા-ટાંગ-સી-યુ-કુ-ફા-કાવ-સેંગ-ચુઆન ( Memoirs ) બે પુસ્તકોમાં છે."

### ૩. સ્વદેશમાં ઇત્સીંગના પુનરાગમનથી તેના મૃત્યુ સુધી.

ઇત્સીંગ સત્રીસ વર્ષ ( ઇ. સ. ૬૭૧-૬૯૫ ) બહાર

રહ્યો હતો, અને ત્રીસ કરતા વધુ દેશોમા તેણે પ્રવાસ કર્યો હતો ઇ સ ૬૯૫ ના ગ્રીષ્માર્ધમા તે ચીન પાછો આવ્યો હતો બૌદ્ધ ધર્મના ચાર ગ્રથો તે પોતાની સાથે લાવ્યો હતો તેમા એકદર ૫૦૦,૦૦૦ શ્લોકો હતા તે ઉપરાત બુદ્ધના વજ્રાસનનો[1] ખરો નમુનો પણ તે પોતાની સાથે લાવ્યો હતો

ઇ સ ૭૦૦ થી ૭૧૨ સુધીમા ઇત્સીંગે ૨૩૦ પુસ્તકોમા ૫૬ ગ્રથો અનુવાદિત કર્યા હતા, જો કે એ પૈકી કેટલાક તે અગાઉના હતા આ ગ્રથોમા કેટલાક મહત્વના સૂત્રો તથા શાસ્ત્રો હતા, પરતુ મૂલસર્વાસ્તિવાદ–નિકાય–જેની સાથે પ્રસ્તુત પુસ્તક ખાસ સબધ ધરાવે છે–તે કેવી રીતે સમજાવે છે તે જાણવા માટે અહિ વિનય–ગ્રથોની જ યાદી આપવી બસ થશે

## ક. ઇંડીયા ઓફીસ સગ્રહ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ક્રમ ક(No) | ૧૧૧૦ | મૂલસર્વાસ્તિવાદ | –વિનય–સૂત્ર, | ૧ પુસ્તક (volume) |
| ૨ | ,, | ૧૧૧૮ | ,, | –વિનય, | ૫૦ ,, |
| ૩ | ,, | ૧૧૨૧ | ,, | –સયુક્ત–વસ્તુ, | ૪૦ ,, |
| ૪ | ,, | ૧૧૨૩ | ,, | –સઘભેદકવસ્તુ, | ૨૦ ,, |
| ૫ | ,, | ૧૧૨૪ | ,, | –ભિક્ષુણી–વિનય, | ૨૦ ,, |
| ૬ | ,, | ૧૧૨૭ | ,, | –વિનય–સગ્રહ, | ૧૪ ,, |
| ૭ | ,, | ૧૧૩૧ | ,, | –એકશતકર્મ, | ૧૦ ,, |
| ૮ | ,, | ૧૧૩૩ | ,, | –નિદાન, | ૫ ,, |

1 Diamond seat

| | | | | |
|---|---|---|---|---|
| ૯ | ક્રમાંક | ૧૧૩૪ | મૂલસર્વાસ્તિવાદ–માત્રિકા, | ૫ પુસ્તક |
| ૧૦ | ,, | ૧૧૪૦ | ,, વિનય–નિદાન માત્રિકા–ગાથા | ૧૫ પાના |
| ૧૧ | ,, | ૧૧૪૧ | ,, સંયુક્ત–વસ્તુ–ગાથા, | ૧૦ ,, |
| ૧૨ | ,, | ૧૧૪૩ | ,, વિનય–ગાથા, | ૪ પુસ્તક |
| ૧૩ | ,, | ૧૧૪૯ | ,, ભિક્ષુણી–વિનયસૂત્ર; | ૨ ,, |

## ખ. બોડલીઅન પુસ્તકાલય સંગ્રહ

| | | | |
|---|---|---|---|
| ૧૪ (૧) | મૂલસર્વાસ્તિવાદ–પ્રવર્ગ્ય (ઉપસમ્પદા) વસ્તુ, | | ૪ પુસ્તક |
| ૧૫ (૨) | ,, | –વર્ષાવાસ–વસ્તુ, | ૧ ,, |
| ૧૬ (૩) | ,, | –પ્રવારણ–વસ્તુ, | ૧ ,, |
| ૧૭ (૪) | ,, | –ચર્મ–વસ્તુ, | ૧ ,, |
| ૧૮ (૫) | ,, | –ભૈષજ્ય–વસ્તુ, | ૧૮ ,, |
| ૧૯ (૬) | ,, | –કઠિનચીવર–વસ્તુ, | ૧ ,, |

આ પ્રમાણે પોતાના નિકાયના વિનયના બધાજ ગ્રંથો ઇત્સીંગે આલેખ્યા, અને બૌદ્ધ સાહિત્યની આ શાખાના અભ્યાસ માટે તેણે ચીનમાં એક નવો નિકાય ( School ) સ્થાપ્યો. ત્રિપિટકની નામાવલિની પ્રસ્તાવનામાં, તેના સમકાલીન ચુંગ–સુંગ બાદશાહે, ઇત્સીંગના જીવનની તથા ગ્રંથોની ઘણી પ્રશંસા કરી છે.

## કેટલાક ભૌગોલિક નામો પર ટિપ્પણ.

૧. નગ્ન લોકોના દેશ.

ઇત્સીંગ હિંદુસ્તાન આવ્યો ત્યારે પોતાના માર્ગમાં તેણે આ દ્વીપ વટાવ્યો હતો. કા–ચાથી ઉત્તરે દશ દિવસમાં પહોંચાય એટલો તે દૂર છે, અને ઉત્તર તરફ આવેલા નાના નિકોબાર ટાપુઓ પૈકી એક તરફ તે છે. ઇત્સીંગનું વર્ણન એ ટાપુઓના પાછળથી થયલા વર્ણન સાથે એટલું તો મળતું આવે છે કે હાલના નિકોબાર તે જ લો–જેન–કયુઓ એમ આપણે પૂરેપુરી રીતે પ્રતિપાદિત કરી શકીએ. નવમા સૈકામાં આરબ નાવિકો જેનો લન્જબાલુ કે લંખબલુથી ઉલ્લેખ કરે છે તે જ આ દ્વીપસમૂહ મનાય છે. તેઓ એની આમ નોંધ લે છે: ' આ દ્વીપો ઘણા લોકોને નિભાવે છે. માણસો તથા સ્ત્રીઓ નગ્ન ફરે છે, ફક્ત સ્ત્રીઓ વૃક્ષોના પાંદડાથી શરીર આચ્છાદિત કરે છે. જ્યારે કોઇ વહાણ ત્યાં થઇને પ્રસાર થાય છે ત્યારે નાની મ્હોટી હોડીઓમાં બેસી ત્યાંના માણસો આવે છે, અને નાળિયેર તથા સોપારી સાટે લોખંડનો વિનિમય કરે છે. માર્કો પોલોનું[1] તેરમા શતકનું વર્ણન ઉપરના ઉતારા જેટલું મળતું આવતું નથી. તે કહે છે: ' જવાનો ટાપુ તથા લમ્બ્રીનુ રાજ્ય વટાવી, ઉત્તર તરફ ૧૫૦ સાગર પ્રસાર કરો એટલે બે ટાપુઓ આવે છે. તેમાંનો એક નેકુવેરન

૧ કર્નલ યુલ, માર્કો પોલો; પુ. ૨, પ્રકરણ ૧૨, પૃ. ૨૮૯.

( કે નેકાઉરન )[1] કહેવાય છે. આ ટાપુમાં લોકોનો કોઇ રાજા કે અધિપતિ નથી, પણ તેઓ જંગલી જીવન ગાળે છે; અને હું ત્હમને કહું છું કે અહિંના માણસો તથા સ્ત્રીઓ નગ્ન ફરે છે, અને કોઇ પણ પ્રકારનું આચ્છાદન વાપરતા નથી. તેઓ મૂર્તિપૂજકો છે; ત્યાં સુંદર અને કીમતી જાતના વૃક્ષો છે. '

ઉપરના બે વર્ણનો તેમજ ઇત્સીંગનું વર્ણન ખચિત એકજ દ્વીપનો ઉલ્લેખ કરે છે, જો કે ઈત્સીંગ તેનું કાંઇ નામ આપતો નથી. ટાંગના ( ઇ. સ. ૬૧૮–૯૦૬ ) ઇતિહાસમાં નિકોબાર દ્વીપોનો સમૂહ ' રાક્ષસોની ભૂમિ ' કહેવાતો હતો.

## ૨. દક્ષિણ સમુદ્રના દ્વીપો.

જેને આપણે ' સાઉથ સી આયલેંડસ ' કહીએ છીએ તેની સાથે ઇત્સીંગના 'આયલેંડસ ઓફ ધી સધર્ન સી' નો ગોટાળો કરવો ન જોઇએ. નાન–હઇ શબ્દથી દક્ષિણ–ચીન–સમુદ્ર કે મલય આર્ચીપેલેગો વિવક્ષિત છે, અને ઇત્સીંગ સુમાત્રા, જાવા, તથા તત્કાલજ્ઞાત સમીપસ્થ દ્વીપોનો તેમાં સમાવેશ કરે છે. તે કહે છે કે, ત્યાં દશથી વધુ દેશો છે, અને તે બધામાં બૌદ્ધધર્મની અસર છે. એ દ્વીપો નીચે પ્રમાણે છેઃ—

૧. પો–લુ–શી ટાપુ; પુલુશીહ.
૨. મો–લો–યુ દેશ; મલયુ, કે શ્રીભોજ.

૧ રશિદદીન, નાક્વારમ (લાક્વારમ નહિ) નામ વાપરે છે, જે કદાચ ઓછું અપભ્રષ્ટ થયલું નામ હોય. આ હુએન–સાંગનો નાલિ–કેરદ્વીપ હોવો જોઇએ.

૩. મો–હો–ચીન ટાપુ; મહાચીન.
૪. હો–લીંગ ટાપુ કે પો–લીંગ; કલિંગ.
૫. તાન–તાન ટાપુ; નાતુન.
૬. પેન–પેન ટાપુ; પેમ્પેન.
૭. પો–લી ટાપુ, બલિ.
૮. કુ–લુન ટાપુ; પુલો–કોન્ડોર.
૯. ફો–શીહ–પુ–લો ટાપુ, ભોજપુર.
૧૦. આ–શાન ટાપુ; ઓ–શાન.
૧૧. મો–ચીઆ–માન ટાપુ; મધમન.

એ ઉપરાંત બીજા ઘણા ટાપુઓ છે જેનો અહિં ઉલ્લેખ કર્યો નથી.

ઉપર્યુક્ત એકાદશ ટાપુઓની, ગ્રંથકર્તા પ્રમાણે, પશ્ચિમ તરફથી ગણત્રી કરવામાં આવી છે, અને એજ ક્રમાનુસાર હવે આપણે દરેકને, બની શકે તે પ્રમાણે, તેનું નિર્ણિત સ્થળ આપીશું.

૧. પો–લુ–શી.

પો–લુ–શી પ્રથમ તો Barus-al Insulae હોય એમ લાગે છે, જે લાસેન (Lassen) ના નકશામાં હિંદી મહાસાગરમાં અન્દામાન ટાપુઓનો સમૂહ છે. પરંતુ કોરીઆના બે સાધુઓ શ્રીભોજની પશ્ચિમે, પોલુશીના દેશમાં વહાણમાં ગયા હતા, અને ત્યાં તે માંદા પડયા અને મરણ પામ્યા એમ જ્યારે ઇત્સીંગ કહે છે ત્યારે, આટલા દૂર દ્વીપનો તે ઉલ્લેખ કરતો હોય

એમ લાગતું નથી. પ્રોફેસર ચેવન્સ ( Chavannes ) ને ટાંગના ઇતિહાસમાં લાંગ–પો–લુ–સે નામનો એક દેશ જડયો હતો, જે શીહ લી–ફો–શીહનો પશ્ચિમ ભાગ હોવાનું કહેવાય છે, અને આપણો પોલુશી તે તે જ એમ કહેવાય છે. આ બે વચ્ચે દર્શાવાયલું સાયુજ્ય ખરું લાગે છે, કેમ કે શ્રીભોજનો દેશ ટાંગ વંશ ( ઇ. સ. ૬૧૮–૯૦૬ ) દરમ્યાન મલાક્કાના કિનારા સુધી વિસ્તૃત હતો.

૨. મો–લો–યુ.

આપણા ગ્રંથકારના સમયમાં શ્રી ભોજ એક અતિ સમૃદ્ધ દેશ હોય એમ જણાય છે. તે ત્યાં બે વખત ગયો હતો અને સંસ્કૃત તથા પાલિ મૂળ ગ્રંથોનો અભ્યાસ કરવામાં તથા તેના અનુવાદ કરવામાં તેણે ત્યાં સાત વર્ષ (ઇ. સ. ૬૮૮–૬૯૫) ગાળ્યા હતા. પોતાના ગ્રંથોમાં ભોજ અથવા શ્રીભોજ એમ ગમે તેમ નામ તે વાપરે છે. એમ લાગે છે કે આ દેશની રાજધાની શરૂઆતથી જ ભોજ–ઘણે ભાગે જાવાનું સંસ્થાન–કહેવાતું હતું, અને જ્યારે આ રાજ્ય વિસ્તાર પામ્યું અને મલયુ સુધી એની હદ વધી ત્યારે, આખા દેશ તેમજ રાજધાનીને શ્રીભોજ નામ આપવામાં આવ્યું. મલયુ કાં તો ભોજના રાજ્યમાં જોડી દેવામાં આવ્યું હોય કે સ્વેચ્છાથી તે રાજ્યના છત્ર નીચે આવ્યું હોય એમ લાગે છે. મલયુ પરથી શ્રીભોજ નામનો ફેરફાર, ઇત્સીંગના સમય પહેલાં જ કે તે ત્યાં રહ્યો તે અરસામાં થયો હોવો જોઇએ, કેમકે જ્યારે જ્યારે

તે મલયુ નામનો ઉલ્લેખ કરે છે ત્યારે ત્યારે તે ઉમેરે છે કે ' હમણા એ શ્રીભોજ કે ભોજ કહેવાય છે, '

આ નામોનો નિર્દેશ કરનાર સૌથી પ્રથમ આપણો ગ્રંથકાર છે, એટલે એના હેવાલની યથાર્થ બારીક પરીક્ષા કરવી ઘટે છે. તેના પ્રસ્તુત ગ્રંથ તથા ' મેમોઇર્સ '–Memoirs–માંથી આપણને નીચેની બાબતો મળે છે.

૧. ભોજ રાજધાની ભોજ નદી પર હતી, અને તે ચીન સાથે વેપાર કરનાર મુખ્ય બંદર હતું; ક્વાંગ–ટુંગ તથા એની વચ્ચે નિયમિત દરિયાઇ વ્યવહાર એક કંપની સેપાઈ ચલાવતો હતો.

૨. ક્વાંગ–ટુંગથી ભોજનું અંતર, વાયુ અનુકૂળ હોય તો વીશ દિવસનું, અને નહિ તો એક માસનું હતું.

૩. મલયુ–જેને હમણા જ શ્રીભોજ નામ મળ્યું હતું–ભોજ રાજધાનીથી પંદર દિવસની સફર જેટલું દૂર હતું, અને મલયુ તથા કા–ચા વચ્ચે પણ એટલું જ અંતર હતું: એટલે મલયુ આ બે સ્થળો વચ્ચે બરાબર આવે છે.

૪. શ્રીભોજનો દેશ પો–લુ–શીની પૂર્વે હતો.

૫. ભોજના રાજા પાસે વહાણો હતા–ઘણે ભાગે હિંદ તથા ભોજ વચ્ચે વેપાર અર્થે.

૬. ભોજનો રાજા તેમજ સમીપસ્થ રાજ્યોના રાજવીઓ બૌદ્ધધર્મપ્રિય હતા.

૭. દક્ષિણ સમુદ્રના દ્વીપોમાં આ રાજધાની બૌદ્ધ જ્ઞાનનું કેન્દ્ર હતું, અને ત્યાં હજારથી વધુ ભિક્ષુઓ હતા.

૮. મુખ્યત્વે હીનયાન, ઘણે ભાગે મૂલસર્વાસ્તિવાદ–નિકાય અનુસાર, ત્યાં પ્રચલિત હતો. સમ્મિતીય ઉપરાંત બીજા બે નવા જ દાખલ થયલા નિકાયો ત્યાં હતા. કેટલાક મહાયાનીઓ પણ મલયુ (= નવા શ્રીભોજ)માં હતા.

૯. અહિં સોનું પુષ્કળ હોય એમ જણાય છે. એક વખત ઇત્સીંગ શ્રીભોજને ચીન–ચાઉ–(સુવર્ણ–દ્વીપ) કહે છે. લોકો બુદ્ધને સોનાનું કમળ–પુષ્પ ચઢાવતા હતા: તેઓ સોનાના ઘંટો વાપરતા, અને સુવર્ણની મૂર્તિઓ રાખતા.

૧૦. લોકો કાન–નાન પહેરતા હતા.

૧૧. ત્યાંની બીજી પેદાશો: પીન–લંગ, જાતી (Nut-megs), લવંગ તથા કપૂર. તેઓ સુવાસિત તેલ વાપરતા. અહિંના લોકો છોડો (અથવા વૃક્ષો) ના રસને ઉકાળી ખાંડના ગોળા બનાવે છે, અને ભિક્ષુઓ તે જુદે જુદે વખતે ખાય છે, જ્યારે હિંદીઓ ચોખામાંથી ખાંડ બનાવે છે, અને 'અશ્મ–મધુ' (Stone-Honey) બનાવવામાં તેઓ દુધ તેમજ તેલ વાપરે છે.

૧૨. શ્રીભોજ દેશમાં આઠમા માસના મધ્ય ભાગમાં તેમજ વસંત ઋતુના મધ્ય ભાગમાં વેલાચક્રનો પડછાયો બીલકુલ પડતો નથી, તથા ઉભેલા માણસનો પડછાયો પણ બપોરે પડતો નથી. વર્ષમાં બે વખત સૂર્ય બરાબર માથા ઉપર થઇ પ્રસાર થાય છે.

૧૩. ત્યાંની ભાષાનું નામ કુન-લુન હતું.

ભોજ (દેશ) મલાક્કાના દક્ષિણ કિનારા પર આવેલો હતો; જો મલાઇઉર તે સીંગાપોર હોય તો, તે ઉત્તર કિનારાપર આવવો જોઇએ. વળી ઇત્સીંગ જણાવે છે કે શ્રીભોજમાં વેલાચક્રનો પડછાયો પડતો નથી. આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે શ્રીભોજ દેશમા ભૂમધ્યરેખા પર આવેલા બધા સ્થળોનો સમાવેશ થતો હતો; અને તેથી, આખા દેશમાં, મલાક્કાના દક્ષિણ કિનારાથી પાલેંબાંગ સુધી, સુમાત્રાનો બધો ઇશાન ભાગ આવી જતો હતો.

૩. મો-હો-સીન.

આને મળતું જો કોઇ નામ આવતું હોય તો તે સીરીઅનનું મસીન છે. થોમસ, તેબડ્ક્ષેહ, જેકબ, અને ડેન્હા, પાદરીઓને સીરીઅન કુલપતિ એલિઆસે ઇ. સ. ૧૫૦૩ માં, ' હિંદીઓના દેશમાં તથા સમુદ્રોના ટાપુઓમાં, જે ડાબાગ-Dabag (જાવા, સરખાવો ઝબેજ), સીન (ચીન) તથા ચીનની વચ્ચે છે, ત્યાં જવા ' ફરમાવ્યું હતું. મહાસીન તથા મસીન તે બોર્નીઓના દક્ષિણ કિનારા પરનું હાલનું બન્જેર મસીન હશે.

૪. હો-લીંગ.

આ નામ નિઃશંક હિંદી છે. ઘણે ભાગે કોરોમંડલ કિનારા પરના કલિંગ પરથી તે નામ લેવામાં આવ્યું હોય એમ લાગે

છે. ચીની ઇતિહાસ[1] પ્રમાણે, એ જાવાનું બીજું નામ છે, અથવા તેનો એક ભાગ છે. સીલોન તથા કદાચ હિંદના દક્ષિણ કિનારા સાથે પણ તેનો સૌથી પ્રથમ સંબંધ હતો. પણ જો ચીની ઇતિહાસકારોનું નીચે ઉતારેલું કથન સાચું હોય તો, તે મલય દ્વીપકલ્પમાં એક જગ્યા સૂચવે છેઃ—

'હો–લીંગમાં, જ્યારે કર્ક સંક્રાન્તિ ( Summer–Solstice ) વખતે આઠ ફીટ ઉંચે એક શંકુ રાખવામાં આવે તો (બપોરે) તેનો પડછાયો દક્ષિણ તરફ બે ફીટ ચાર ઇંચ (=૨⅓ ફીટ) લાંબો પડે છે.'

જાવાના નામો સબંધી, ટોલેમીનું (ઇ. સ. ૧૫૦) સૌથી જુનું આયેબેડીયુ–Iabadiu–, ફા–હીએન ( ઇ. સ. ૪૧૪)નું જવદી, તથા 'પહેલા સુંગના ઇતિહાસ' (ઇ. સ. ૪૨૦–૪૭૮) નું યવદ, ઘણે ભાગે 'યવદ્વીપ'–'જવનો દેશ'–માટે વપરાયલા લાગે છે. પાછળના કેટલાક હેવાલોમાં એ નામ ઝાબેજ ( આરબો ) કે ડાબેગ ( સીરીઅનો ) તરીકે જોવામાં આવે છે. પણ ઇત્સીંગના સમયમાં એ પૈકી એક પણ નામ વપરાયલું જણાતું નથી, જો કે 'જાવા' ( જવ ) નામ મોડેથી સુંગના ઇતિહાસમાં (ઇ. સ. ૯૬૦–૧૨૭૯), તેમજ તેરમા સૈકાને અંતે માર્કો પોલોના પ્રવાસોમાં આવે છે; અને હજુ પણ એ નામ વપરાય છે. જાવાની સંસ્કૃતિ વિષે બે શબ્દો કહેવા અહિં અસ્થાને ન લેખાય. ફા–હીએનના સમયમાં (ઇ. સ. ૪૧૪) જાવામાં

૧ 'ટાંગનો નવો ઇતિહાસ' (ઇ. સ. ૬૧૮–૯૦૬), પુ. ૨૨૨, ભાગ ૨ જો.

હિંદુઓ જઇ વસ્યા હતા તે કહે છે 'પાખંડી બ્રાહ્મણો ત્યાં ઘણા જોવામાં આવે છે, અને બૌદ્ધધર્મનો તો ઉલ્લેખ પણ ભાગ્યેજ કરવો પડે' સુમાત્રામાં આવેલા પાગરોયાગનો એક જુનો શીલા લેખ (ઇ સ ૬૫૬) આદિત્યધર્મ રાજાને, 'પ્રથમ જવ' (કે યવ) ના રાજા તરીકે સંબોધે છે. વળી જાવામાં મળી આવેલા કેટલાક સંસ્કૃત શીલાલેખોનો કાળ પાંચમા શતકથી છે, અને તે વૈષ્ણવ છે ઇત્સીંગના કહેવા પ્રમાણે, ત્યાં બૌદ્ધધર્મ મુખ્યત્વે હીનયાન હતો આ ખરેખર નોંધવા-લાયક છે કે કલસમ (કાલસ)નું દેવળ તથા ચન્દાઇ સારીના વિહારના જુના ખંડેરો (ઇ. સ ૭૭૯ થી) દર્શાવે છે કે જે બૌદ્ધધર્મ અહિં પ્રચલિત હતો તે મહાયાનનું પાછળથી થયલું સ્વરુપ હતું. ધ્યાની બુદ્ધો, અક્ષોભ્ય, રત્નસંભવ, અમિતાભ કે અમોઘસિદ્ધની મૂર્તિઓની શોધે ઉપર્યુક્ત કથનને ટેકો આપ્યો છે બૌદ્ધધર્મ-હીનયાન કે મહાયાન-ઇસ્લામના પ્રચાર સુધી ઘણે ભાગે ચાલુ રહ્યો હતો-સુમાત્રામાં બન્યું હતું તેમ [2]

૫. તાન તાન.

૬. પેન-પેન.

૭. પો-લી.

Bretschneider ના મત પ્રમાણે નાટુનના ટાપુઓ તાન તાન કહેવાતા હતા. 'સૂઇનો ઇતિહાસ' (ઇ. સ. ૫૧૮-૬૧૭)નું

૧ 'ટાંગ વંશનો નવો ઇતિહાસ' પુ ૨૨૨, ભાગ ૨ જો.

૨ જુઓ 'હિંદી ચીન પર નિબંધો' દ્વિતીય માલા પુ. ૧, પૃ ૧૩૯

તાન–તાન ( ઊન–ડીન)–જે દક્ષિણ સીઆમ કે ઉત્તર મલાક્કામાં આવેલું ધારવામાં આવે છે–જો સાચું હોય તો, તે ટાપુનો અહિં ઉલ્લેખ નથી, કેમ કે આપણો ગ્રંથકાર જણે છે કે સીઆમ ( દ્વારવતી ) સમુદ્રના ટાપુઓ પૈકી નથી. તે ઉપરાંત ઊન–ડીન શું છે તે હજુ ચોકકસ થયું નથી. કર્નલ ચુલ અન્દામાન ટાપુઆને ડોન–ડીન ( ? ) કહે છે.

પેન–પેન તે બોર્નીઓના દક્ષિણ કિનારા પરનું હાલનું ચેમણુઅન હોવું જોઇએ. આ સાયુજ્ય સાચું લાગે છે, કેમ કે, ઇત્સીંગ કહે છે કે પુ–પેન (=પેન–પેન ) કલિંગની ( ઇશાન જાવા ) ઉત્તરે આવેલું હતું. પણ સીઆમના દક્ષિણ ભાગમાં પાન–પાન નામનું એક સ્થળ છે, જે કદાચ હાલનું પુન–પીન એન્ડોન હોય. પરંતુ આ સાયુજ્ય અતિ સંદિગ્ધ છે.

પોલી–જાવાની પૂર્વે, ઘણે ભાગે હાલનો બલિબેટ–ને ચીનીઓ પાંગ–લી કહેતા, પણ આ બેટના વર્ણનો બહુ ઓછા છે. કાવિ સાહિત્યની ત્યાં થયલી રસિક શોધથી, એ નામ આપણને ઠીક પરિચિત થયું છે. ( આર. ફ્રેડરીકે બલિ ટાપુના આપેલા હેવાલ માટે જુઓ–' હિંદી ચીન પર નિબંધો ' દ્વિતીય માલા, પુ. ૨ ).

૮. કુ–લુન.

કુ–લુન કુન–લુનને મળતું છે, જે પુ–લો–કોન્ડોર માટે ચીની નામ છે. તેનું મૂળ નામ કોન–નોન છે; કોન્ડોર તેનું અપભ્રંશ છે. નવમા શતકના આરંભ પ્રવાસીઓ આ દ્વીપ

સમૂહને મુન્ડુર (કે સોન્ડોર) ફૂલાટ કહે છે, જ્યારે માર્કો પોલો તેને સુન્ડુર તથા કોન્ડુર કહે છે. એમાં બાર માઇલ લાંબો એક ટાપુ છે, બે ત્રણ માઇલ લાંબા બીજા બે ટાપુઓ, અને બીજા છએક નાના બેટો છે. સૌથી લાંબા ટાપુનું ખાસ નામ પુલો-કોન્ડોર છે.

ચીની લેખકો 'કુન-લુનના ગુલામો'નો વારંવાર ઉલ્લેખ કરે છે, પરંતુ તે કયાંથી આવ્યા તેનો કશો નિર્દેશ જોવામાં આવતો નથી. ઇત્સીંગના સમયમાં ત્યાંના વતનીઓ સીદીઓ હોય એમ લાગે છે. તે કહે છે કે તેઓ કાળા છે, અને તેમના વાળ ઉન જેવા છે. એક પૂર્વગામી લેખકનો ઉતારો આપતાં કાશ્યપ કહે છેઃ 'કુ-લુન, કયુ-લુન, તથા કયુન-લુન બધા એક જ દેશ છે. આ દેશમાં કાંઇ સભ્યતા જોવામાં આવતી નથી. લોકો લૂટ તથા ચાંચીયાનો ધંધો કરે છે. રાક્ષસો કે દુષ્ટ દાનવોના જેમ, તેઓ માણુસના માંસના શોખીન છે. તેમની ભાષા શુદ્ધ નથી. બીજા જંગલીઓ કરતાં તે જુદા પડે છે. પાણીમાં ડુબકી મારવામાં તેઓ કુશળ છે, અને તેઓ ધારે તો, આખો દિવસ કાંઇ પણ કષ્ટ વિના તેઓ પાણીમાં રહી શકે છે.' આ લોકોએ થોડે ઘણે અંશે બૌદ્ધધર્મ સ્વીકાર્યો હોય એમ જણાય છે કેમકે, ત્યાં એક વિહાર હોવાનો ઇત્સીંગ ઉલ્લેખ કરે છે, અને જણાવે છે કે તેઓ સંસ્કૃત સૂત્રોની પ્રશંસા કરે છે. ત્યાં બે પ્રકારના લવંગ થાય છે.

સુમાત્રામાં કે શ્રીભોજમાં ઇત્સીંગના સમયમાં કયુન-લુન ભાષા શાથી પ્રચલિત હતી તે માટે સહેજે અજાયબી લાગે.

પણ જ્યારે ભાષાના નામ તરીકે કયુન-લુન શબ્દ વપરાય ત્યારે તે શબ્દથી ખોટે રસ્તે દોરાવું જોઇએ નહિં, કેમકે આખા દક્ષિણ સમુદ્ર માટે થોડા સમયથી તે એક સામાન્ય અભિધાન તરીકે વપરાતું આવ્યું છે. અને તેથી કયુન-લુન-યૂનો અર્થ મલય ભાષા હોવો જોઇએ. પુલો-કોન્ડોરના ટાપુઓને આની સાથે કશો સબંધ નહોતો, જો કે ત્યાંના લોકો કયુન-લુન ભાષાની પ્રાકૃત ભાષા કદાચ બોલ્યા હોય.

૯. ફો-શીહ-પુ-લો ( ભોજપુર ).

ફો-શીહ-પુ-લો તે નિઃશંક મૂળ રૂપમાં ભોજપુર છે, પરંતુ તે શ્રીભોજની રાજધાની ભોજ ( હાલનું પાલેંબંગ ) નથી. પ્રોફેસર મેકસમ્યુલરને મી. બાયગાર્ટન જણાવે છે ( ફેબ્રુઆરી, ૨૦, ઇ. સ. ૧૮૮૩ ) કે સુરબજ જાવાનું બીજું શહેર છે, અને બોજ-નગર નામનું એક સ્થળ હજુ ત્યાં છે. આખો પ્રાંત બોજ કહેવાય છે. વળી તે વધુ ઉમેરે છે કે સાતમો સૈકો જાવામાં બૌદ્ધધર્મનો સુવર્ણ યુગ હોય એમ માલમ પડે છે.[1] ઘણે ભાગે આ ઇત્સીંગનું ભોજપુર છે, અને વળી આપણને શ્રીભોજ નામનું મૂળ કદાચ અહિં જડે છે, કેમકે પાલેંબંગ નિઃશંક જાવાનું સંસ્થાન હતું.

૧ આ કથન સાચું લાગે છે. કાલસતું મંદિર તેમજ તત્સમીપસ્થ વિહારનો કાળ ઇ. સ. ૭૭૯ નો છે, જે જુની નાગરીમાં લખાયલા સંસ્કૃત શીલાલેખથી સાબીત થાય છે; તે ઉપરાંત ઇત્સીંગની નોંધ પણ એજ વાત સૂચવે છે.

૧૦. આ–શાન કે ઓ–શાન.

૧૧. મો–ચીઆ–માન ( મધમન )

સુમાત્રામાં આવેલું આત્ચિન તે આ–શાન હોવું જોઇએ એમ પ્રથમ કદાચ લાગે. પરંતુ એ બનવા જોગ નથી કેમકે, આત્ચિનનું મૂળ અને શુદ્ધ રૂપ આત્‌જેહ કે આચી હોય એમ જણાય છે, જેનું પાછળથી યુરોપીઅનોએ આત્ચિન કે આચીન એવું અપભ્રષ્ટ નામ કર્યું.

ભોજપુર પછી આ સ્થળનો ઉલ્લેખ છે એટલે, બલિ નજીક જાવાના પૂર્વ ભાગ તરફ કયાંક તે હોય એમ લાગે છે; તે કદાચ હાલનું આજંગ હોય.

મો–ચીઆ–માન કદાચ સ્વરસંવાદિતાથી મધમન કે મધવન હોય. મા–શે–વેંગ કે મા–ચેહ–વેંગ–જેનો સ્થળનિર્દેશ પણ અનિશ્ચિત છે–પણ કદાચ એજ દ્વીપ હોય. મદુરા માટે પણ કદાચ એ વપરાયું હોય.

## ૩. હિંદી–ચીન.

૧. શ્રી–ક્ષત્ર કે ક્ષેત્ર ( થેર એ–તર ).
૨. લંકસુ ( કામલંકા ).
૩. દ્વારવતી ( = અયુધ્યા ) } સીઆમમાં.
૪. પોહ–નાન ( = ફુ–નાન ) } સીઆમમાં.
૫. ચમ્પા.
૬. પી–કીંગ–અન્નમમાં
૭ કવાન-ચાઉ–ઘણે ભાગે ટોંગ–કીંગ નજીક.

શ્રીક્ષત્રનો સ્થલનિર્દેશ સંતોષકારક રીતે નિર્ણિત થઇ શકે એમ છે. બ્રહ્મદેશવાસીઓ પ્રમાણે, મહાસંભવ રાજાએ બુદ્ધના સાઠમા વર્ષમાં[1] થેર ખેત્તર નામનું એક શહેર બંધાવ્યું, અને પ્રોલ વંશ સ્થાપ્યો, જે ૫૭૮ વર્ષ આબાદ રહ્યો હતો. એ શહેરના અવશેષો હજુ પણ પ્રોલ શહેરની પૂર્વે થોડા માઇલ દૂર જોવામાં આવે છે.[2] આજ એક હેવાલ તેનો સ્થલ નિર્દેશ નક્કી કરવા પૂરતો છે, અને અપર બર્મામાં તે મૂકી શકાય એમ નથી. સીલ્હટ જોડે તેનું સાયુજ્ય દર્શાવવું એ પણ અમાન્ય છે. ઇત્સીંગનું વર્ણન થેર ખેત્તરને સાધારણ મળતું આવે છે; તે ઉપરાંત હ્યુએન–સાંગનો હેવાલ પણ આપણી પાસે છે. ઇત્સીંગ પ્રમાણે, લંકસુ શ્રીક્ષત્રના અગ્નિકોણમાં છે, અને દ્વારવતી લંકસુની પૂર્વે છે. એટલે ઇત્સીંગનું દ્વારવતી તે બર્મીસોનું દ્વારવતી એ અનુમાન આપણે છોડી દેવું પડે છે. હ્યુએન–સાંગનું દારપતિ કે દ્વારપતિ તેમજ આપણું આ દ્વારવતી તે નિ:શંક અયુથ્યા ( અથવા અયુધ્યા ) છે, જે સીઆમની જુની રાજધાની હતું. ચીન તરફથી ગણવામાં આવેલા દેશોના ઇત્સીંગના વર્ણનનો પોહ–નાન, પૂર્વ સીઆમ, આગળ બરાબર અંત આવે છે એ વાત પરથી પણ એ સ્પષ્ટ થાય છે.

હ્યુએન–સાંગ કર્ણ–સુવર્ણ, સમતટ, તથા શ્રીક્ષત્રનો ઉલ્લેખ કરે છે, અને આગળ જણાવે છે: ' શ્રીક્ષત્રથી અગ્નિ-

---

૧ બર્મીસ કેલેંડરમાં બુદ્ધના મરણનો કાળ ઇ. સ. પૂર્વે ૫૪૪ આપવામાં આવ્યો છે.

૨ જુઓ–એશિયૅટિક રીસર્ચીસ, વૉ. ૨, પૃ. ૨૭૧.

કોણ તરફ જતાં કામલંકાનો અખાત આવે છે; એની પૂર્વે દ્વારપતિ ( કે દારપતિ ) છે. હજુ આગળ પૂર્વ તરફ જતાં, ઈશાનપુર આવે છે; એની પૂર્વે મહાચમ્પા, અને તેના નૈઋત્ય-કોણમાં ચેન–મા–લો–ચાઉ ' (ઘણે ભાગે 'યવનદ્વીપ'–સુમાત્રા) છે. વાચક જોશે કે ઇત્સીંગનું લંકસુ તે અહિં કામલંકા, પોહ–નાન, ઇશાનપુર, તથા ચમ્પા અને મહાચમ્પા છે: અને પ્રસ્તુત પુસ્તકમાંથી આપણે જાણીએ છીએ કે પી–કીંગ ચમ્પાની ઉત્તરે છે, અને એથી વધુ ઉત્તર તરફ, એક માસની પગની મુસાફરી પછી, કે વહાણમાં પાંચછ ભરતી પછી, કવાન–ચાઉ ( ટૉંગ-કીંગ નજીક ) પહોંચાય છે. એટલે આ બધા કથનો ઠીકઠીક સ્પષ્ટ છે, અને એક બીજા સાથે સુસંગત છે.

## ૪. હિંદુસ્તાન તથા સીલોન.

હિંદુસ્તાનને ઇત્સીંગ સામાન્ય રીતે ' પશ્ચિમ,' હિંદના પાંચ દેશો, આર્યદેશ, મધ્યદેશ, બ્રહ્મરાષ્ટ્ર કે જમ્બુદ્વીપ કહે છે. તે કહે છે: ' હિન્દુ નામ વાપરનારા માત્ર ઉત્તરના લોકો છે, અને હિંદુસ્તાનના લોકો જાતે તે નામ જાણતા નથી. ઇન્દુ શબ્દ કેટલાક ચન્દ્રના નામ ( ઇન્દુ ) પરથી વ્યુત્પન્ન કરે છે, પરંતુ તે વિશેષ નામ નથી. પર્શીઅનમાં હિન્દુ તથા ગ્રીકમાં ઇન્ડો એ નામો કદાચ સિંધુમાંથી અપભ્રષ્ટ થયા હોય, પણ ચીનાઓ એ નામના બન્ને રૂપો જાણતા હતા તેથી અજાયબી લાગે છે. હ્યુએન–સાંગના વખતથી હિંદુસ્તાનના નામ તરીકે 'ઇન્દુ' નામ સામાન્ય રીતે ચીનમાં વપરાવા લાગ્યું, જ્યારે

ગ્રીએન–ચુ તથા ચ્યુઆન–ટુ (બન્ને નામો સિન્ધુ પરથી) ચીનમાં બૌદ્ધધર્મ દાખલ થયો (ઇ. સ. ૬૭) તેટલા જુના છે. પ્રસ્તુત પુસ્તકમાં સીલોન માટે સિંહલ–દ્વીપ નામ છે, અને કયારેક રત્ન–દ્વીપ પણ વપરાયલું છે.

આખા હિંદમાં ઇત્સીંગે અનેક સ્થળો જોયા હશે. જે જે જગ્યાએ તે ગયો હતો એમ તે ચોકકસ જણાવે છે તે સ્થળો ઘણાં ઓછા છેઃ કપિલવસ્તુ, બુદ્ધગયા (મગધમાં), વારાણસી (કાશી), શ્રાવસ્તી (ઉત્તર કોશલ), કાન્યકુબ્જ (કનોજ), રાજ-ગૃહ (નાલન્દમાં દશ વર્ષ), વૈશાલી, કુશીનગર, અને તામ્ર-લિપ્તિ (તામલુક). તે સીલોન ગયો હશે કે કેમ એ વિષે સંદેહ ઉત્પન્ન થાય છે; જો કે વારંવાર તે એનો ઉલ્લેખ કરે છે તો પણ તેનું વર્ણન જાતે તે સ્થળ જોનારનું લાગતું નથી. એ જ પ્રમાણે આ સ્થળો વિષે પણ જણાય છેઃ લાટ, સિંધુ વલભી, ઉધાન, ખરચર, કુસ્તન (ખોટન), કાસ્મીર, અને નેપાલ. આ ઉપરાંત, તિબેટ, પર્સીઆ તાજીકસ, તુખાર, સૂલિ, તુર્કો, અને આકસ્મિક રીતે કોરીઆ એ બધાનો તે ઉલ્લેખ કરે છે.

## ઇત્સીંગના ગ્રંથનો કાલનિર્ણય.

તે શ્રીભોજ પાછો ક્યારે આવ્યો એ જો ઇત્સીંગે સ્પષ્ટ રીતે જણાવ્યું હોત તો, તેના ગ્રંથનો કાલનિર્ણય કરવામાં આપણને કાંઇ પણ મુશ્કેલી નડત નહિં. પરંતુ એ વિષે કાંઇ પણ જણાવવામાં આવ્યું નથી. તેના જીવન તથા પ્રવાસોની આગળ આપેલી હકીકતોને આધારે, આપણે એ કાલનિર્ણય ચોક્કસ ઠરાવવા પ્રયત્ન કરીશું.

પ્રથમ તો જે જગ્યાએ તેણે તેનો ગ્રંથ લખ્યો તે સ્થળ શ્રીભોજમાં ( સુમાત્રામાં પાલેંબંગ ) હોવું જોઇએ, કેમકે ૩૪ મા પ્રકરણને અંતે તે એમ જણાવે છે. હિંદથી આ સ્થળે તે ઇ. સ. ૬૮૫ પછી આવ્યો હોવો જોઇએ, જ્યારે તે હજુ નાલન્દ નજીક હતો, અને ૩૪ મું પ્રકરણ લખ્યા પહેલાં તેણે ચાર વર્ષ શ્રીભોજમા પ્રસાર કર્યા હતા એમ તે કહે છે એટલે તેનું પુસ્તક ઇ. સ. ૬૮૯ પહેલા ગમે તે સંજોગોમા લખાયલું હોવું જોઇએ. નાલન્દ નજીક, વુ-હીંગથી છૂટા પડયા પછી તે તરત જ ત્યાં પાછો ગયો એમ માની લઇએ તોપણ રાજ્ય પચાવી પાડનાર રાણીએ ( ઇ. સ. ૬૮૪-૭૦૪ ) ઇ. સ. ૬૯૦ માં સ્વીકારેલું નવું વંશીયનામ ( ચાઉ ) તે પોતાના આખા પુસ્તકમાં વાપરે છે. આ ઉપરથી એમ સ્પષ્ટ જણાય છે કે આપણું પ્રસ્તુત પુસ્તક ઇ. સ. ૬૯૦ પહેલાંનું હોઇ શકે નહિ. વળી એ પણ યાદ રાખવું જોઇએ કે ઇ. સ. ૬૯૨ ના પાંચમા માસના પંદરમે દિને તેણે આ ગ્રંથ મોકલાવ્યો હતો, અને તેથી ઇ. સ. ૬૯૦–૬૯૨ ના ગાળામાં તેના આખા પુસ્તકનો કાલનિર્ણય આપણે કરવો જોઇએ. એ માટે જે પ્રકરણોનો ઉપયોગ આપણે કરી શકીએ એમ હોય તે હવે આપણે તપાસીશું.

૧. ઇત્સીંગનો ઉપોદ્‌ઘાત, બધા પ્રકરણો લખાઇ રહ્યા બાદ છેલ્લો લખાયો હશે, કેમકે તેમાં તે જણાવે છે કે ૪૦ પ્રકરણનું આ પુસ્તક તે સ્વદેશ મોકલે છે.

૨. પ્રકરણ ૧૮. તે યદચ્છયા કહે છે કે વીશ વર્ષ તેણે મહેનત

કરી હતી. તેથી આ પ્રકરણ આશરે ઇ. સ. ૬૯૧ માં ( ૬૭૧ થી ૬૯૧ = ૨૦ ) લખાયું હોવું જોઇએ.

૩. પ્રકરણ ૨૮. તે ' વીશાધિક વર્ષ પ્રવાસે હતો. ' આથી પણ પુનઃ ઇ. સ. ૬૯૧ પ્રાપ્ત થાય છે. તદન ચોક્કસપણે કહેતાં, આપણે ૬૯૧–૬૯૨ નો કાળ મૂકીશું, કેમકે એ વીશ કરતાં ' વધુ ' છે.

૪. તેનું બીજું પુસ્તક–' Memoirs '–આપણા આ પુસ્તક કરતાં ( ઉપોદ્ઘાત સિવાય ) મોડું લખાયલું હોવું જોઇએ, કેમકે બીજામાંથી તે ઉતારા ટાંકે છે. પણ ' Memoirs 'નો અંત ભાગ તથા આપણા પુસ્તકનો ઉપોદ્ઘાત લગભગ એકજ વખતે લખાયલાં હોવા જોઇએ, કેમકે બન્ને, ' Memoirs 'ના બે ' પુસ્તકો ' તથા પ્રસ્તુત ગ્રંથના ચાર ' પુસ્તકો ' ( ૪૦ પ્રકરણો : ૧૦ પ્રકરણ = ૧ પુસ્તક ) એક બીજાનો ઉલ્લેખ કરે છે. બીજી રીતે કહીએ તો, બન્ને ગ્રંથોની સમાપ્તિ એક સાથેજ હોવી જોઇએ.

૫. ૩૪ મા પ્રકરણ–બધા પ્રકરણોમાં અતિ મહત્વનું–ને અંતે તે કહે છે કે, હિંદથી પાછા ફર્યા પછી–જે સમય આપણે જાણતા નથી–શ્રીભોજમાં તે ચારથી વધુ વર્ષ રહ્યો હતો. જેને ઇત્સીંગ ત્રણ વર્ષનો ગાળો ( ૬૮૯–૬૯૨ ) ગણે છે તેમાં માત્ર એક વર્ષ ઉમેરવાથી, ઇત્સીંગની શ્રીભોજની બીજી મુલાકાતનું વર્ષ

ઇ. સ. ૬૮૮ આપણને મળશે. ( આપણે ઉપર જોયું છે તેમ તે ભોજમાં ઈ. સ. ૬૮૯ માં હતો ). આ પ્રમાણે ૩૪ મા પ્રકરણનો કાળ ઇ. સ. ૬૯૧ કે ૬૯૨ માં હોવો જોઇએ. સૌથી વધુ સલામતીભરી હદ ઇ. સ. ૬૯૧–૬૯૨ થશે. આ રીતે પણ ૨૮મા પ્રકરણ જેવું જ પરિણામ આવે છે.

પુસ્તકમાંથી જે સર્વ પુરાવો આપી શકાય તે આ પ્રમાણે ઇ. સ. ૬૯૧–૬૯૨ નો કાળ સૂચવે છે. તદ્દન ચોકસાઇપૂર્વક કહીએ તો ૬૯૧ થી ૬૯૨ ના પાંચમા માસ સુધીમાં ઇત્સીંગે પ્રસ્તુત ગ્રંથ લખ્યો હશે. આ પરિણામને આધારે કાશિકાવૃત્તિના વામનના સહલેખકનો મૃત્યુકાળ ચોક્કસપણે ઇ. સ. ૬૬૧–૬૬૨ માં આપણે મૂકી શકીએ, અને ધર્મપાલના સમકાલીન ભર્તૃહરિનો ઇ. સ. ૬૫૧–૬૫૨ માં.

ઇત્સીંગના ( ઇ. સ ૬૭૧–૬૯૫ પ્રવાસ સમય; ૬૭૩–૬૮૭ હિંદમાં ) " બૌદ્ધ આચારોની નોંધ " ( ઇ. સ. ૬૯૧–૬૯૨ )–પ્રસ્તુત ગ્રંથ પરથી તૈયાર કરેલું—

## હિંદુસ્તાનના વિદ્વાનો તથા બૌદ્ધ આચાર્યોનું પત્રક.

૧. ( પ્રકરણ ૩૨ )

૧. સાર્ધશતક–બુદ્ધસ્તોત્ર ( ૧૫૦ શ્લોકો )
માતૃચેટવિરચિત. ચન્દ્રગુપ્તના પુત્ર બિન્દુસારના વખતમાં માતૃચેટ થઇ ગયો એમ કહેવાય છે.
( તારાનાથકૃત–Geschichte des Buddhismus, પૃ. ૮૯ )

૨. આસંગ તથા
૩. વસુબન્ધુએ સ્તોત્રની પ્રશંસા કરી હતી. } ભાઇઓ તથા સમકાલીન.

૪. જિને કેટલાક શ્લોકો એમાં ઉમેર્યા હતા. એના બે ગ્રંથો પરમાર્થે અનુવાદ કર્યો હતો, જેણે ચીનમાં ઇ. સ. ૫૫૭–૫૬૯ સુધી કામ કર્યું હતું.

૫. મૃગાદવના શાક્યદેવે બીજા શ્લોકો એમાં ઉમેર્યા હતા.

૬. આશરે ઇ. સ. ૬૭૫–૬૮૫ માં, જ્યારે ઇત્સીંગ નાલન્દ વિહારમાં હતો ત્યારે તેણે એનું ભાષાંતર કર્યું હતું. ઇ. સ. ૬૯૨ માં તેણે તે સ્વદેશ મોકલ્યું હતું.

૨. ( ઉપોદ્ઘાત ).

અશોક–બુદ્ધના નિર્વાણ પછી ૧૦૦ કે વધુ વર્ષ બાદ.

(ધર્માશોકનો કાલાશોક સાથે ગોટાળો કરવાથી, કે બીજી પરિષદ્ તથા અશોકના સમય (૧૧૮)ને નિર્વાણ તથા અશોક વચ્ચેના સમય ગણવાથી આ ભૂલ ઉદ્ભવે છે).

ખ. (પ્રકરણ ૩૨)

અશ્વઘોષ.

૧. તેના કાવ્યો.

૨. સૂત્રાલઙ્કારશાસ્ર (ચીનીભાષામાં અનુવાદિત, ઇ.સ. ૪૦૫)

૩. બુદ્ધચરિતકાવ્ય (અનુવાદિત, ઇ. સ. ૪૧૪–૪૨૧).

૪. કુમારજીવે એનું જીવનચરિત ઇ. સ. ૪૦૧–૪૦૯ માં અનુવાદિત કર્યું હતું.

ગ. નાગાર્જુનઃ તેનો 'સુહૃલ્લેખ'.

૧. દક્ષિણ હિંદના (કોશલ) રાજા, સાતવાહનને (અથવા સદ્વાહન)–જેનું બીજું નામ જેતક હતું–સંબોધેલો પત્ર.

૨. ઇ. સ. ૪૩૧ તથા ૪૩૪ માં ચીની ભાષામાં અનુવાદિત; ઇત્સીંગ જ્યારે પ્રવાસે હતો ત્યારે એનું ભાષાંતર કર્યું હતું. ઇ. સ. ૬૯૨ માં એ ભાષાંતર ચીન મોકલ્યું હતું.

ઘ. શીલાદિત્ય.

૧. જાતકમાલા–તેના આશ્રય નીચે રહેતા વિદ્વાનોકૃત. (આર્યસૂરની તે પૈકી એક કદાચ હોય).

૨. જીમૂતવાહન નાટક (=નાગાનન્દ)–સ્વરચિત તેમજ જાતે લોકપ્રિય બનાવેલું.

૩. હ્યુએન-સાંગ ( ઇ. સ. ૬૨૯–૬૪૫ ) નો મદદાયક. શીલાદિત્યનું મૃત્યુ–આશરે ઇ. સ. ૬૫૫ માં.

૪. આયુર્વેદના આઠ ભાગોનો સંક્ષેપતા–લગભગ ઇત્સીંગના સમયે.

૩. ( પ્રકરણ ૩૪ ) વ્યાકરણ વિષયક ગ્રંથો.

૧. સી–ટાન–ચાંગ ( કે સિદ્ધ–લેખન )–નવા શિષ્યો માટે.

૨. પાણિનિસૂત્ર.

૩. ધાતુપાઠ.

૪. ત્રિ–ખિલ ઉપર એક ગ્રંથ ( અષ્ટધાતુ, વેન–ચા, ઉણાદિ સૂત્ર ).

૫. વૃત્તિ–સૂત્ર ( કાશિકા–વૃત્તિ ).
જયાદિત્યકૃત; ઇત્સીંગના ગ્રંથ પહેલાં ૩૦ વર્ષ પૂર્વે મરણ પામ્યો હતો. ઈ. સ. ૬૬૧–૬૬૨.

૬. ચૂર્ણિ ( મહાભાષ્ય )–પતંજલિકૃત.

૭. ભર્તૃહરિ–શાસ્ત્ર–ચૂર્ણિ પર ભાષ્ય.

૮. વાક્યપદીય–ભર્તૃહરિકૃત.

૯. પે–ઇ–ન(બેડાવૃત્તિ) ગદ્યાત્મકભાષ્ય–ભર્તૃહરિ } સમ
પદ્ય–વિભાગ–ધર્મપાલ } કાલીન

( ધર્મપાલ શીલભદ્રનો ગુરુ હતો. ( સુમારે ઇ. સ. ૬૩૫ માં ) હ્યુએન–સાંગને તે ( શીલભદ્ર ) પોતાની વૃદ્ધાવસ્થાને લીધે શીખવી શકયો નહોતો, એટલે જયસેનને તેનો શિક્ષક નીમવામાં આવ્યો હતો ).

( ચાર-ગ્રંથોના અનુવાદો-જે ધર્મપાલે કર્યા કહેવાય છે-નો સમય ઇ. સ. ૬૫૦-૭૧૦ હતો )

## પરિણામ.

આ ઉપરથી આ ચાર સમકાલીન ઠરે છે, જે ઇ. સ. ૬૦૦-૬૬૦ ના અરસામા થઇ ગયા હોવા જોઇએઃ

( ૧ ) જયાદિત્ય, ( ૨ ) વામન, ( ૩ ) ભર્તૃહરિ અને ( ૪ ) ધર્મપાલ.

નાલન્દ વિદ્યાપીઠનો વડો, ધર્મપાલ, જયાદિત્ય તથા ભર્તૃહરિની પૂર્વે મરણ પામ્યો હોવો જોઇએ કેમકે જ્યારે ઇ. સ. ૬૩૫ માં હ્યુએન-સાંગ નાલન્દ ગયો હતો ત્યારે તે હયાત હોય એમ લાગતું નથી. ધર્મપાલ પછી શીલભદ્ર આવ્યો હતો.

૪. ( પ્રકરણ ૩૪ )

હિંદુસ્તાન તથા શ્રીભોજના પ્રખ્યાત નાગો.

ક. ઇ. સ. ૪૦૦ પૂર્વે

૧. નાગાર્જુન.

૨. દેવ, આર્યદેવ, કે ચાનદેવ.

૩. અશ્વઘોષ.

( કનિષ્ક-જે ઇ. સ. ના પહેલા શતકમાં થઇ ગયો એમ કહેવાય છે-આ ત્રણેને સમકાલીન કહે છે ).

ખ. ઈ. સ. ૪૫૦–૫૫૦ ( સુમારે ).

૧. વસુબન્ધુ. } ભાઇઓ } સમકાલીન.
૨. અસંગ.
૩. સંઘભદ્ર.
૪. ભવવિવેક–ધર્મપાલનો સમકાલીન.

ગ. ઈ. સ. ૫૫૦–૬૭૦ ( સુમારે ).

૧. જિન. તર્કશાસ્ત્ર પર ગ્રંથ લખ્યો હતો.
( ઈ. સ. ૫૫૦ પહેલાં એ થઇ ગયો હોય એમ જણાય છે ). જુઓ ઉપર.

૨. ધર્મપાલ–ભર્તૃહરિ–જે ઈ. સ. ૬૫૧–૬૫૨ માં મરણ પામ્યો હતો–નો સમકાલીન. તેનું મૃત્યુ ઈ. સ. ૬૩૫ પહેલાં થયું હોવું જોઇએ. જુઓ ઉપર ૩.

૩. ધર્મકીર્તિ. ( તર્કશાસ્ત્રલેખક ). વાસવદત્તા તથા સર્વદર્શન–સંગ્રહમાં એનો ઉલ્લેખ છે.

૪. શીલભદ્ર–ધર્મપાલનો શિષ્ય.

૫. સિંહચંદ્ર–હ્યુએન–સાંગનો સહાધ્યાયી.

૬. સ્થિરમતિ–વસુબન્ધુનો શિષ્ય. વલભી–દાન તથા હ્યુએન–સાંગના ગ્રંથમાં એનો ઉલ્લેખ છે.

૭. ગુણમતિ–( ધ્યાન–લેખક ). વલભીમાં સ્થિરમતિ સાથે તથા નાલન્દમાં એનો ઉલ્લેખ છે.

૮. પ્રજ્ઞાપુત્ર–સમ્મિતીય–આચાર્ય; હ્યુએન–સાંગનો સમકાલીન.

૯. ગુણપ્રભ–( વિનય–લેખક ). શ્રીહર્ષનો ગુરુ, તથા

## દક્ષિણ સમુદ્રથી સ્વદેશ મોકલેલ ઇત્સીંગકૃત

# "બૌદ્ધ આચારોની નોંધ"

### ઉપોદ્ઘાત.

શરૂઆતમાં, જ્યારે ત્રિસહસ્ર લોકો ઉત્પન્ન કરવામાં આવતા હતા ત્યારે તેમના અસ્તિત્વની નિશાની આવિર્ભૂત થઇ. જ્યારે સર્વ વસ્તુઓ ઉત્પન્ન થઇ ચૂકી હતી ત્યારે સજીવ અને નિર્જીવ પદાર્થો વચ્ચે હજુ કાંઈ ભેદ ન હોતો. સૂર્ય કે ચંદ્ર વિના વિશ્વ એક શૂન્ય હતું. સુખ અને દુઃખ અભિન્ન દશામાં જ્યારે હતા ત્યારે ભાવરૂપ તથા નાસ્તિરૂપ તત્ત્વોમાં કાંઈ તફાવત ન હોતો. જ્યારે 'બ્રહ્મદેવો' પૃથ્વી પર ઉતર્યા ત્યારે સ્વાભાવિક રીતે જ તેમનું શારીરિક તેજ તેમને અનુસર્યું. પૃથ્વીના પદાર્થ-માંથી તેમણે તેમનું પોષણ મેળવ્યું એટલે લોભી અને આતુર પ્રકૃતિ ઉદ્ભવ પામી, અને જંગલની લતાઓ તેમજ ડાંગરના સુવાસિત કણો તેઓએ વારા ફરતી ખાવા માંડયા. તેમનું શારીરિક તેજ ધીમે ધીમે ઝાંખુ પડી ગયું. એટલે સૂર્ય અને ચંદ્ર આવિર્ભૂત થયા. હવે લગ્ન તેમજ કૃષિનો સમય થયો, અને રાજા અને પ્રજા, પિતા અને પુત્રને લગતા સિદ્ધાંતો સ્થાપિત થયા. પછી મનુજોએ ઉપર ભૂરા ગગનમાં દૃષ્ટિ ફેરવી, અને તેના દેદીપ્યમાન ગ્રહો ઉચ્ચે ભવ્યતાથી 'તરતા' જોયા. નીચે નજર કરતાં, તેઓએ પીત પૃથ્વી અને તે પર વાયુ વિધૂનિત વારિ તેમજ વધુ ને વધુ ઘના થતી ભૂમિ—એ સર્વ જોયું. ભાવરૂપ તથા

વસુબન્ધુનો શિષ્ય. તેનો શિષ્ય, મિત્રસેન ૯૦ વર્ષનો હતો, અને હ્યુએન–સાંગને શીખવતો હતો.

૧૦. જિનપ્રભ. હ્યુએન–ચાઉ–જે ઇ. સ. ૬૪૯ મા નાલન્દમા હતો–નો ગુરુ.

ઘ ઇત્સીંગના સમકાલીનો તથા પરિચિત ગૃહસ્થો.
( બધા ઇ. સ. ૬૭૦–૭૦૦ ના અરસામાં હયાત હતા ).

૧ જ્ઞાનચંદ્ર–રાજગૃહ નજીક, તિલઢ વિહારમા. નાલન્દમાં ભિક્ષુ તરીકે હ્યુએન–સાંગ એનો ઉલ્લેખ કરે છે.
૨. રત્નસિંહ–રાજગૃહ નજીક, નાલન્દ વિહારમાં. હ્યુએન–ચાઉનો ગુરુ, જે સુમારે ઇ. સ. ૬૪૯ માં નાલન્દમાં હતો.
૩. દિવાકરમિત્ર–પૂર્વહિંદમાં.
૪. તથાગતભદ્ર–દક્ષિણહિંદમાં.
૫. શાક્યકીર્તિ–સુમાત્રામા, શ્રીભોજમાં.

(૧–૫: ઇત્સીંગના ગુરુઓ.)

૬. રાહુલમિત્ર–પૂર્વહિંદમાં ભિક્ષુઓનો વડો; ઇત્સીંગના સમયમાં ૩૦ વર્ષનો હતો. તેનું પ્રિય રત્નકૂટ–સૂત્ર પણ એજ સમયનું છે.

૭. ચંદ્ર–પૂર્વહિંદમાં–વેસ્સન્તર ( વિશ્વંતર=સુદાન ) પરના નાટચપ્રધાન કાવ્યનો લેખક, જ્યારે ઇત્સીંગ હિંદમાં હતો ( ૬૭૩–૬૮૭ ) ત્યારે તે હયાત હતો.

## દક્ષિણ સમુદ્રથી સ્વદેશ મોકલેલ ઇત્સીંગકૃત

# "બૌદ્ધ આચારોની નોંધ"

### ઉપોદ્ઘાત.

શરૂઆતમાં, જ્યારે ત્રિસહસ્ર લોકો ઉત્પન્ન કરવામાં આવતા હતા ત્યારે તેમના અસ્તિત્વની નિશાની આવિર્ભૂત થઇ. જ્યારે સર્વ વસ્તુઓ ઉત્પન્ન થઇ ચૂકી હતી ત્યારે સજીવ અને નિર્જીવ પદાર્થો વચ્ચે હજુ કાંઈ ભેદ ન હોતો. સૂર્ય કે ચંદ્ર વિના વિશ્વ એક શૂન્ય હતું. સુખ અને દુઃખ અભિન્ન દશામાં જ્યારે હતા ત્યારે ભાવરૂપ તથા નાસ્તિરૂપ તત્ત્વોમાં કાંઈ તફાવત ન હોતો. જ્યારે 'બ્રહ્મદેવો' પૃથ્વી પર ઉતર્યા ત્યારે સ્વાભાવિક રીતે જ તેમનું શારીરિક તેજ તેમને અનુસર્યું. પૃથ્વીના પદાર્થમાંથી તેમણે તેમનું પોષણ મેળવ્યું એટલે લોભી અને આતુર પ્રકૃતિ ઉદ્ભવ પામી, અને જંગલની લતાઓ તેમજ ડાંગરના સુવાસિત કણો તેઓએ વારા ફરતી ખાવા માંડયા. તેમનું શારીરિક તેજ ધીમે ધીમે ઝાંખુ પડી ગયું, એટલે સૂર્ય અને ચંદ્ર આવિર્ભૂત થયા. હવે લગ્ન તેમજ કૃષિનો સમય થયો, અને રાજા અને પ્રજા, પિતા અને પુત્રને લગતા સિદ્ધાંતો સ્થાપિત થયા. પછી મનુજોએ ઉપર ભૂરા ગગનમાં દૃષ્ટિ ફેરવી, અને તેના દેદીપ્યમાન ગ્રહો ઉંચે ભવ્યતાથી 'તરતા' જોયા. નીચે નજર કરતાં, તેઓએ પીત પૃથ્વી અને તે પર વાયુ વિધૂનિત વારિ તેમજ વધુ ને વધુ ઘના થતી ભૂમિ–એ સર્વ જોયું. ભાવરૂપ તથા

નાસ્તિરૂપ તત્ત્વોમાંથી સ્વર્ગ અને પૃથ્વી બન્યા, અને એ બેના અંતરાલમાં મનુજો અસ્તિત્વમાં આવ્યા. વળી, અસ્વચ્છ તેમજ શુદ્ધ હવાની અસરથી પ્રકૃતિનું દ્વૈત સ્વેચ્છાથી અસ્તિત્વમાં આવ્યુ; અને વળી, એ પ્રકૃતિના બે ભાગની સર્જક શક્તિની તુલના એક મ્હોટી ભટ્ટી સાથે ઢાળવાની કળા સાથે થઈ શકે, અને બધી વસ્તુની ઉત્પત્તિ માટીની મૂર્તિઓ બનાવવા સાથે સરખાવી શકાય-સંકુચિત જ્ઞાનમાંથી પરિણમતા આ બધા હસ્યજનક કથનો છે. પછી પર્વતો અચલ થયા, ગગનમાં તારકો આમ તેમ વિખેરવામાં આવ્યા, અને અચેતન વસ્તુઓ વ્યક્ત થઇ અને 'બહુ બની'. આખરે તેમના અભિપ્રાયો બદલાયા, અને ૯૯ વિભાગોમાં તે ( વસ્તુઓ ) નું વર્ગીકરણ કરવામાં આવ્યું; તત્ત્વોના ૨૫ વિભાગો પાડવામાં આવ્યા. તત્ત્વચિંતનની સાંખ્ય શાખા આપણને કહે છે કે બધી વસ્તુઓ 'એક' માંથી આવિર્ભૂત થઇ છે. પરંતુ વૈશેષિક દર્શન કહે છે કે અસ્તિત્વના પાંચ રૂપો છ પદાર્થોમાંથી થયા છે પુનર્જન્મમાંથી મુક્ત થવા શરીર નગ્ન રાખવું તથા કેશ કપાવી નાંખવા એ કેટલાક આવશ્યક માને છે; વળી બીજા, સ્વર્ગ લોકની પ્રાપ્તિના સાધન તરીકે ભસ્મથી શરીર અનુલિપ્ત કરવા, કે જટા રાખવા આગ્રહ કરે છે. કેટલાક કહે છે કે જીવન સ્વયંભૂ છે, જ્યારે બીજા એમ માને છે, કે મરણ પછી આત્મા નાશ પામે છે. ઘણા એવા છે જે માને છે કે ઉત્પત્તિ એ એક અંધકારમય અને ઝાંખો મહાન કોયડો છે, અને તેનું વાસ્તવિક રૂપ શોધવાની જરૂર નથી, અને આપણે ક્યાંથી ઉત્પન્ન થયા એ જાણવું આપણે માટે અતિ સૂક્ષ્મ તેમજ ગુંચવણ ભર્યું છે.

વળી કેટલાક કહે છે કે માણુસ ફરી ફરી જન્મ ધારણ કરી હંમેશા મનુષ્ય રૂપ જ લે છે, અથવા મૃત્યુ પછી માણુસ પ્રેત ( spirit ) થાય છે. એક કહે છે: ' પતંગિયું મ્હારો જન્મ ધારણ કરે છે કે હું પતંગિયું થાઉં છું—એ હું જાણતો નથી. ' એકદા બધા એકત્ર થયા હતા ત્યારે માણસોએ ધાર્યું કે તે જગ્યાએ તેમણે ભ્રમરો જોયા હતા, અને પાછા ફરતાં ત્યાં કીટ જોઈ તેઓ મુંઝવાયા હતા. એક માણુસ પક્ષીના આડ સાથે મહાભૂતની અપંચીકૃત સ્થિતિ કે ગર્ભાવસ્થા સાથે તિમિરને સરખાવે છે.[1]

આ લોકોને હજુ એ ખબર નથી કે જન્મ એ તૃષ્ણાની સ્થિતિનું પરિણામ છે, અને આપણું ચાલુ જીવન આપણા આગલા કર્માનુસાર હોય છે. એ પ્રમાણે ભૂલના પ્રવાહથી જાણે અહિં તહિં જન્મી દુઃખોદધિમાં ડૂબી તેમાં શું તેઓ તરતા નથી ?

તેજ માત્ર આપણા મહાન ગુરુ, લોક જ્યેષ્ઠ, શાક્ય છે, જેણે પ્રશંસનીય સિદ્ધાંતનો બોધ આપી, આપણુને સુગમ માર્ગ દાખવ્યો છે, જેણે ' નિદાનની દ્વાદશ સાંકળ '[2] સમજાવી છે, અને જેણે અષ્ટાદશ અપ્રતીમ ધર્મો[3] પ્રાપ્ત કર્યા હતા,

૧ હિંદી તત્ત્વચિંતન માટે જુઓ: પ્રોફેસર કૉવેલ-સર્વદર્શન સંગ્રહ, તેમજ કોલબ્રુક, ' પરચુરણ નિબધો, ' પુ. ૧.

૨ દ્વાદશ નિદાન માટે જૂઓ: પ્રોફેસર ઓલ્ડનબર્ગકૃત-'બુદ્ધ'—પ્રક-૨૯

૩ અષ્ટાદશ ધર્મો પરિપૂર્ણ કર્મ, વાણી અને વિચાર; ભૂત, વર્તમાન અને ભાવિનું જ્ઞાન. પ્રજ્ઞા, મોક્ષ, સ્વસ્થ મન ઇત્યાદિ.

જેણે પોતાને, દેવ અને મનુષ્યોનો શાસ્તા કે સર્વજ્ઞ કહ્યો છે; તેણે એકલાએ જ અગ્ન્યાગારમાંથી ચાર[1] પ્રકારના પ્રાણીઓને બહાર કાઢયા છે. ભવની ત્રિ–દશાને[2] તિમિરમાં ન રાખતાં મુક્ત કરી, તે ક્લેશનું નાળું પાર ઉતરી ગયા છે, અને નિર્વાણતટ પર આરૂઢ થયા છે.

જ્યારે આપણા મુનિ નાગ નદી [3]( નૈરંજના ) પર પ્રથમ ' બુદ્ધ ' થયા ત્યારે પ્રાણીની નવે જાતે મોક્ષ મેળવવાની આશા મનમાં ધરવા માંડી; ત્યારે મૃગદાવમાં (કાશીમાં) પ્રકાશ જવાથી ભવના છ[4] માર્ગોની ધાર્મિક અભિલાષને સંતોષ થયો.

ધર્મચક્રને ગતિ આપતાં વાંત, તેમના ઉપદેશનો લાભ પાંચ[5] જણોને પ્રાપ્ત થયો. ત્યાર પછી તેમણે વિનયના લાક્ષણિક સદ્ગુણો શીખવ્યા, અને હજારો લોકોએ તેમના આગળ શિર ઝૂકાવ્યા. પછી અસંખ્ય આત્માઓને મોક્ષ આપતો તેમનો બ્રહ્મ–નાદ રાજગૃહ નગરીમાં સંભળાયો.

---

૧ (૧) જરાયુજ, (૨) અણ્ડજ (૩) ઉદ્‌ભિજ અને (૪) ઔપપાદુક (પાલિ ઓપપાતિકો ).

૨ (૧) કામ, (૨) રૂપ અને (૩) અરૂપ.

૩ અહિં નાગનદી નૈરંજના જ હોવી જોઇએ, કેમકે જે સ્થળે શાક્ય મુનિ ' બુદ્ધ ' થયા હતા તે એ જ જગ્યા છે.

૪ મનુષ્યો, દેવો, પ્રેતો, તિર્યગ્યોનિ, અસુરો અને નરકો.

૫ અનાત કૌણ્ડિન્ય અને તેના મિત્રોએ પ્રથમ બુદ્ધનો ઉપદેશ લીધો હતો. જૂઓઃ રહાઇસ ડેવીડસ–બૌદ્ધ સુત્તો પૃ. ૧૫૫. ઓલ્ડનબર્ગ–બુદ્ધ, પૃ. ૧૩૦

પોતાના પિતાના પ્રેમનો બદલો વાળવા કપિલવસ્તુના રાજ-મહેલમાં આવવા પોતાના પાટનગર પાછા ફરતી વખતે, તેમના ઉપદેશ તરફ પોતાની હૃદયવૃત્તિઓ વાળતાં અનેક શિષ્યો તેમને મળ્યા. અજ્ઞાત કૌણ્ડિન્યને પોતાના ધર્મમાં પલટાવી તેમણે પોતાનો ઉપદેશ શરૂ કર્યો, અને સત્ય પ્રગટ કરવા તેની પ્રથમ પ્રાર્થના તેમણે સ્વીકારી.

પોતાના જીવનનો અંત ભાગ પોતાની મૂળ ઇચ્છા અનુસાર વ્યતીત થાય એ આશયથી તેમણે સુભદ્રને દીક્ષા આપી પોતાનું જીવન સમાપ્ત કર્યું.

સંઘની સ્થાપના કરતાં અને તેનું રક્ષણ કરતાં તે આઠ દાયકા જીવ્યા; નવ પરિષદોમાં તેમણે પોતાના સિદ્ધાંતનો ઉપદેશ દીધો;ગમે તે ગૂઢ સિદ્ધાંત તેમણે પૂર્ણ રીતે સમજાવ્યો હતો. અલ્પશક્તિ માણસને પણ તે ખુલ્લા મનથી આવકાર આપતા.

જ્યારે તે સામાન્ય અનુયાયીઓને ઉપદેશ આપતા ત્યારે તે સંક્ષિપ્ત રૂપમાં સમજાવતા, અને માત્ર પાંચ (નિષેધાત્મક) શીલ શીખવતા. પરંતુ ધર્મગુરુઓને બોધ આપતી વખતે, તે અપરાધના સપ્તસ્કંધોનું[1] તારતમ્ય સવિસ્તર સમજાવતા. તે એમ માનતા કે વિદ્યમાન માણસોના પાપો પણ શીલની પ્રગતિથી નાશ પામે છે, અને ગમે તેટલા ક્ષુલ્લક દોષો પણ, વિનય-ધર્મના સ્પષ્ટ ઉપદેશ પછી, નાશ પામશે. એક વૃક્ષની નાની શાખા તરફ ક્રોધ દર્શાવવાથી, શિક્ષા તરીકે એકજણનો

૧ જુઓ: પાતિમોખ્ખ, S. B. E., પુ. ૧૩, પૃ. ૧-૬૭; ચુલ્લવગ્ગ, S. B. E. પુ. ૨૦, પૃ. ૩૦૯.

સર્પ તરીકે જન્મ થયો હતો,[1] અને નાના જંતુની જીંદગી તરફ અનુકમ્પા દર્શાવવાથી સ્વર્ગલોકમા જન્મ થયો હતો.[2] એટલે સારા કે નરસા કર્મની શક્તિ આ ઉપરથી ખરેખર સ્પષ્ટ તેમજ નિર્વિવાદ છે એમ સમજાય છે. તેથી સૂત્રો અને શાસ્ત્રો બન્ને આપણને આપવામાં આવ્યા, અને ધ્યાન તથા પ્રજ્ઞા બુદ્ધે સ્થાપિત કર્યા; લોકોને પકડવાની ત્રિપિટક શું એક સર્વોત્તમ જાળ નથી ? એ પ્રમાણે જ્યારે તે મહાન ગુરુ પાસે કોઇ આવતું ત્યારે તેમનો ઉપદેશ એક જ પ્રકારનો હતો; અને જ્યારે માણસોની શકિત પ્રમાણે તેમને શીખવવા કે 'બચાવવા' ની તે ઇચ્છા કરતા ત્યારે, બીજાને ઘણી અનુકૂળ હોય એવી દલીલો તે કરતા નહિં. જે વખતે વૈશાલીમાં આનન્દે[3] બુદ્ધ

---

૧ સંયુક્ત-વસ્તુમાં આ કથા કહેવામાં આવી છે. આગલા એક બુદ્ધ કાસ્યપની દેખરેખ નીચે એલપત્ર નામનો સાધુ ધ્યાનમાં બેઠો હતો સમાધિમાંથી ઉઠી, જે એલવૃક્ષ નીચે તે બેઠો હતો તેની શાખા તેને નડી અને તેના માથામા ઇજા થઇ, એટલે તેનો મિજાજ ગયો અને તે ડાળ તેણે કાપી નાંખી અને દૂર ફેંકી દીધી. આ કર્મને પરિણામે તે સર્પ તરીકે જન્મ્યો હતો.

૨ જુઓ પ્રકરણ ૭

૩ અહિં નીચેની કથા વિષે ઉલ્લેખ છે. વૈશાલીમાં જીવનની અવધિ સબંધ બુદ્ધ આનન્દ સાથે વાત કરતા હતા, અને વધારામા ઉમેર્યું: 'જેમણે ચાર અમાનુષી શક્તિઓ પ્રાપ્ત કરી છે તેઓ એક કલ્પ કે, તેમની ઇચ્છા હોય તો, વધુ પણ જીવી શકે છે.' ત્રણ વખત આ તે ફરીફરીને બોલ્યા, પણ આનન્દ તે સમજી શકયો નહિં, કેમકે **મારની** અસરથી તેનું મન વિહ્વળ બન્યું હતું.

આ કથા સંયુક્તવસ્તુ, પુ. ૩૬, માં કહેવામા આવી છે. સરખાવો મહાપરિનિબ્બાન-સુત્ત, ૩, ૪, ૫, અને ૫૬.

પાસેથી પ્રથમ ઉપદેશ લીધો તે વખતે, જ્યારે આપણે જોઇએ છીએ કે મારે તેનું મન મુગ્ધ કર્યું હતું, અને વળી જ્યારે હિરણ્યવતી ( = અજિરવતી નદી ) પરના બુદ્ધના અંતિમ કથનથી અનિરુદ્ધે[1] બુદ્ધે પ્રવર્તાવેલું નિર્વિવાદ સત્ય સાબીત કર્યું, ત્યારે આપણે કહી શકીએ કે આ પૃથ્વી પર તેમની ઉપદેશ પ્રવૃત્તિનો અંત આવ્યો હતો, અને તેમનું કાર્ય વિજયાન્વિત થયું હતું. એ નદી (હિરણ્યવતી તથા નૈરંજના)ના કિનારા પર હવે તેમના પગલા થતા નહોતા; તેથી મનુષ્ય અને દેવો વિષણ્ણ થયા હતા, અને તેમનો પડછાયો સાલ-વૃક્ષોની ઘટામાં અદૃશ્ય થયો—જ્યારે સર્પો અને પ્રેતો પણ ભગ્નહૃદય થયા હતા.

તે બધાએ એટલું રૂદન કર્યું કે સાલવૃક્ષ નીચેનો માર્ગ તેમના આંસુથી આર્દ્ર અને પંકયુક્ત થયો હતો, અને જેમણે સૌથી વધુ વિલાપ કર્યો હતો તેમણે પોતાના શરીર પર

---

૧ અહિં નીચે આપેલા બનાવ વિષે ઉલ્લેખ છે બુદ્ધ દેહ છોડવાની તૈયારીમાં હતા તે વખતે તેમણે શિષ્યોને કહ્યું: ' જો ચાર ઉમદા સત્ય વિષે ત્હમને કાંઇ શંકા હોય તો, તુરત તે વિષે ત્હમારે મ્હને પૂછવું જોઇએ. તેનો ખુલાસો કરાવ્યા વિના રહેશો નહિં. ' દિવ્ય-ચક્ષુ અનિરુદ્ધે બધા ભિક્ષુના મન પારખી બુદ્ધને કહ્યું: ' કદાચ સૂર્ય શીત થાય, ચંદ્ર કદાચ ઉષ્ણ બને, પરંતુ બુદ્ધે સ્થાપિત કરેલા ચાર ઉમદા સત્યોનું ખંડન થઇ શકે એમ નથી. '

રુધિરના અશ્રુઓ સાર્યાં, જે તે વખતે કુસુમિત દ્રુમો જેવા ભાસતા હતા.

આપણા મહાન મુનિ નિર્વાણ પામ્યા પછી આખુ જગત શૂન્ય અને વિજન ભાસવા લાગ્યું. પછી ધર્મના શક્તિશાળી ગુરુઓ થયા, જેમણે બુદ્ધના ધર્મશાસ્ત્રો ભેગા કર્યાં. તેઓ એક વખત ( વિહારની ગુફામાં ) ૫૦૦, અને બીજી વખત ( વૈશાલીમાં ) ૭૦૦ જેટલા એકત્ર થયા હતા. વિનયના મહાન રક્ષકો પૈકી, ભિન્ન ભિન્ન અઢાર વિભાગો થયા.કેટલાક મતો અને પ્રણાલિકાઓ અનુસાર, જુદા જુદા પંથના ત્રિપિટકો એક બીજાથી જુદા પડે છે. ઉત્તરીય વસ્ત્રની કોર જ્યારે એકમાં સીધી છે ત્યારે બીજામાં અનિયમિત રીતે કાપવામાં આવે છે, અને ઉપરના ઝભ્ભાની ઘડીઓનું કદ એકમાં સાંકડુ તો બીજામાં પહોળું–ભિન્નતાની આવી નાની નાની વિગતો હોય છે.

જ્યારે ભિક્ષુઓ બધા સાથે જ એક સ્થળે મુકામ કરે છે ત્યારે પ્રશ્ન એ ઉપસ્થિત થાય કે તેમણે જુદીજુદી ઓરડીમાં રહેવું કે દોરડાથી જુદા પાડેલા ભાગોમાં રહેવું–જો કે ધર્મ પ્રમાણે તો બન્ને વિહિત છે. બીજી મુશ્કેલીઓ પણ આવે છેઃ ભોજન સ્વીકારતી વખતે, કોઇ તે પોતાના હાથમાં લે છે, તો બીજો દાન આપનારે તે કયાં મૂકવું તે જગ્યા બતાવશે, અને બન્ને ખરાં છે. દરેક પંથમાં ગુરુશિષ્યપરમ્પરાગત પ્રણાલિકાઓ હોય છે, ને દરેક સુસ્પષ્ટ સમજાવેલી હોય છે, અને બીજાથી તદ્દન નિરાળી હોય છે.

( ઇત્સીંગનું ટિપ્પણ ): ૧. આર્યમૂલસર્વાસ્તિવાદનિકાય-માં નીચલા વસ્ત્રની કોર સીધી કાપવામાં આવે છે, જ્યારે બાકીના ત્રણ નિકાયમાં તે અનિયમિત આકારમાં કાપવામાં આવે છે.

૨. એજ નિકાય મુકામ માટે જુદી જુદી ઓરડીઓ રાખવા ફરમાવે છે. જ્યારે આર્યસમ્મિતિનિકાય દોરડાથી વિભકત કરેલી જુદી જુદી પથારીઓની છુટ આપે છે.

૩. આર્યમૂલસર્વાસ્તિવાદનિકાયમાં ખોરાક સીધો હાથમાં જ લેવાય છે, પરંતુ આર્યમહાસંઘિકનિકાયમાં ખોરાક મૂકવાની જગ્યા બતાવવામાં આવે છે.

પશ્ચિમમાં (હિંદુસ્તાન) ભિન્નભિન્ન પ્રભવયુકત પંથોના અનેક પેટાવિભાગો હોય છે, પરંતુ પરમ્પરાપ્રાપ્ત એવા તો માત્ર ચાર મુખ્ય સંપ્રદાયો છે. તે નીચે પ્રમાણે છે:

૧.

આર્યમહાસંઘિકનિકાય—'મહાન સંઘનો ઉમદા સંપ્રદાય' ના સાત પેટાવિભાગો છે. એના ત્રણ પિટકોમાં દરેકમાં ૧૦૦,૦૦૦ શ્લોકો છે, અથવા એકંદર ૩૦૦,૦૦૦ શ્લોકો છે.[૧]

---

૧ ' પૌર્વાત્ય મંમારત્યાગ '–Eastern Monaobism–નામના પોતાના પુસ્તકમાં હાર્ડી પિટકો અને ભાષ્યોના પદોની મંખ્યા નીચે પ્રમાણે આપે છે:

૧. વિનય, ૬૯,૨૫૦ શ્લોકો ( એક શ્લોક = ૩૨ વર્ણ )
૨. સુત્ત, ૩૯૬,૫૦૦ ,,
૩. અભિધમ્મ, ૧૨૬,૨૫૦ ,,
૫૯૨,૦૦૦ શ્લોકો

ચીની ભાષામાં એનું ભાષાંતર કરવામાં આવે તો ૧,૦૦૦ પુસ્તકો થાય ( એક પુસ્તક = ૩૦૦ શ્લોકો ).

૨.

આર્યસ્થવિરનિકાય–' સ્થવિરોનો ઉમદા પંથ '–ના પણ ત્રણ પેટાવિભાગો છે. એના ત્રિપિટકોના શ્લોકોની સંખ્યા આગલા નિકાયના જેટલી જ છે.

૩.

આર્યમૂલસર્વાસ્તિવાદનિકાય–' સર્વ વસ્તુનું અસ્તિત્વ કથતો ઉમદા મૂળ પંથ '–ના ચાર પેટાવિભાગો છે. એના ત્રિપિટકોના શ્લોકની સંખ્યા પણ ઉપર જેટલી જ છે.

૪.

આર્યસમ્મિતિનિકાય–' સમ્યક અનુમાનનો આર્ય સંપ્રદાય '–ના ચાર પેટાવિભાગો છે. એના ત્રિપિટકના શ્લોકોની સંખ્યા ૨૦૦,૦૦૦ છે. વિનય–ગ્રંથોમાં જ ફક્ત ૩૦,૦૦૦ શ્લોકો છે, છતાં આપણે એટલું ધ્યાનમાં લેવું જોઇએ કે આ શાખાઓ પૈકી કેટલીકમાં પરમ્પરાગત કેટલીક પ્રણાલિકાઓ આ પ્રમાણે વિભાગ પાડવાની રીતથી ઘણી જુદી પડે છે, અને અત્યારે પ્રચલિત છે તે પ્રમાણે અઢાર શાખાઓનો મેં અહિં ઉલ્લેખ કર્યો છે. કેટલાક ચીનાઓ જે પાંચ મુખ્ય નિકાયોના વિભાગનો ઉપયોગ કરે છે તે વિષે મેં પશ્ચિમમાં ( હિંદમાં ) કદી કાંઇ જાણ્યું નથી.

તેમની એક બીજાથી ભિન્નતા, તેમનો ઉદય અને

અંત, અને તેમના સાંપ્રદાયિક નામો વિષે જુદા જુદા મતો છે. પણ આ વિષય અન્યત્ર[1] ચર્ચવામાં આવ્યો છે, એટલે અહિં તેનું વર્ણન હું કરીશ નહિં.

હિંદના પાંચે વિભાગોમાં તેમજ દક્ષિણ સમુદ્રના દ્વીપોમાં, લોકો ચાર નિકાયોનો જ ઉલ્લેખ કરે છે, પરંતુ દરેક નિકાયના અનુયાયીઓની સંખ્યા ભિન્નભિન્ન સ્થળોમાં, સરખી નથી.

મગધમાં ( મધ્યહિંદ ) ચારે નિકાયના સિદ્ધાંતો પ્રાયઃ પ્રચલિત છે, તોપણ સર્વાસ્તિવાદનિકાય સૌથી વધુ આબાદ છે. સમ્મિતિનિકાયના અનુયાયીઓની સંખ્યા લાટ[2] તથા સિંધુમાં–પશ્ચિમ હિંદના પ્રદેશો–મ્હોટી છે, અને બાકીના ત્રણ નિકાયોના અનુયાયીઓ પણ ત્યાં થોડા ઘણા

૧ એ વિષય ઇત્સીંગે પોતે ચર્ચ્યો નથી. અષ્ટાદશ નિકાયોની ચર્ચા કરતા પુસ્તકો માટે જુઓ નેન્જીઓની યાદી, ક્રમાંક, ૧૨૮૪, ૧૨૮૫ તથા ૧૨૮૬.

ર્‌હાઇસ્ડેવીડ્સની એજ વિષય પરની નોંધ માટે જુઓ, J. R. A. S, ૧૮૯૧ અને ૧૮૯૨.

૨ લાટઃ બૃહત્‌-સંહિતા ( ૬૯, ૨ ) માં સિંધુ, સુરાષ્ટ્ર, ભરોચ તથા માલ્વા–એ બધા નામો સાથે લાટનો ઉલ્લેખ છે ( J. R. A. S., *vol. vii.* પૃ. ૯૪ ). ઇત્સીંગ કહે છે કે તે પશ્ચિમ હિંદમાં છે, અને ઘણીવાર તે સિંધુ સાથે લાટ વાપરે છે. પ્રોફેસર બુલર પ્રમાણે લાટ તે મધ્ય ગુજરાત છે–મહી અને કીમ નદી વચ્ચેનો પ્રદેશ, અને તેનું મુખ્ય શહેર ભરૂચ (ભરુકચ્છ) છે.

જોવામાં આવે છે. ઉત્તર વિભાગમાં (ઉત્તર હિંદ) સર્વાસ્તિ
નિકાયના બધા અનુયાયીઓ છે, જો કે ત્યાં મહાસંઘિકનિક
અનુયાયીઓ પણ કયારેક આપણને મળી આવે છે. દક્ષિણ
(દક્ષિણ હિંદ) બધા સ્થવિરનિકાયને અનુસરે છે, જો કે ત્યાં
બીજા સંપ્રદાયના માણસો જોવામાં આવે છે. પૂર્વ સરહ
શોમાં (પૂર્વ હિંદ) ચારે નિકાયો સાથે સાથે જ માલમ પ
(ઇત્સીંગનું ટિપ્પણ):

( દ્વારવતી, અયુધ્યા ) છે. છેક પૂર્વ તરફ લિન-ઇ ( ચમ્પા )[1] છે. આ બધા દેશના લોકો ત્રિરત્નને[2] ઘણો સત્કાર આપે છે. ઘણા શીલ દઢતાથી પાળે છે અને ભિક્ષા-ધૂત-જે આ દેશોમાં એક રિવાજ છે-નું અનુષ્ઠાન કરે છે.

સામાન્ય ચારિત્ર્યના માણસોથી ખરેખર જુદા તરી આવે એવા માણસો મેં જાતે પશ્ચિમમાં ( હિંદમાં ) જોયા છે.

દક્ષિણ સમુદ્રના દ્વીપોમાં—જેની સંખ્યા દશ કરતાં વધુ છે-મૂલસર્વાસ્તિવાદ જ લગભગ સર્વમાન્ય છે, જો કે વખતો વખત કેટલાક સમ્મિતિનિકાયના ઉપાસકો બન્યા છે, અને હમણાજ બીજા બે નિકાયના અનુયાયીઓ પણ ત્યાં જોવામાં આવ્યા છે. પશ્ચિમથી ગણત્રી કરતાં, સૌથી પ્રથમ પો-લુ-શી ( પુલુશીહ ) દ્વીપ છે, પછી મો-લો-યુ ( મલયુ ) દેશ, જે હમણા શ્રીભોજનો ( સુમાત્રામાં ) દેશ ( કહેવાય ) છે, પછી મો-હો-સીન ( મહાસિન ) દ્વીપ, હો-લિંગ ( કલિંગ ) દ્વીપ ( જાવામાં ), તન-તન દ્વીપ ( નતુનદ્વીપ ), પેમ્પેન દ્વીપ, પો-લિ ( બલિ ) દ્વીપ, કુલુન દ્વીપ ( પુલો-કોન્ડોર ), ફો-શિહ-પુ-લો ( ભોજપુર ) દ્વીપ, ઓ-શન, અને

૧ ચમ્પા બૌદ્ધ દેશ હતો; સીલોનમાંથી ત્યાં બૌદ્ધધર્મ દાખલ થયો હતો. પરંતુ ૧૫૦૦થી અહિં ઇસ્લામ ધર્મ મનાતો થયો.

૨ બુદ્ધ ધર્મ અને સંઘ.

મો–ચિઆ–મન દ્વીપ.[1]

બીજા વધુ કેટલાક નાના બેટો પણ ત્યાં છે, જે બધાના નામો અહિં આપી શકાય એમ નથી. આ બધાય દેશોમાં બૌદ્ધ-ધર્મ સ્વીકારાયલો છે, અને બહુધા હીનયાન જ મલયુ (=શ્રીભોજ) સિવાય બધે માન્ય છે શ્રીભોજમાં મહાયાન પંથના કેટલાક અનુયાયીઓ છે.

આ પૈકી કેટલાક દેશો (વા દ્વીપો) આશરે સો ચીની માઇલ જેટલા વિસ્તૃત છે, કેટલાક વિસ્તારમાં અનેક માઈલો છે, તો કેટલાક એક સો યોજન જેટલા છે. મહાન સાગર પર એની ગણત્રી કરવી, એની લંબાઇ માપવી એ જો કે દુર્ઘટ છે, તો પણ જેઓ વેપારી વહાણમાં સફર કરવા ટેવાયલા છે તેઓ આ ટાપુઓના વિસ્તારનો અંદસટ્ટો કાઢી શકે છે. ‘ કુન–લુનનો દેશ ’ એવા સામાન્ય અભિધાનથી એ ટાપુઓ (ચીનાઓને) પરિચિત હતા, કેમકે કુન–લુન (ના લોકો) પ્રથમ કોચીન તથા કવાંગ–ટુંગ આવ્યા હતા.

કુન–લુન–જ્યાંના લોકોના વાળ ઊન જેવા છે, અને તેમની ચાડી કાળી છે–સિવાય, બીજા ટાપુઓના લોકો દેખાવે ચીનાને મળતા છે; પગ ખુલ્લા રાખવા તથા કન–મન[2](વસ્ત્ર)

---

૧ આ બધા દેશના નામો માટે પ્રવેશકમા આપેલી ભૌગોલિક નોધ જુઓ.

૨ કનમન સંસ્કૃત શબ્દ છે એમ કહેવાય છે; એને માટે

પહેરવું એ તેમની ટેવ છે. આ બાબતો દક્ષિણ સમુદ્રના વર્ણનમાં અન્યત્ર [1]સવિસ્તર ચર્ચવામાં આવશે. કવાન–ચાઉ (અન્નમમાં [2]આવેલું એક પરગણું) થી નીકળતાં, બરાબર દક્ષિણ તરફ પંદરથી વધુ દિવસની મુસાફરીથી, અથવા વહાણદ્વારા પાંચ છ ભરતી પછી માણુસ પી–કીંગ[3] પહોંચશે; અને હજી દક્ષિણ તરફ આગળ વધતાં ચમ્પા–લિન–ઇ–આવે છે.

આ દેશમાં બહુધા આર્યસમ્મિતિ નિકાય માન્ય છે, તેમજ સર્વાસ્તિવાદનિકાયના પણ કેટલાક અનુયાયીઓ છે.

નૈઋત્ય દિશા તરફ જતાં, એક માસમાં (પગે ચાલતાં) માણુસ પોહ–નન[4] પહોંચે છે, જે અગાઉ પુ–નન કહેવાતું હતું.

કેટલીક વાર હો–મન શબ્દ વપરાય છે. કન–મન તે સંસ્કૃત કમ્બલ હોવાનો સંભવ છે. એ શબ્દ નિઃશંક મલાયન 'સેરોંગ્સ' ( Sarongs ) ને અનુલક્ષે છે, જે સુતરાઉ કે રેશમી કપડાનું ત્યાંનું દેશી નામ છે. તે ( શરીરના ) મધ્ય ભાગની ફરતે બાંધવામાં આવે છે, અને પગ સુધી લટકતું રહે છે. 'લીઆન વંશનો ઇતિહાસ' ( ઇ. સ. ૫૦૨–૫૫૭ ), પુ. ૫૪ માં નીચે પ્રમાણે છેઃ '(સીઆમમાં) પુરુષો તથા સ્ત્રીઓ એક લાંબુ અને પહોળું સુતરાઉ વસ્ત્ર પહેરે છે, જે તેઓ કમર નીચે વીટાળે છે, અને તે કન–મન વા ચુ–મનના નામથી ઓળખાય છે.' જુઓઃ 'હિંદી–ચીન પર નિબંધો' દ્વિતીય માલા, પુ. ૧, પૃ. ૨૬૦.

૧ જુઓ આગળ પ્રક. ૧૧ મું. ૨ ટોંગ–કીંગ નજીક ક્યાંક. ૩ પીંગ–કીંગ તે કદાચ તુરાન કે તેની નજીક.

૪ પોહ–નન તે સીઆમ, પણ તેમાં કેમબોના પણ થોડા ભાગનો સમાવેશ થાય છે.

અગાઉ એ દેશના વતનીઓ નગ્ન રહેતા; લોકો ઘણે ભાગે દેવોના પૂજક હતા, અને પાછળથી, ત્યાં બૌદ્ધધર્મ સમૃદ્ધિમાં આવ્યો, પરંતુ એક દુષ્ટ રાજાએ તે બધાને હમણા દેશનિકાલ કર્યા છે, અને તેમને જડમૂળ કાઢયા છે. હવે બૌદ્ધ સંઘના માણસો ત્યાં નથી, પણ બીજા ધર્મના અનુયાયીઓ ( કે પાખંડીઓ ) ભેળસેળ ત્યાં રહે છે.

આ ભાગ જમ્બુદ્વીપ (=હિંદ) નો દક્ષિણ ખૂણો છે–તે સમુદ્રના દ્વીપો પૈકીનો એકે નથી. પૂર્વ હ્સીઆ ( ચીન ) માં ધર્મગુપ્તનિકાય મુજબ બૌદ્ધો બહુધા આચરે છે, પણ કવાન–ચુંગ ( શેન–સી ) માં ઘણા સ્થળોમાં પુરાતન કાળથી કેટલાક માણસો ઉપર્યુક્ત તથા મહાસંઘિક–નિકાયના અનુયાયીઓ છે. અગાઉ કી આંગ–નનમાં ( યાંગ–ત્સે–કીઆંગની દક્ષિણે ) તથા લીંગ–પીઆવમાં ( કવાંગ–ટુંગ તથા કવાંગ–સીની દક્ષિણે ) સર્વાસ્તિવાદનિકાય આબાદ રહેતો આવ્યો છે. જ્યારે આપણે એમ કહીએ છીએ કે વિનય દશાધ્યાયમાં વહેંચાયેલો છે, કે તેના ચાર વર્ગો છે, ત્યારે એ નિકાયે સંકલિત કરેલા ગ્રંથોના વિભાગોમાંથી આ નામો મુખ્યત્વે લેવામાં આવે છે. એ નિકાયોની વિશિષ્ટતાઓ તથા તેમની વિનયવિષયક ભિન્નતાઓ બારીકાઇથી તપાસતાં, આપણને માલમ પડે છે કે તેમાં મતભેદના ઘણા મુદ્દાઓ છે; એક નિકાયમાં જે મહત્ત્વની વસ્તુ છે તે બીજામાં નથી, અને એક જેને વિહિત ગણે છે, તે બીજામાં નિષિદ્ધ છે. પરંતુ ધર્મગુરુઓએ તો પોતપોતાના નિકાયોની પ્રણાલિકાઓ મુજબ વર્તવું જોઇએ, અને પોતાના પંથના

કડક નિયમોને બદલે બીજાનો વધુ ઉદાર ઉપદેશ સ્વીકારવો ન જોઇએ. સાથે સાથે બીજાના નિષેધો તેમણે અવગણવા ન જોઇએ, કેમકે પોતાના નિકાયોમાં તેમને પણ અમુક છૂટ હોય છે, નહિં તર એ નિકાયો વચ્ચેના તફાવતો અસ્પષ્ટ રહેશે, અને વિધાન અને નિષેધ પરત્વેના નિયમો પણ અસ્પષ્ટ બનશે. ચારે નિકાયોના નિયમોનું આચરણ એક જ માણસ શી રીતે કરી શકે ?

ફાટેલું વસ્ત્ર અને સુવર્ણ–દંડની દૃષ્ટાંત કથા આપણને બતાવે છે કે આપણે ( જે જુદા જુદા નિકાયો અનુસાર આચારીએ છીએ– ) બધા સરખી રીતે નિર્વાણ પ્રાપ્ત કરી શકીએ છીએ.[૧] તેથી જેઓ ધર્માનુસાર આચરણ કરે છે તેમણે પોતાના નિકાયોની પ્રથા પ્રમાણે અનુસરવું જોઇએ.

( ઇત્સીંગનું ટિપ્પણ ): બિમ્બિસાર રાજાએ એક વખત સ્વપ્નમાં જોયું કે એક વસ્ત્ર ફાટી ગયું હતું, અને સોનાની લાકડી ભાંગી ગઇ હતી. બન્નેના અઢાર ભાગ થઇ ગયા હતા.

ભયભીત બની જવાથી, તેણે બુદ્ધને એનું કારણ

૧ આજ વાત હ્યુએન–સાંગે ઠીક સમજાવી છે. 'તત્ત્વજ્ઞાનના ( ભિન્ન ભિન્ન ) નિકાયો હંમેશા એક બીજાના વિરોધી હોય છે, અને તેમના આવેગપૂર્ણ વિવાદોનો નાદ સમુદ્રના તરંગો માફક ઉંચે ચઢે છે. જુદા જુદા પંથના પાખંડીઓ અમુક અમુક ગુરુઓ પાસે જાય છે, અને ભિન્ન ભિન્ન માર્ગે એકજ ધ્યેયને પહોંચે છે.'

પૂછયું. બુદ્ધે ઉત્તર આપ્યોઃ ' મ્હારી નિર્વાણ-પ્રાપ્તિ પછી, સો કરતાં વધુ વર્ષ[1] પછી, અશોક નામે એક રાજા થશે, જે આખા જમ્બુદ્વીપ પર શાસન ચલાવશે. તે સમયે, કેટલાક ભિક્ષુ-પરમ્પરાપ્રાપ્ત મ્હારા ઉપદેશના અષ્ટાદશ નિકાયો થશે, પણ અંતે બધાય એકમત થશે, એટલે કે બધાય મોક્ષ (નિર્વાણ)નું ધ્યેય પ્રાપ્ત કરશે. હે રાજન ! ત્હારૂં સ્વપ્ન એની આગાહી કરે છે; ત્હારે ભયભીત બનવાની જરૂર નથી.'

---

૧ ચીનીત્રિપિટકમાં અશોકના નીચે પ્રમાણેના ચાર કાળો જોવામાં આવે છે.—

| | | |
|---|---|---|
| ૧. બુદ્ધના નિર્વાણ પછી | — ૧૧૬ | વર્ષ |
| ૨. ,, | — ૧૧૮ | ,, |
| ૩. ,, | — ૧૩૦ | ,, |
| ૪. ,, | — ૨૧૮ | ,, |

આમાંનું છેલ્લુ વર્ષ વધુ રસમય છે, કેમકે પાલિ કે સિંહાલીસ ગ્રન્થમાંથી મળી આવતા કાળ સાથે એ મળે છે. ઈ સ. ૪૮૯મા ચીની ભાષામાં ભાષાંતર થયલા સુદર્શન-વિભાષા-વિનય નામક ગ્રંથમાં આજ કાળ મળી આવે છે. આ પુસ્તકમાં અનેક વર્ષો ( Dates ) છે, જે બધાં સિંહાલીસ તવારીખ સાથે મળતાં આવે છે. બૌદ્ધ પરિષદોના હેવાલો, હિંદી તથા સીલોનીમ રાજાઓના નામો, અશોકનો ધર્મપ્રચાર, તથા સીલોનમાં મહેન્દ્રે કરેલું કામ-એ બધી વિગતો સીલોનના ઐતિહાસિક હેવાલો સાથે ઘણું સામ્ય બતાવે છે. આ આપણને દર્શાવે કે ચીની બૌદ્ધ ગ્રંથો પૈકી અતિ વિશ્વસનીય એવા વિનયગ્રંથો પર આપણે વધુ ધ્યાન આપવું જોઇએ.

આ ચાર નિકાયો પૈકી કોને મહાયાન કે હીનયાનના વર્ગમાં મૂકવા તેનો કશો નિર્ણય થયો નથી.

ઉત્તર હિંદુસ્તાનમાં તથા દક્ષિણ સમુદ્રના દ્વીપોમાં લોકો સામાન્ય રીતે હીનયાનમાર્ગી છે, જ્યારે ચીનના લોકો મહાયાનપંથ સ્વીકારે છે; બીજા ભાગોમાં કેટલાક એક તો કેટલાક બીજા પંથ અનુસાર આચરે છે. તેઓ શાનું અનુસરણ કરે છે તે હવે આપણે તપાસીએ. બન્ને એક જ વિનય અંગીકાર કરે છે. પાંચ સ્કન્ધોના[1] નિષેધો, તથા ચાર આર્ય સત્યો બન્નેમાં સામાન્ય છે.

જે બોધિસત્ત્વોને પૂજે છે, તથા મહાયાન સૂત્રો વાંચે છે તે મહાયાનમાર્ગીઓ કહેવાય છે, અને જે એ પ્રમાણે આચરતા નથી તે હીનયાનમાર્ગીઓ કહેવાય છે. એ કહેવાતા મહાયાનના બે પ્રકારો છે: (૧) માધ્યમિક, (૨) યોગ. પહેલો પંથ એમ કહે છે કે સામાન્ય રીતે જે **સત્** કહેવાય છે તે વાસ્તવિક રીતે **અસત્** છે, અને દરેક પદાર્થ તે માત્ર એક ખાલી આભાસ છે, જ્યારે બીજો માર્ગ પ્રતિપાદન કરે છે કે વસ્તુતઃ કાંઈ પણ બાહ્ય વસ્તુઓ અસ્તિત્વ ધરાવતી નથી, પરંતુ માત્ર આંતર વિચારો જ છે, અને બધી વસ્તુઓ કેવળ વિજ્ઞાનમાં જ અસ્તિત્વ ધરાવે છે.

આ બે વાદો આર્ય સિદ્ધાંત સાથે પૂર્ણ રીતે સુસંબદ્ધ છે.

૧ જુઓ: ચુલ્લવગ્ગ, ૯, ૩, ૩ (S. B. E., Vol. XX, P. 308 ).

તો પછી એ બેમાંથી કયો વાદ ખરો તે આપણે કહી શકીએ ખરા વારૂ ? બન્ને સત્યને સરખી રીતે વળગેલા છે, અને આપણને નિર્વાણ તરફ દોરે છે. તેમજ કયો માર્ગ સાચો છે અને કયો ખોટો તે પણ શી રીતે જાણી શકીએ ? ક્લેશનો નાશ તથા સર્વ મનુજોનો મોક્ષ બન્નેનું ધ્યેય છે. એ બેના તુલનાત્મક ગુણોનો નિર્ણય કરવાનો પ્રયાસ કરવા જતાં, આપણે મ્હોટી ગુંચવણ ઉભી કરવી ન જોઇએ અને ( એમ કરી ) વધુ ગુંચવણમાં પડવું જોઇએ નહિ.

કેમકે, જો એ બે સિદ્ધાંતો પૈકી ગમે તે એકને અનુકૂળ આપણે વર્તીએ તો, નિર્વાણ પ્રાપ્ત કરવા આપણે શક્તિમાન થઇએ છીએ, પણ જો તેમનાથી આપણે વિમુખ રહીએ તો, આપણે પુનર્જન્મના સાગરમાં ડુબેલાં રહીએ છીએ. એ બન્ને વાદો હિંદુસ્તાનમાં સરખી જ રીતે શીખવવામાં આવે છે, કેમકે મહત્ત્વના મુદ્દાઓમાં તે બન્ને એકમેકથી જુદા નથી.

હજુ આપણને પ્રજ્ઞા–ચક્ષુ લાધ્યા નથી. તો તે બેમાં ખરૂ ખોટું આપણે શી રીતે વર્તી શકીએ ?

આપણા પૂર્વગામીઓ જે પ્રમાણે વર્ત્યા છે તેવું જ આપણું વર્તન હોવું જોઇએ, અને તેમને વિષે આપણા અભિપ્રાય બાંધવાની ભાંજગડમાં આપણે પડવું ન જોઇએ. ચીનમા, બધાય વિનયધરોના નિકાયો પૂર્વગ્રહયુક્ત છે; અને ઉપદેશકો તથા ભાષ્યકારોએ એ વિષય પર વધુ પડતી ટીકા કરી છે, એટલે પંચસ્કન્ધો તથા સપ્તસ્કન્ધોના અત્યાર સુધી સહેલા

(ગણાતા) ફકરાઓ દુર્ગમ બન્યા છે, તથા ધર્મના ઉપાયો તેમજ નિકાયોનું પાલન ઝાંખા બન્યા છે, અને જે અપરાધો સ્પષ્ટ હતા તે વર્તી શકવા મુશ્કેલ બન્યા છે.

પરિણામે (વિનયનું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી) માણસના અભિલાષ શરૂઆતથી જ પરાભૂત થાય છે, અને માત્ર એક પ્રવચન સાંભળ્યા પછી તેનું ધ્યાન શિથિલ થાય છે. ઉત્કૃષ્ટ મેધાસંપન્ન માણસો પણ માથે પળીયાં આવ્યા પછી જ આ અભ્યાસમાં વિજય મેળવે છે, જ્યારે સામાન્ય કે મંદ બુદ્ધિના માણસો તો તદ્દન વૃદ્ધ થાય છે ત્યારે પણ પોતાનું કાર્ય સિદ્ધ કરી શકતા નથી.

વિનયના ગ્રંથો ધીમે ધીમે વધતા ગયા, પણ તે અંધકારમા રહ્યા, એટલે તે બધા વાંચી જવા એ આખા જીવનનું કાર્ય થઇ પડે છે.

શિક્ષકો તથા શિષ્યોએ એક ખાસ યોજના ઘડી કાઢી છે. તેઓ પરિચ્છેદો પર ચર્ચા કરે છે, (અને તેમ કરતાં) તેમને નાના નાના વિભાગોમાં જુદા પાડતા જાય છે, અપરાધસ્કંધો પરત્વેની ચર્ચા, તેઓ તેમને વાક્યે વાક્યે વહેંચી, કરે છે.

આ પ્રયોગમાં ખર્ચાતી શક્તિ માટે એક પર્વત બનાવવા જેટલી મહેનતની જરૂર પડે છે; અને લાભ વિસ્તૃત સાગરમાંથી મોતી મેળવવા જેટલો કઠિન છે.

પોતે જેની ચર્ચા કરે છે તે વિષય, વાચનાર સહેલાઇથી સમજી શકે તે માટે ગ્રંથકારે પ્રયાસ કરવો જોઇએ બીજા

તેને હમી કાઢે તો, પાછળથી તે સમજાવવાની જરૂર પડે એવી ફટ ભાષા તેણે વાપરવાવી જોઇએ નહિં.

જેમ, જ્યારે એક નદીમા પૂર આવ્યું હોય, અને તેનું પાણી કોઇ ઉંડા કૂપમાં વહી ગયું હોય ત્યારે, તે કુવાનું શુદ્ધ જળ પીવા ઇચ્છતો કો તૃપાર્ત માણમ પોતાના જાનને જોખમમા નાખીને જ તે પાણી મેળવી શકે, તેમ અનેક માણસોએ ચર્ચેલા વિનયનું જ્ઞાન પ્રાપ્ત કરવું દુર્ઘટ છે.

ગભીર કે હલકા અપરાધોના કિસ્સાઓનો નિર્ણય કરવામા, થોડી જ લીટીઓ બસ થશે. એ કિસ્માના નિર્ણય માટેની યુક્તિઓ સમજાવવા, અડધા દિવમની ય જરૂર પડતી નથી. હિંદુસ્તાનના તથા દક્ષિણ મમુદ્રના દ્વીપોના ધર્મગુરુઓમા અભ્યાસનો આવો મામાન્ય ઉદ્દેશ છે. દિવ્યભૂમિ ( ચીન )મા બીજાઓ પ્રત્યેની આપણી ફરજ શીખવાની પ્રથા સર્વત્ર પ્રચલિત છે, લોકો તેમના રાજાને તથા માતાપિતાને આદર આપે છે અને તેમની મેવા બજાવે છે, તેઓ તેમના વડીલોને સત્કારે છે, અને તેમની આજ્ઞા માથે ચઢાવે છે. તેમના જીવનની રહેણી કરણી સાદી છે, અને સ્વભાવે તેઓ નમ્ર તથા મળતાવડા છે. પ્રામાણિકતાથી જે લઇ શકાય એવું હોય તે તેઓ લે છે.

વત્સલ બાળકો તથા નિમકહલાલ પ્રજા સાવધ રહી વર્તે છે અને ખર્ચમાં કરકસર કરે છે. પ્રાતઃકાળથી દુઃખી માણસો માટે ઘણી કાળજી રાખી અને અનુકમ્પા દર્શાવી, શહેનશાહ, પોતાના લાખો માણસો પર પરોપકારી શાસન ચલાવે છે, આખી રાત રાજ્યની બીનાઓથી જેમના મન જાગ્રત છે એવા

અમાત્યો ધ્યાન તથા આદરપૂર્વક તેમની ફરજ અદા કરે છે. કોક વખત શહેનશાહ ત્રિયાન[1] તરફનો માર્ગ ખુલ્લો મૂકે છે, અને સેંકડો આસનો તૈયાર કરી આચાર્યોને આમંત્રે છે; કયારેક તે પોતાના આખા રાજ્યમાં ચૈત્યો બંધાવે છે, તેથી બધા સુજ્ઞ માણસો બૌદ્ધધર્મ તરફ પોતાની વૃત્તિ વાળે છે; અથવા બધાં અજ્ઞાની માણસો તેમની સદ્વૃત્તિ પરિપકવ કરે અને ત્યાં જઈ પૂજન કરે એ આશયથી તે પોતાના સારા રાજપ્રદેશમાં અહિં તહિં સંઘ–આરામ–ગૃહો બંધાવે છે. કૃષિકારો પોતાના ક્ષેત્રોમાં આનંદથી ગાન કરે છે, અને વેપારીઓ તેમના ગાડામાં કે સમુદ્ર પર નાચતા વહાણોમાં આહ્લાદથી લલકારે છે. કુકડાને સત્કારનાર લોકો (કોરીઆ) તથા હાથીને આદર આપનાર લોકો (હિંદુસ્તાન), તેમજ ચીન–લીન તથા સુ–લીન (રત્નગિરિ)[2] પ્રદેશના વતનીઓ શહેનશાહના દરબારમાં આવે છે અને તેને આદર આપે છે. સ્વસ્થતા અને શાંતિ હમારા આશયો છે, અને દરેક વસ્તુ એટલી પરિપૂર્ણ છે કે તેમાં ઉમેરો કરવા જેવું કાંઇ રહેતું નથી.

---

૧ ત્રિયાનઃ (૧) શ્રાવકયાન, (૨) પ્રત્યેક બુદ્ધ અને (૩) મહાયાન, ધર્મસંગ્રહ ૨, અનુસાર.

૨ ચીન–લીન (હૈમ પાડોસીઓ) તે, કાશ્યપ પ્રમાણે, ' ચીન–ચાઉ'જ છે, જેનો સંસ્કૃત શબ્દ સુવર્ણ–દ્વીપ છે ઇત્સીંગે એક વખત સુમાત્રા માટે, અથવા શ્રીભોજ માટે, જ્યાં સોનું પુષ્કળ છે એમ કહેવાય છે, સુવર્ણ–દ્વીપ (ચીન–ચાઉ) નામ યોજ્યું છે.

સુન–લીન (રત્નગિરિ) તે, કાશ્યપ કહે છે, સુ–મેન–કવાન (=રત્ન–દ્વાર–ઘાટ) છે, જે કો–કો નદી નજીક બાંધવામાં આવ્યો હતો.

(ઇત્સીંગનુ ટિપ્પણ): જેઓ કુકડા (કુકુટ)ને પૂજે છે તે કોલી (કોરીઆ) ના લોકો છે. એ દેશ હિંદમાં કુકુટેશ્વર કહેવાય છે. હિંદના લોકો આભૂષણની નિશાની તરીકે મસ્તક પર પાંખો પહેરે છે.[1] જેઓ હાથીને પૂજે છે તે હિંદીઓ છે, જેમના રાજાઓ હાથીને ઘણો પવિત્ર માને છે. હિંદના પાંચે ભાગોમાં એ પ્રમાણે જ છે.

જે ચીની ધર્મ ગુરુઓએ ઘરબાર ત્યજ્યા છે તેઓ નિયમોનું પાલન કરે છે, અને પ્રવચનો આપે છે, જ્યારે વિદ્યાર્થીઓ ગંભીરતાથી અધ્યયન કરે છે, અને તેમના શિક્ષકોએ શીખવેલા ગંભીરતાના સિદ્ધાંતો સમજે છે. સંસારના બંધનોથી મુકત બની કેટલાક પર્વતની ગાઢ ખીણમાં એકાંત સેવે છે. ત્યાં પથ્થર પરથી વહી જતા ઝરણાના જળથી તેઓ તેમના મ્હોં લુહે છે અથવા તો તેમના વિચારો વ્યવસ્થિત કરતાં તેઓ ગાઢ કુંજોમાં ધ્યાનસ્થ બેસે છે.

દિવસમાં છ વખત ફરી અને પૂજા કરી, પવિત્ર શ્રદ્ધાવાળા માણસોએ બક્ષેલા લાભોનો બદલો વાળવા તેઓ પ્રયાસ કરે છે; રાત્રિમાં બે વખત સમાધિસ્થ બની, દેવો તથા મનુષ્યોના તેઓ આદરપાત્ર બને છે. આ કર્મો માટે સૂત્રો અને વિનયમાં વિધાન છે. પછી એમાં દોષ શી રીતે આવી શકે? પરંતુ કેટલાક ખોટા અર્થો આપણને મળ્યા છે, તેને લીધે

1 આ વાતનું મૂળ આપણે જાણતા નથી; પરંતુ કોરીઆ કેટલીક વખત કી-લીન (કુકુટ-અરણ્ય) કહેવાય છે.

વિનયના નિયમોને ભોગવવું પડયું છે, તથા અવિરત કરવામાં આવતી ભૂલોએ રૂઢ આચારનું રૂપ પકડયું છે, જે મૂળ સિદ્ધાંતોથી વિરુદ્ધ છે.

તેથી આર્ય ઉપદેશ તથા હિંદના પ્રચલિત મુખ્ય આચારો મુજબ, આ પુસ્તકાંતર્ગત ૪૦ પ્રકરણો મેં કાળજીપૂર્વક લખ્યા છે, અને તેના ચાર વિભાગ પાડયા છે. આ ગ્રંથનુ નામ–'નાન–હાઇ–ચી–કવેઇ–નાઇ–ફા–ચુઆન' એટલે કે 'દક્ષિણ સમુદ્રથી સ્વદેશ મોકલેલ પવિત્ર ધર્મની નોંધ'[1]–છે. આ સાથે 'ટા–ટાંગ–મી–યુ–કુ–ફા–કાવ–સેંગ–ચુઆન' એટલે કે 'મહાન ટાંગ વંશમાં હિંદમાં તથા આજુબાજુના દેશોમાં ધર્મનું અન્વેષણ કરવા આવેલા પ્રખ્યાત ધર્મોપદેશકોના જીવનચરિત્રો[2]' એ નામક એક પુસ્તક, તથા બીજા કેટલાક સૂત્રો અને શાસ્ત્રો,–એકંદરે દશ પુસ્તકો હું મોકલું છું.[3] હું આશા રાખું છું કે તેમનો ધર્મ પ્રવર્તાવવા એકાગ્ર બની, કાંઇ પણ પૂર્વગ્રહ વિના, સંમાનનીય ધર્મોપદેશકો, વિવેકબુદ્ધિથી તથા બુદ્ધના ઉપદેશ તેમજ આચાર અનુસાર, વર્તશે, તેમજ

૧ 'The Record of the Sacred Law, sent home from the Southern Sea.'

૨ 'Memoirs of Eminent Priests who visited India and Neighbouring Countries to search for the Law under the great Tang Dynasty'.

૩ એ પૈકી નાગાર્જુનકૃત 'સુહલ્લેખ', માતૃચેટકૃત ૧૫૦ શ્લોકોની ગાથા, અનિત્યસૂત્ર વગેરે.

પ્રસ્તુત પુસ્તકનો લેખક કાંઇ ખ્યાતિ ધરાવતો નથી એમ માની આ પુસ્તકમાં વર્ણવેલા સપ્રમાણ ધર્મોની તેઓ અવજ્ઞા કરશે નહિં.

વળી, પ્રાચીનમુનિપરમ્પરાપ્રાપ્ત સૂત્રો તથા શાસ્ત્રોના સિદ્ધાંતો તથા તાર્તમ્યો ( હિંદના ) ધ્યાનસિદ્ધાંત સાથે સૂક્ષ્મ સામ્ય દર્શાવે છે, પરંતુ પ્રશાંત ધ્યાનના રહસ્યો મ્હારા આ સંદેશમાં વર્ણવવા કઠિન છે. તેથી, અગાઉથી સ્વદેશ મોકલવા તેમજ મ્હારા ગુરુઓના પ્રમાણ પર આધાર રાખતાં વચનો ત્હમારા આગળ મૂકવા, વિનયસિદ્ધાંતને અનુસરતા ધર્મના આચારોની મેં એક માત્ર રૂપરેખા દોરી છે. આજે જ અસ્ત પામતા સૂર્ય સાથે કદાચ મ્હારી જીવનનૌકા ડૂબે, છતાંય ધર્મપ્રવર્તનયોગ્ય કાંઇ પણ કરવા હું શ્રમ લઉ છું; પ્રાંતઃકાળે દીપ્યમાન જ્યોતિ કદાચ બૂઝાય, પણ હું તો આશા રાખું છું કે સેંકડો દીપો ભવિષ્ય માટે પ્રકાશતા રહે. જો ત્હમે મ્હારૂં આ પુસ્તક વાંચો તો, એક પણ પગલું ચાલ્યા વિના, હિંદના પાંચે પ્રદેશોમાં ત્હમે મુસાફરી કરશો, અને ત્હમે એક પળ પણ ગુમાવો તે પહેલાં ભાવિ સહસ્ત્ર યુગો માટેના અંધકારમય માર્ગના દર્પણ બનશો. હું વિનંતિ કરૂં છું કે ત્હમે ત્રિપિટક વાંચજો અને કાળજીપૂર્વક તપાસજો, અને જાણે ચાર તરંગો ઉછાળવા ધર્મસાગર પછાડશો; અને પાંચ સ્કંધોના પ્રમાણને આધારે, છ કામમાં ડૂબેલા માનવીઓને પાર ઉતારવા અનુકમ્પારૂપી નૌકા ત્હમે સાગરમાં ઉતારજો. જોકે મ્હારા ગુરુઓ તરફથી મ્હને પ્રત્યક્ષ ધ્યાન મળ્યું છે, અને આપણા સિદ્ધાંતનું

ઉંડું તાર્તમ્ય મેં પૂર્ણપણે તપાસ્યું છે, તો પણ મ્હારે મ્હારૂં જ્ઞાન હજુ વધુ ગંભીર તેમજ વિસ્તૃત કરવું જોઇએ, કેમકે જો હું એમ ન કરૂં તો, મ્હને ભીતિ રહે છે કે પ્રજ્ઞા–ચક્ષુની દૃષ્ટિએ હું ઉપહાસપાત્ર બનીશ.

આ પુસ્તકમાં વર્ણવેલી બધી બાબતો આર્યમૂલસર્વા સ્તિવાદનિકાય અનુસાર છે, અને બીજા નિકાયોના ઉપદેશ સાથે એને ગુંચવવી જોઇએ નહિ. પ્રસ્તુત ગ્રંથોમાં આવતી વિગતો દશાધ્યાય વિનયને સામાન્ય રીતે મળતી છે.

આર્યમૂલસર્વાસ્તિવાદ નિકાયના ત્રણ પેટા વિભાગો છેઃ ( ૧ ) ધર્મગુપ્ત; ( ૨ ) મહીશાસક; ( ૩ ) કાશ્યપીય.

નીચે દર્શાવેલા સ્થળો સિવાય બીજી જગ્યાએ આ ત્રણે નિકાયો હિંદુસ્તાનમાં પ્રચલિત નથી–ઉદ્યાન, ખરચર, અને કુસ્તાન, જ્યાં આ નિકાયોના વિદિત નિયમોનું આચરણ કરનાર કેટલાક લોકો છે.

કહેવાતા દશાધ્યાયનો વિનયગ્રંથ આર્યમૂલ સર્વા સ્તિવાદ નિકાયનો નથી.

## બૌદ્ધ આચારોની નોંધ ચીની યાત્રીની દૃષ્ટિએ

## પ્રકરણ ૧ લું

### વર્ષના અનનુષ્ઠાનથી અધઃપતન થતું નથી

જે ભિક્ષુઓ વર્ષનું[1] પાલન કરતા નથી તેઓ, બેશક, તેમાંથી પરિણમતા દશ લાભો[2] પ્રાપ્ત કરવા ચૂકે છે, પણ તેથી તેમને તેમની મૂળ સ્થિતિમાંથી નીચે ઉતારવા જોઈએ નહિં. વળી એક જ દિવસ અગાઉ, જે ઉતરતા દરજ્જાના આચાર્ય પાસેથી પોતે યોગ્ય સત્કાર પામ્યો હતો, તેને માટે એકાએક પોતાના કાર્યોમાં ફેરફાર કરવો, અને ઉતરતી પંક્તિના માણસને માન આપવું, એ ઠીક ન દેખાય. (ચીનમાં) આવું અધઃપતન પ્રચલિત હતું, જો કે એના સમર્થન માટે કાંઇ પ્રમાણ કે પુરાવા ન્હોતા. કારણ કે વર્ષનું પાલન કરતાં, જો કોઇ બહારનું નિમંત્રણ સ્વીકારે તો, તે ચોરી કર્યા સમાન ગુન્હો ગણાતો. તેથી જે તત્ત્વો પર અમુક પ્રથા અવલંબતી

---

૧ વર્ષનો મૂળ અર્થ વર્ષા ઋતુ—જુનના મધ્ય ભાગથી ઑક્ટોબરના મધ્ય ભાગ સુધી—થાય છે. આ ચાર માસ બૌદ્ધ ભિક્ષુઓ માટે એક જ સ્થળે રહેવાનો સમય છે. તેમને મુસાફરી કરવાની મનાઇ હોય છે, પણ પોતાના વિહારથી કોઇ દૂર સ્થળે જઇને તેઓ રહે છે.

૨ વસ્ત્ર હોવા, મુસાફરીમાં સ્વતંત્રતા ઇત્યાદિ.

હોય તે કાળજી પૂર્વક તપાસવા જોઇએ, અને કદી પણ તેને અવમાન્ય ન ગણવા. ભિક્ષુની કક્ષાનો નિર્ણય, તેણે ક્યારથી દીક્ષા લીધી છે તે પરથી જ કરવો જોઇએ.

તેણે ભલે વર્ષનુ આચરણ ન કર્યું હોય, તો પણ તેને નીચે ઉતારવો નહિ. બુદ્ધના શાસન તપાસતાં, તે માટે તેમા કશું પ્રમાણ જણાતું નથી.

ત્યારે (ચીનાઓમા) આ પ્રથા અગાઉ કોણે દાખલ કરી?

---

# પ્રકરણ ૨ જું

## પૂજ્ય પ્રતિ વર્તન

બુદ્ધના શાસન પ્રમાણે, જ્યારે કોઇ પવિત્ર મૂર્તિ આગળ આચાર્ય ઉભો હોય છે, અને જ્યારે માનનીય ગુરુઓ પાસે જાય છે ત્યારે તેણે, પોતે બીમાર ન હોય તો, ઉઘાડે પગે જવું ઉચિત છે; પોતાના ગુરુ અગર મૂર્તિ આગળ કદી પણ ચંપલ પહેરવાની તેને છૂટ નથી, અને હંમેશા પોતાનું જમણું ખભું તેણે ખુલ્લુ રાખવું, ડાબા પર પોતાનો ઝભ્ભો રાખવો, અને ટોપી પહેરવી ન જોઇએ. તેના ઉપરીની પરવાનગી ન હોય તો, બીજી જગ્યાએ ચંપલ વગેરે પહેરીને તે ફરી શકે છે. શીત પ્રદેશમાં ધર્મગુરુને વાતાવરણ પ્રમાણે નાના ચંપલ, અગર તો ગમે તે પ્રકારના જોડા પહેરવાની પરવાનગી છે જુદી જુદી રેખાંશમાં આવેલા દેશોમાં હવા અતિ ભિન્ન હોય છે.

બુદ્ધના શાસનને અનુસરવામાં કેટલાક નિયમોમાં થોડો ઘણો સુધારો કરવો જ જોઇએ.

કડક ઠંડીની ઋતુમાં શરીરનું રક્ષણ કરવા થોડો સમય વધુ કપડાં પહેરવાની આપણને પરવાનગી હોવી જોઇએ, પરંતુ ઉષ્ણ ઋતુમાં વિનયનિયમાનુસાર જ આચાર રાખવો જોઇએ.

પવિત્ર સ્તૂપની આસપાસ કોઇએ ચંપલ પહેરી ફરવું નહિ એ શરૂઆતથી જ સ્પષ્ટ રીતે જણાવવામાં આવ્યું હતું.

અને આ તો લાંબા કાળથી કહેવામાં આવ્યું છે કે ધર્મગુરુએ ચંપલ પહેરીને કદી પણ મંદિરમાં જવું નહિ. પણ આ નિયમોનું કાયમ ઉલ્લંઘન કરનારા પણ કેટલાક છે, અને ખરેખર એ આપણા બુદ્ધના શાસનનુ અપમાન છે.

---

# પ્રકરણ ૩ જું

## ભોજન સમયે નાની ખુરશી પર બેસવું

હિંદુસ્તાનમાં ધર્મગુરુઓ ભોજન લેતાં પહેલાં પોતાના હાથ પગ સાફ કરે છે, અને જુદી જુદી નાની ખુરશીઓ પર બેસે છે. ખુરશીની બેઠક નેતરની બનાવેલી હોય છે. તેના પાયા ગોળ કરેલા હોય છે, અને સામાન્ય રીતે ખુરશી ભારે હોતી નથી, પરંતુ મઠના નવા સભ્યો માટે લાકડાના કટકા ખુરશીને બદલે વાપરી શકાય છે. તેઓ જમીન પર પોતાના પગ મૂકે છે અને મેજ–જેના પર ખોરાક મૂકવામાં આવે છે–તેમની સામે હોય છે. જમીન ગાયના છાણથી લીંપવામાં આવે છે, અને તેના પર તાજા પાંદડા નાંખેલા હોય છે. ખુરશીઓ ગોઠવવામાં વચ્ચે વીસ ઇંચનું અંતર હોય છે કે જેથી તેના પર બેસતા માણસો એક બીજાને સ્પર્શ કરી શકે નહિ. મેં કોઇ પણ વખત મ્હોટા પલંગ પર પલાંઠી વાળીને ખાતા કોઇને જોયા નથી. બુદ્ધના વિહિત નિયમ પ્રમાણે પલંગનુ માપ બુદ્ધના આઠ આંગળની પહોળાઇ હોવી જોઇએ. સામાન્ય મનુષ્ય કરતાં બુદ્ધની આંગળી ત્રણગણી લાંબી હોવાનું કહેવામાં આવે છે, એટલે તેની આઠ આંગળીની પહોળાઇ બરાબર આપણી ચોવીસ આંગળીની પહોળાઇ થાય. ચીનાઇ માપ પ્રમાણે આ દોઢ ફુટ ગણાય. ચીનના દેવળોમાં પલંગની ઉંચાઇ બે ફીટથી વધારે હોય છે. અલબત, એનો ઉપયોગ બેસવા માટે કરવાનો હોતો

નથી, કારણ કે જે એના પર બેસે છે તે મ્હોટો પલંગ વાપરવાના ઠપકાને પાત્ર થાય છે. અત્યારના ઘણા ભિક્ષુઓ આ નિયમ તોડે છે, પણ તેઓ પોતાને ઉંચે લાવવાનું કેવી રીતે સમજે છે? આ નિયમનું ઉલ્લંઘન કરવાના જેઓ અપરાધી હોય તેમણે માપ વિષે લખેલું પુસ્તક સલાહ માટે જોવું.

પણ પવિત્ર ખડક અને ચતુર્ધ્યાન દેવળમાં વપરાતા પલંગો એક ફુટ ઉંચા હોય છે. અસલના પુણ્યાત્માઓએ એ ઉંચાઇ ઠેરવી છે, અને તે ખરેખર સપ્રમાણ છે.

પલાંઠી વાળીને સાથે બેસવું અને બહાર પડતાં ઘુંટણ સાથે ભોજન લેવું એ યોગ્ય નથી. આ ઉપર ધ્યાન આપવા હું સર્વેને પ્રાર્થું છું. મ્હારા સાંભળવામાં આવ્યું છે કે ચીનમા બૌદ્ધ ધર્મ દાખલ થયા પછી ભિક્ષુઓ ખાતી વખતે પલાંઠી વાળીને નહિં, પરંતુ ખુરશી પર બેસતાં ટેવાયા હતા. ત્સીન વંશ વખતે (ઇ. સ. ૨૬૫–૪૧૯) એ ભૂલ ઘુસી હતી, અને જમણ સમયે પગ વાળી બેસવાનું દાખલ થયું. પૂર્વમાં–ચીનમાં–આથી લગભગ ૭૦૦ વર્ષ પૂર્વે બૌદ્ધ ધર્મ પ્રથમ દાખલ થયો હતો. દશ વંશોનો સમય વહી ગયો છે જે દરેકમાં એકેક શક્તિવાન પ્રતિનિધિ થયો હતો; ચીનમાં હિંદી ભિક્ષુઓ એક પછી એક આવ્યા, અને તત્કાલીન ચીનમાં ધર્મગુરુઓ તેમના આગળ ટોળે મળ્યાં, અને તેમની પાસેથી બોધ લીધો. તેમાંના કેટલાક હિંદુસ્તાન ગયા અને ત્યાંના આચારોનુ અવલોકન કર્યું. પોતાને દેશ પાછા ફરી ખોટી પ્રથાઓ તેમણે બતાવી, પરંતુ તેમનું કહ્યું કોણે સાંભળ્યું?

" ભોજન લીધા પછી ત્હમારા પગ સાફ કરો "—એ પ્રમાણે સૂત્રોમાં વારંવાર ફરમાવવામાં આવ્યું છે. એ ઉપરથી આટલું દેખીતું છે કે તેઓ પલંગ પર પલાંઠી વાળીને બેસતા ન હતા ( કારણ કે જો તેઓ જમીનને અડયા જ ન હોત તો પગ ધોવાની જરૂર જ રહેતે નહિ. )

વળી કહેવામાં આવ્યું છે કે " પગની પાસે ખોરાક ફેંકવામાં આવે છે. " આ ઉપરથી પણ આપણને માલમ પડે છે કે ધર્મગુરુઓ પોતાના પગ જમીન પર સીધા રાખી બેસતા હતા. બુદ્ધના અનુયાયીઓએ તેના જ આચારો પાળવા જોઇએ. તેના નિયમોનું પાલન જો શકય ન હોય તો પણ તેને હસી કાઢવા એ અયોગ્ય છે.

જો પલાંઠી વાળીને અને જાનુની આજુબાજુ કપડું વીંટાળીને બેસવામાં આવે તો, સ્વચ્છ રહેવું અને એઠું ઉપર ન પડવા દેવું એ મુશ્કેલ બને છે, અને વેરાતો ખોરાક અને ડાઘા સહેલાઇથી કપડાને ચોંટી જાય છે.

ચીનમાં જેમ ઉચ્છિષ્ઠ અન્નને જાળવી રાખવામાં આવે છે તેમ કરવું એ હિંદી નિયમોને બીલકુલ મળતું નથી. મેજ પરથી એકત્ર કરવામાં આવતો ખોરાક મેજને બગાડે છે, અને જેઓ વાની પીરસે છે તેઓ સ્વચ્છ વાસણનો પાછો સ્પર્શ કરે છે. એ પ્રમાણે પવિત્રતા જળવાતી નથી, અને એથી કશું સારૂં પરિણામ હજુ સુધી પ્રાપ્ત થયું નથી. આ મુદ્દાઓ પર બારીકાઇથી ધ્યાન આપવા હું ત્હમને વિનવું છું અને દરેક આચારના તુલનાત્મક ગુણો જોવા હું ભલામણ કરૂં છું.

# પ્રકરણ ૪ થું

## શુદ્ધ તથા અશુદ્ધ ખોરાક

શુદ્ધ તથા અશુદ્ધ ખોરાકના ભેદ પાડવાનો રિવાજ હિંદુસ્તાનમાં ધર્મગુરુ તથા સામાન્ય માણસોમાં પણ જોવામાં આવે છે. જો ફક્ત એક કોળીયો અન્ન ખાવામાં આવ્યું હોય તો પણ તે અશુદ્ધ થાય છે, અને જે વાસણમા ખોરાક મૂકવામાં આવ્યો હોય તે ફરીથી વાપરવામાં આવતા નથી. જમણ પૂરું થતાં જ વપરાયલા વાસણ ત્યાથી ખસેડી લેવામાં આવે છે, અને એક ખૂણામાં તેનો ઢગ કરવામાં આવે છે. બાકી રહેલો બધો ખોરાક ધર્માનુસાર જેમને આપી શકાય એમ હોય તેમને–પંખી, મૃત માણસોને વગેરે–નાંખવામાં આવે છે, કારણ કે વધેલા ખોરાકનો વધુ ઉપયોગ કરવો ઘણું અયોગ્ય લેખાય છે.

ધનિક અને ગરીબ બન્નેમા આ રિવાજ પ્રચલિત છે, અને એનું પાલન ફક્ત આપણે જ કરીએ છીએ એમ નહિં, પરંતુ દેવો પણ એ પ્રમાણે વર્તે છે. કેટલાક શાસ્ત્રોમા જણાવવામાં આવે છેઃ “ દાતણ ન કરવું, મળમૂત્ર કરી આવ્યા બાદ હાથ સાફ ન કરવા, તથા શુદ્ધ અને અશુદ્ધ ખોરાકના ભેદ ન કરવા–એ સર્વ અધમ ગણાય છે. ” જે વાસણો વપરાઇ ગયલા હોય તેનો પાછો ઉપયોગ કરવો, રસોડામાં વધેલો ખોરાક સંઘરી રાખવો, ઉચ્છિષ્ટ ભાત એક વાસણમાં રાખવો, અથવા તો બાકી રહેલી ‘ દાળ ’ ( Soup ) એક ઘડામાં

રાખી મૂકવી—એ બધું આપણે શી રીતે ઠીક ગણી શકીએ ? તેમજ આગલા દિવસના વધેલા શાકભાજી બીજે દિવસે ખાવા, અગર બાકી રહેલી રોટલી, પુરી કે ફળો મોઢેથી ખાવા એ પણ યોગ્ય ન ગણાય વિનયનિયમોનુ જે આચરણ કરે છે તે આ ભેદ વિષે થોડુંઘણું જાણે છે, પરંતુ આળસુ તથા બેદરકાર માણસો આડે માર્ગે જાય છે. મેળાવડા વખતે અથવા સામાન્ય ખાણા વખતે કોઇએ એક બીજાનો સ્પર્શ કરવો નહિં, અથવા શુદ્ધ જળ વડે પોતાનું મ્હો ધોયું ન હોય ત્યાં સુધી બીજી કાંઇ પણ નવી વાની ચાખવી નહિં, અને દરેક જાત પૂરી થયા બાદ—જેનો એક પણ કોળીયો તેને અશુદ્ધ બનાવે છે—તેણે ફરી મ્હો સાફ કરવું જોઇએ. પોતાનું મ્હો ધોયા પહેલા જો તે બીજાને સ્પર્શ કરે તો, સ્પર્શિત માણસ અશુદ્ધ બને છે, અને તેને પણ મ્હો સાફ કરવાની ફરજ પડે છે. જો માણસ કુતરાને અડે તો તેણે શૌચ ક્રિયા કરવી પડે છે. જેમણે ખાણામાં ભાગ લીધો હોય તેમણે ઓરડાની એક બાજુએ-એકઠા બેસવું જોઇએ, પોતાના હાથ સાફ કરવા જોઇએ, મ્હોં ધોવું જોઇએ, અને તે ઉપરાંત ખાણા વખતે વાપરેલી ચીજો તથા બગડેલા વાસણો પણ સાફ કરવા જોઇએ.

જો આ બધી બાબતો પર તેઓ બેદરકારી બતાવે તો તેમણે જે સ્તુતિવચનો કે મંત્રો ઉચ્ચાર્યા હશે તેની કાંઇ અસર થશે નહિ, અને તેઓ જે બલિ આપશે તે પ્રેતો સ્વીકારશે નહિ. તેથી હું કહું છું કે જો ત્હમે પ્રેતોને આપવાના ઇરાદાથી અગર ત્હમારે પોતાને માટે જ સામાન્ય ખોરાક

તરીકે ખાદ્ય વા પેય તૈયાર કરે તો તે દરેક વસ્તુ સ્વચ્છ અને શુદ્ધ હોવી જોઇએ. જ્યાંસુધી માણસ ભોજન કર્યા પછી, અગર મળમૂત્ર સાફ કર્યા બાદ, શુદ્ધ થતો નથી ત્યાં સુધી ખાણા માટે ફરી બેસવા તેને હક નથી. શુદ્ધિ માટે વિશ્વમાં ઉપવાસવિધિ છે. જ્યારે લોકો દેવળમાં કોન્ફ્યુસીઅસને ભોગ આપે છે ત્યારે પ્રથમ તો તેમણે પોતાના જ નખ કાપવા જોઇએ, દેહને નિગ્રહમાં તેમજ અશુદ્ધિમુક્ત રાખવો જોઇએ. એ પ્રમાણે કોન્ફ્યુસીઅસને અનુલક્ષીને, તેનો શિષ્ય ચેન–હ્યુઈ અને બીજાઓની બાબતોમાં પણ શુદ્ધિની આવશ્યકતા જણાય છે, અને લોકો ઉચ્છિષ્ટ અન્ન બલિ તરીકે નથી અર્પતા. મેળાવડા માટે, અથવા તો ભિક્ષુના ભોજન માટે ખોરાક તૈયાર કરતી વખતે, તે ઉપર તપાસ રાખનાર એક માણસ નીમવો જોઇએ. મેળાવડા વખતે ભોજન તૈયારથતાં વિલંબ થાય, અને જો અતિથિને લાગે કે તેટલો સમય રાહ જોતાં નિર્ણિત ભોજનવેલા ચૂકી જવાશે તો આમંત્રિત સભ્ય–પછી તે ધર્મગુરુ હોય કે સામાન્ય માણસ હોય–જે જે વસ્તુઓ તૈયાર કરવામાં આવી હોય, પરંતુ હજુ પીરસવામાં ન આવી હોય, તેમાંથી જુદા બેસી ખાઇ શકે છે. એ પ્રમાણે વર્તવા બુદ્ધ પરવાનગી આપે છે અને તેથી અપરાધ થતો નથી.

હમણા હમણા મ્હારા સાંભળવામાં આવ્યું છે, કે જો કે બપોરનો સમય ભોજન માટે વિહિત છે તથાપિ બપોર પછી બહુધા ભોજન લેવામાં આવે છે, અને એની પાછળ ધર્મગુરુઓ અથવા સાધ્વીઓ દેખરેખ રાખે છે. આ યોગ્ય નથી કેમકે

આરૂ કરવામાં ભૂલ થાય છે પચ્ચ પ્રદેશના હિંદસ્તાન અને બીજા દેશોમા શુદ્ધિ અને અશુદ્ધિના વિશિષ્ટ ભેદમા જ તફાવત છે.

એક વખત જ્યારે ઉત્તરના મોગોલીઅનોએ હિંદુસ્તાન માણસો મોકલ્યા હતા ત્યારે એ દૂતોને ધિક્કારવામા તથા હસી કાઢવામા આવ્યા હતા, કારણ કે મળમૂત્રક્રિયા બાદ તેમણે શરીરશુદ્ધિ કરી નહોતી અને પોતાનો ખોરાક સંઘરી રાખ્યો હતો. વાત એટલે જ અટકી નહોતી, જમણ વખતે તે પોતાના પગ આગળ પડતા રાખી, અને એક બીજાને સ્પર્શ કરતા તેઓ બેઠા હતા, અને ડુક્કર તથા કુતરાથી તેઓ વિખૂટા રહ્યા નહિં અને દન્તકાષ્ઠ વાપર્યાં નહિં. એ કારણથી તેમને ઠપકો આપવામા આવ્યો હતો, તેમજ તેમની કુથલી પણ થઇ હતી. તેથી બુદ્ધના નિયમોનું જે આચરણ કરતા હોય તેમણે આ બધી બાબતો પર અત્યંત કાળજી રાખવી જોઇએ પરંતુ ચીનમા શુદ્ધ અને અશુદ્ધ ખોરાક વચ્ચેનો ભેદ પુરાતન કાળથી ગણવામા આવ્યો નથી.

જો કે તેઓ આ બાબત પર મ્હારી સૂચના સાંભળશે ખરા, છતા એ નિયમોનું પાલન કરશે નહિ, અને જ્યાંસુધી હું તેમને જાતે મળીશ નહિ ત્યાસુધી તેઓ જાગૃત થશે નહિ

# પ્રકરણ ૫ મું

## ભોજન પછી સાફસુફી

ભોજન કર્યા બાદ હાથ સાફ કરવા ચૂકવું ન જોઇએ. પાણીનો ઘડો લઇ જાતે જળ કાઢી લાવવું, અથવા તેમ કરવા બીજાને ફરમાવવું. જળાશયના પાણી વડે, અથવા જે જગ્યાએ પાણી સુલભ હોય ત્યાં જઇને, અગર વાવ આગળ, અથવા તો તેના પગથીયા ઉપર હાથ સાફ કરી શકાય. દંતકાષ્ઠ મ્હોમાં ચાવવું, અને જીભ તથા દાંત કાળજીપૂર્વક સાફ તથા શુદ્ધ કરવા. જો ગંદી વસ્તુ મ્હોંમા રહી ગઇ હોય તો, ધાર્મિક ઉપવાસ થઇ શકતો નથી. ઓષ્ઠને વટાણાના ( Pea ) ચૂર્ણ વડે અગર પાણીથી ભીંજાવેલા મંટોડાથી સાફ કરવા, જેથી કોઇ ચીકણો પદાર્થ ચોંટી રહે નહિ.

ત્યાર બાદ સ્વચ્છ ઘડામાંથી તાજા પાંદડા પર અગર હાથમાં રાખેલા શંખની છીપના બનાવેલા પ્યાલામાં પાણી રેડવું. જો પ્યાલો હાથને અડે તો, વટાણાનું ચૂર્ણ, સૂકી માટી, તથા ગોમય—એ ત્રણ વસ્તુથી પ્યાલાને માંજવો આવશ્યક છે, અને પછી ડાઘા કાઢી નાંખવા પાણીથી તેને સાફ કરવો. એકાંત જગ્યામાં સ્વચ્છ ઘડામાંથી પ્યાલામાં સીધુજ પાણી રેડી શકાય છે, પરંતુ એ વિધિ જાહેર જગ્યામાં નિષિદ્ધ છે. બે ત્રણ વખત મ્હોં સાફ કર્યા પછી તે સામાન્યરીતે ચોકખું થાય છે. એ પ્રમાણે કર્યા પહેલાં મ્હોમાંનું પાણી અગર ગંદી વસ્તુ

ગળામાં ઉતારવાની છૂટ નથી. આ નિયમનું ઉલ્લંઘન કરનાર અને તેથી પોતાની પ્રતિષ્ઠા નીચે લાવનાર અપરાધી ગણાય છે. નિર્મળ જળથી મ્હોં સાફ કર્યા પહેલાં મુખરસ થૂંકી નાંખવો જોઇએ. જો એ પ્રમાણે શુદ્ધિ કર્યા વિના મધ્યાહ્ન વહી જાય તો, તે માણસ નિર્ણિત સમયનું ઉલ્લંઘન કરવાનો અપરાધી લેખાશે. આ બાબત વિષે માણસ બહુ ઓછું જાણે છે, અને જો તે જાણાતો હોય તોપણ તેનું યોગ્ય પાલન સુકર નથી. આ કડક દૃષ્ટિબિંદુથી વિચારતાં, વટાણાનું ચૂર્ણ અથવા મટોડી વાપરવા છતાં પણ સંપૂર્ણ દોષરહિત રહેવું ખરેખર મુશ્કેલ છે, કેમકે દાંતમાં ખોરાકનો અણુ રહી ગયો હોય, અથવા જીભ પર ચીકણો પદાર્થ ચોંટી રહ્યો હોય છે. પ્રજ્ઞોએ આ બાબત પર ધ્યાન આપવું, અને તેમાં કાળજી રાખવી. ખાણા પછી મજાક અને વાતના તડાકામાં વખત ગુમાવવો એ કોઇને માટે પણ શોભાસ્પદ નથી, તેમજ સ્વચ્છ ઘડામાં પાણી તૈયાર કર્યા વિના, અથવા દાતણ કર્યા વગર, આખો દિવસ અને રાત, અશુદ્ધ તથા દોષયુક્ત રહેવું એ પણ યોગ્ય ન ગણાય. જો આખું જીવન એવા આળસમાં જ વ્યતીત કરવામાં આવે તો ઉપાધિનો અંત આવે એમ નથી. સાથે એટલું પણ ઉમેરવું જોઇએ કે પોતાના શિષ્યને પાણી ભરવા દેવું અને ઘડામાંથી ચોકખું પાણી રેડવા દેવું એ પણ શાસ્ત્રવિહિત છે.

---

# પ્રકરણ ૬ ઠું

## પાણી રાખવાના બે ઘડા

સ્વચ્છ પાણી સાફસુફ કરવાના પાણીથી જુદું રાખવામાં આવે છે, અને તે માટે બે પ્રકારના ઘડા હોય છે–કુંડી અને કલશ. શુદ્ધ પાણી માટે માટીનો ઘડો વપરાય છે, અને બીજા પ્રકાર માટે ત્રાંબા કે લોખંડનું વાસણ ઉપયોગમાં લેવામાં આવે છે. ગમે તે વખતે પીવા માટે શુદ્ધ જળ તૈયાર હોય છે, અને અશુદ્ધ જળ મૂત્રક્રિયા કર્યા બાદ સાફસુફી માટે હોય છે શુદ્ધ ઘડો સ્વચ્છ હાથમાં લેવો જોઇએ, અને ચોકખી જગ્યામાં રાખવો જોઇએ, જ્યારે બીજી જાતના ઘડા માટે એથી ઉલટી ક્રિયા કરવાની હોય છે. પવિત્ર અને નવિન ઘડાનું પાણી હરકોઇ સમયે પી શકાય છે. બીજા ગમે તે ઘડાનું પાણી 'કાલોદક' નામથી ઓળખાય છે, જેનો ઉપયોગ અમુક નિર્ણિત સમયે જ કરવામાં આવે છે.

સામે રાખી સીધા ઘડામાંથી પાણી પીવું એ દોષ નથી; પરંતુ બપોર પછી પીવું અવિહિત છે. મ્હોમાં આવી શકે એ પ્રમાણે ઘડો બનાવેલો હોવો જોઇએ; ઘડાનું મુખ બે અંગુલી ઉંચુ હોવું જોઇએ અને તેમાં ત્રાંબાની સળી જેટલું નાનું છિદ્ર રાખવામાં આવે છે.

પીવાના ઉપયોગમાં લેવાતું તાજુ પાણી આવા વાસણમાં

રાખવું જોઇએ. એની એક બાજુએ એક નાના સિક્કા જેટલું ગોળ છિદ્ર, પીવાની જગ્યાથી બે અંગુલી ઉંચુ હોય છે. તે-દ્વારા ઘડામાં પાણી રેડવામાં આવે છે, અને તેમાં બેથી ત્રણ ગેલન ( Gallon ) પાણી માઇ શકે છે. (એનાથી) નાનો ઘડો કદી પણ વપરાતો નથી.

જો કોઇને એવો ભય રહે કે રખેને અંદર જીવ જંતુઓ અથવા ધૂળ ઘૂસી જાય તો ( ઘડાના ) મ્હોં અને છિદ્ર, વાંસ, લાકડું, શણ-વસ્ત્ર અથવા પાંદડાથી ઢાંકી શકાય છે. કેટલાક હિંદી ધર્મગુરુઓ આ પ્રકારના ઘડા બનાવે છે. ધૂળ અગર કચરું ઘડાની અંદરથી પ્રથમ સાફ કરી નાંખવું જોઇએ, અને પછી તાજુ પાણી તેમાં ભરવું જોઇએ. શુદ્ધ કે ગંદા પાણીનો તફાવત સમજ્યા વિના, ગમે તેવું પાણી પીવું, અથવા ત્રાંબાનો એક જ નાનો ઘટ રાખવો, અથવા ઢાંકણુ ખસેડયા વિના બાકી રહેલું પાણી ઢાળી નાંખવું શું યોગ્ય છે ? આવો ઘડો વાપરવા લાયક નથી, કેમકે તેમાં પાણી ચોકખું છે કે ગંદુ છે તે વર્તી શકાતું નથી. એવા ઘડાની અંદર કચરું કે ડાઘા હોય છે, એટલે તે તાજુ પાણી રાખવા લાયક નથી, અને તેનું કદ નાનું હોવાને લીધે તેમાં પાણી ઓછા જથામાં રાખી શકાય છે.

ઘડો રાખવાની થેલી સુતરાઉ કાપડની બનાવવામાં આવે છે કપડું બે ફીટ લાંબું અને એક ફુટ પહોળું હોય છે, જેના બન્ને છેડા સાથે રાખવાથી બમણું થાય છે અને એમ કરવાથી જે બે છેડા સાથે મળે છે તેને સીવી લેવામાં આવે છે; તેના બે ખૂણામાં સાડા સાત-ઇંચ લાંબી દોરી બાંધવામાં આવે છે. એ

થેલીમાં ઘડો રાખવામાં આવે છે, અને મુસાફરી દરમ્યાન ખભે લટકાવીને તે લઇ જવામાં આવે છે. ભિક્ષાપાત્ર રાખવાની થેલીનો આકાર પણ એના જેવો જ હોય છે. તે પાત્રમાં ધૂળ દાખલ થઇ શકે નહિ એવી રીતે તેનું મુખ પૂરતી રીતે થેલી આચ્છાદિત કરે છે. તળીયું અણીદાર રાખવામાં આવે છે જેથી તે પાત્ર આમ તેમ ફરી શકતું નથી પરંતુ એ પાત્ર રાખવાની થેલી ઘડાની થેલી કરતાં ભિન્ન હોય છે જે અન્યત્ર[1] સમજાવવામાં આવ્યું છે.

મુસાફરી કરનાર ધર્મગુરુ, પોતાના ઝભ્ભાથી ઢંકાયલા ખભા પરથી, ઘડો, ભિક્ષાપાત્ર, અને ખપપૂરતાં કપડાં લટકતાં રાખે છે, અને હાથમાં છત્રી રાખે છે. બૌદ્ધ ધર્મગુરુ મુસાફરીમાં એ પ્રમાણે ફરે છે.

જો તેના હાથ ખાલી હોય તો તે અશુદ્ધ પાણી માટે એક ઘડો, તથા એક થેલીમાં ચામડાના જોડા પણ સાથે લે છે. સાથે સાથે ધાતુનો એક દંડ પણ તે હાથમાં આડો રાખે છે અને સુગમતાથી ફરે છે.

રાજગૃહના ચૈત્યની યાત્રા સમયે, ગૃધ્ર-શૈલ, મૃગોદ્યાન, તથા તે પુનિત સ્થળ કે જ્યાં શાલતરુઓ બતકની પાંખના જેમ ( કુશીનગરમાં ), બો-વૃક્ષ, કુસુમિત થયા હતા.[2]

૧ મૂલસર્વાસ્તિવાદ-સંયુક્તવસ્તુ, પ્રક. ૩૩

૨ બુદ્ધના નિર્વાણ સમયે અકાળે વૃક્ષો એકાએક કુસુમિત થયા હતા તે સંબંધમાં આ છે.

આ મોસમમાં મુસાફરી કરતા ધર્મગુરુઓ ઉપર્યુકત દરેક સ્થળમાં ચોદિશથી દિનપ્રતિ દિન હજારોની સંખ્યામાં એકત્ર થાય છે, અને બધા જ ઉપર નિર્દેશ કર્યા પ્રમાણે મુસાફરી કરે છે. નાલન્દ વિહારના વંદનીય અને વિદ્વાન ધર્મગુરુઓ પાલખીમાં બેસીને જાય છે, પરંતુ કદી ઘોડાપર જતા નથી, અને મહારાજ મઠના માણુસો પણ એજ પ્રમાણે વર્તે છે. આવી વખતે જરૂરીઆત પૂરતું સામાન બીજા માણસો અથવા છોકરા લઇ જાય છે. પશ્ચિમમાં ( હિંદમાં ) ભિક્ષુઓમાં આવા રિવાજો હોય છે.

---

# પ્રકરણ ૭ મું

## પાણીમાં જીવજંતુની સ્હવારની તપાસ

દર સ્હવારે પાણી તપાસવું જ જોઇએ. એ તપાસના સ્થળો જુદા જુદા હોય છે. ઘડા, કુવા, તળાવ અથવા નદી.

એ તપાસના સાધનો પણ ભિન્ન હોય છે. પ્રાતઃકાળે ઘડાનું પાણી પ્રથમ તપાસવું જોઇએ. ઘડો જરા નીચે નમાવી, તેમાંથી એક ખોબા જેટલું પાણી, શુદ્ધ કાંસાના પ્યાલામાં, કાંસાની કડછીમાં, શંખમાં, અથવા તો રોગાનની થાળીમાં રેડીને પછી એક ઇંટ પર ધીમેથી રેડવું. અથવા એ માટે બનાવેલા એક લાકડાના હથિયારથી, ઘડાનું મ્હોં હાથવડે ઢાકી થોડીક પળ સુધી પાણીને બારીકાઇથી તપાસવું. એ જ પ્રમાણે ઘડામાં અગર એક વાસણમાં તપાસ કરવી ઠીક છે. નાનામાં નાના જીવજંતુઓની પણ સંભાળ રાખવી જોઇએ. જો કોઈ પણ જાતના જંતુઓ માલમ પડે તો ઘડામાં પાણી પાછુ રેડી દેવું, અને જ્યાં સુધી એક પણ જંતુ તેમાં રહે નહિ ત્યાં સુધી બીજા પાણીથી બેવખત તે ઘડાને ધોવો. જો નજીકમાં જ નદી કે તળાવ હોય તો, ઘડાને ત્યાં લઇ જવો અને જંતુયુક્ત પાણી બહાર ઢોળી નાંખી, પછી તાજું ગાળેલું પાણી ભરવું. જો કુવો હોય તો સામાન્ય ઉપાયથી તેનું પાણી ગાળી વપરાશમાં લેવું. કુવાના પાણીની તપાસ કરવામાં, તેમાંથી પ્રથમ થોડું પાણી કાઢવું.

ઉપર વર્ણવ્યા પ્રમાણે કાંસાના પ્યાલામાં એક ખોબા જેટલું પાણી લઇ, પાણીના ઘડામાં તેને બારીકાઇથી જોવું. જો તેમાં જંતુ ન હોય તો. તે પાણી રાતે વાપરી શકાય છે, અને જંતુ માલમ પડે તો આગળ બતાવેલી ગાળવાની ક્રિયા કરવી. નદી કે તળાવના પાણીની પરીક્ષા માટે વિનયમા[૧] સવિસ્તર વર્ણન આપવામાં આવ્યું છે

હિંદીઓ પાણી ગાળવા માટે બારીક સફેદ કપડું વાપરે છે, જ્યારે ચીનમા ચોખાના પાણી સાથે સહેજ ઉકાળ્યા બાદ સુંદર રેશમ વાપરવામાં આવે છે, કેમકે નાના જંતુઓ કાચા ( Raw ) રેશમની જાળમાંથી સહેલાઇથી પ્રસાર થઇ જાય છે. નરમ કરેલા રેશમનો એક કટકો લઇ, તેના છેડા પકડી તેને લાંબો પાથરી, પછી બન્ને છેડા લઇ કટકો બેવડો વાળવો, અને ત્યારબાદ એક જાળનો આકાર બને એવી રીતે તેની સીવી લેવો. પછી બે ખૂણા પર દોરી બાંધવી, અને બે બાજુ પર ગાળા રાખવા, અને તેને પહોળું પાથરવા દોઢ ફુટ લાંબી એક નાની લાકડી તેની અંદર મૂકવી. હવે બે થાંભલા સાથે તેના બે છેડા બાંધી દેવા, અને તેની નીચે એક વાસણ મૂકવું. ઘડામાંથી તેમાં પાણી રેડતી વખતે તેનું તળીયું ગરણાની અંદર રહેવું જોઇએ જેથી પાણીની ધાર સાથે જંતુઓ દાખલ થઈ જાય નહિ, અને જે જમીન પર અથવા વાસણમાં પડીને ભાગ્યે જ નષ્ટ થતાં બચે. જ્યારે ગરણામાંથી પાણી બહાર નીકળે ત્યારે તેને બરાબર ડોવું અને તપાસવું, અને જો તેમાં જંતુ માલમ પડે તો,

૧ જુઓ વિનયસંગ્રહ.

પાણી પાછું ગાળવું, અને પછી જો તે પૂરતું નિર્મળ હોય તો જ તેને વપરાશમાં લેવું. જોઇતું પાણી ગાળ્યા બાદ ગરણાને ફેરવી નાંખવું. તેમ કરતાં બે જણે બે છેડેથી તેને પકડી રાખવું, પછી તેને જીવન–નિભાવનાર વાસણમાં મૂકી, પાણીથી ત્રણ વખત ધોઇ નાંખી ફરીથી તેના પર, પાણી રેડવું. હજુ તેમાં જંતુ રહી ગયા છે કે કેમ તેની ખાતરી કરવા એક વાર વધારે પાણી ગાળી જોવું. હવે જો એક પણ જંતુ માલમ ન પડે તો ગમે તેવી રીતે ગરણું કાઢી લેવું. આ પ્રમાણે પાણી ગાળ્યા પછી પણ, એક રાત વ્યતીત થયા બાદ, તેજ પાણીની ફરી પરીક્ષા કરવી જોઇએ, કારણ કે એક રાત્રિ રહેલું પાણી બીજે દિવસે તપાસવાની જે બેદરકારી દાખવે છે,–પછી ભલે તેમાં જંતુ હોય કે ન હોય–તેને વિનયમાં અપરાધી કહ્યો છે.

પાણી કાઢતી વખતે જીવનરક્ષણના અનેક માર્ગો હોય છે. ઉપર નિર્દિષ્ટ કરેલું ગરણું કુવામાંથી પાણી કાઢતી વખતે સવડતાવાળું હોય છે. નદીમાં કે તળાવમાં પાણીમાં સુરક્ષિત રાખેલા વાસણમાં બે ઘડા વડે પાણી ગાળી શકાય છે.

જંતુઓ છ કે સાત માસના હોય છે ત્યારે તે એટલા સૂક્ષ્મ હોય છે, અને બીજી ઋતુઓ કરતાં એટલા ભિન્ન પ્રકારના હોય છે કે કાચા રેશમના દશ પટમાંથી પણ તે પસાર થઈ જાય છે.

જે પોતાના પ્રાણ બચાવવા ઇચ્છા રાખે છે તેમણે એક યા બીજા સાધન વડે જંતુઓ દૂર રાખવા યત્ન કરવો જોઇએ.

થાળી જેવી રકાબી ( tray ) એ માટે વાપરી શકાય છે, પરંતુ રેશમી ગરણુ ઘણુ ઉપયોગી છે. હિંદુસ્તાનમાં બુદ્ધે ફરમાવેલા નિયમાનુસાર રકાબી સામાન્ય રીતે ત્રાંબાની બનાવવામાં આવે છે. આ બાબતો પર કોઇએ દુર્લક્ષ આપવું ન જોઇએ. જીવન-નિભાવનાર વાસણુ જેવડા જ મ્હોટા ખુલ્લા મુખવાળો પાણી માટે વપરાતો નાનો ઘડો છે. તળીયાની બાજુએ દોરીથી બાંધેલા બે ગાંઠા ( Knobs ) તેને હોય છે. જ્યારે તેને પાણીમાં ડૂબાવવામાં આવે છે ત્યારે તેને ઉંધો વાળવામાં આવે છે અને પાણીમાં બે ત્રણ વખત ડૂબાવ્યા બાદ તેને ઉંચકી લેવામાં આવે છે.

ઉંચા દરજ્જાના ધર્મગુરુઓએ મંદિરમાં વપરાતા ગરણાને તેમજ ઓરડામાં ગાળવા રાખેલા પાણીને અડકવું જોઇએ નહિ. એથી નીચી પંક્તિના જે આચાર્યોએ, હજુ પૂર્ણ દીક્ષા લીધી નથી તેઓ ગમે તે પાણી પી શકે છે. પરંતુ જો તેઓ અયોગ્ય વખતે પાણી પીએ તો તેમણે વાપરવા લાયક સ્વચ્છ ગરણું, સ્વચ્છ ઘડો, અને શુદ્ધ વાસણો વાપરવા જોઇએ. ચેતનવાળા પ્રાણીને ઇજા કરવી પાપ છે અને એ બુદ્ધનિષિદ્ધ છે.

આ નિષેધ સર્વથી વધુ વજનદાર છે અને કોઇને ઇજા કરવી એને દશ પાપમાં પ્રથમ ગણ્યું છે. કોઇએ પણ એની ઉપેક્ષા કરવી ન જોઇએ. ધર્મગુરુઓને છ[1] આવશ્યક વસ્તુઓ પૈકી ગરણું એ એક છે અને તે વિના તેમને ચાલે એમ નથી. ગરણું લીધા વગર કોઇએ પણ ત્રણ કે પાંચ

૧ જુઓ આગળ, પ્રકરણ ૧૦ મું.

ચીની માઇલની મજલ કરવી નહિ. જે દેવળમાં પોતે રહેતો હોય તેમાં રહેતા માણસો પાણી ગાળતા નથી એ વાતની જાણ થતાં ધર્મગુરુએ ત્યાં ખોરાક લેવો નહિ. કોઇ મુસાફર માર્ગમાં તૃષા[૧] કે ક્ષુધાથી મરણ પામે તો તે કૃત્ય જવલંત નમૂના તરીકે ગણાવા પૂરતું લેખાય છે. પાણી હરરોજની વપરાશની વસ્તુ છે, એટલે તેને તપાસવું એ આવશ્યક છે.

એ પ્રમાણે જીવનરક્ષણ તરફ બીલકુલ ધ્યાન આપવામાં આવતું નથી, અને દિન પ્રતિ દિન પાપ કરવામાં આવે છે. આવી ભૂલો શિક્ષક શિષ્યને વારસામાં આપતો જાય છે અને છતાં તે એમ માને છે કે બુદ્ધના શાસન શીખવવામાં આવે છે! ખરેખર, એ દુઃખદ અને દર્દભરી વાત છે! દરેક માણસે પાણી તપાસવા માટે એક વાસણ રાખવું જોઇએ અને દરેક જગ્યાએ કુવાની સગવડ થવી જોઇએ.

---

# પ્રકરણ ૮ મું

## દન્તકાષ્ઠનો ઉપયોગ

દરરોજ સ્હવારમાં દરેક જણે દાતણ કરવું જોઇએ, તે વડે દાંત સાફ કરવા જોઇએ, અને બને તેટલી કાળજીથી જીભ પરની છારી કાઢી નાંખવી જોઇએ. હાથ અને મ્હોં સાફ કર્યા બાદ જ માણસ વંદનક્રિયા કરી શકે છે. તેના અભાવે પૂજ્ય અને પૂજક બન્ને દોષને પાત્ર ઠરે છે. દાતણ સંસ્કૃતમાં દન્ત-કાષ્ઠ નામથી ઓળખાય છે.—દન્ત એટલે દાંત, અને કાષ્ઠ એટલે લાકડાનો કટકો. એની લંબાઇ આશરે એક વેંત જેટલી હોય છે, અને નાનામાં નાનુ દાતણ તેથી સહેજ ટુંકુ હોય છે—આઠ આંગળ જેટલું. અનામિકા આંગળી જેટલું તે જાડું હોય છે. તેનો એક છેડો ધીમેથી ચાવવો અને તે વડે દાંત સાફ કરવા. દાતણ કરતા કરતા ઉપરી માણસ પાસે જવું જો અનિવાર્ય જ હોય તો ડાબા હાથથી મ્હોં ઢાંકવુંજોઇએ.

ત્યાર બાદ દાતણ ભાંગી અને તેને વાળી ઓલ ઉતારવી. દન્ત કાષ્ઠ ઉપરાંત લોહ કે ત્રાંબાના ઓલીયા પણ વાપરી શકાય છે, અથવા દાંત અને જીભ સાફ કરવા માટે નાની આંગળીની સપાટી જેવું લીસુ, અને એક છેડે અણીદાર કરેલું વાંસ અગર લાકડાનું નાનુ દાતણ પણ ઉપયોગમાં લઈ શકાય છે. એમ કરતાં મ્હોંમાં કાંઇ ઇજા ન થાય તે પર ધ્યાન રાખવું જોઇએ. દાતણ કરી રહ્યા બાદ તેને ધોઇ, દૂર ફેંકી દેવું.

અથવા પાણીના કોગળા કરવામાં આવે કે થૂકવામાં આવે ત્યારે બેથી વધુ વખત ખોંખારા ખાઇને અથવા આંગળીથી ત્રણ ચપટી વગાડયા બાદ જ દાતણ નાંખી દેવામાં આવે છે, નહિ તો તે ફેંકી દેવામાં દોષ ગણાય છે. જંગલમાં ( વાસ હોય તો ) મ્હોટા લાકડાના કકડામાંથી અથવા ઝાડની પાતળી ડાળીમાંથી, અગર એલ્મ ( Elm ) વા વેલની શાખામાંથી, અને જો ક્ષેત્રમાં (વાસ હોય તો) જુદાજુદા વૃક્ષના ( Paper Mulbery, Peach, Sophora Japonica ( Huai ), Willow tree ) નાના દાતણ અગાઉથી જ બનાવી રાખવા જોઇએ. તાજા કાપેલા દાતણ બીજાને આપવા, અને સુકા (જુના) પોતે વાપરવા જોઇએ.

જુવાન ધર્મગુરુ દાતણ યથેષ્ટ ચાવી શકે છે, પરંતુ તેના ઉપરીઓએ તો દાતણ એક છેડે છુંદાવવું જોઇએ અને નરમ કરાવવું જોઇએ. જે દાતણ સ્વાદમાં તીખું અને કડવું હોય છે, અથવા ચાવતા ચાવતા જે રૂ જેવું નરમ થઇ જાય છે તે સર્વોત્તમ છે. ઉત્તરના Burr-Weed નું ખરબચડું મૂળ સૌથી સુંદર છે. એ ત્સાંગ-ઉર્હ નામથી પણ ઓળખાય છે તે દાંતને મજબુતી આપે છે, મુખ સુવાસિત બનાવે છે, પાચનક્રિયા ઉત્તેજીત કરે છે, અને હૃદયનો દાહ હળવો કરે છે. આ દાતણ જો વાપરવામાં આવ્યું હોય તો મ્હોં એકે પખવાડીયા સુધી સુવાસિત રહે છે. દાંતનો દુઃખાવો એના સેવનથી એક માસમાં મટી જાય છે. દાતણ ઘણી કાળજીથી ચાવવું, અને દાંત સફાઇદાર બનાવવા અને મ્હોંમાંથી નીકળતું થુંક બધુ બહાર નીકળી જવા દેવું. ત્યાર બાદ ઘણા પાણીથી મ્હોં ધોઇ નાંખવું.

(દાતણ કરવાની) એ રીત છે. એક વાર નાક વડે પાણી અંદર ખેંચવું. દીર્ઘાયુ પ્રાપ્તિ માટે બોધિસત્વ નાગાર્જુને અજમાવેલો આ ઉપાય છે. એ પ્રમાણે કરવું અતિ દુષ્કર લાગે તો પાણી પીવું પણ સારૂં છે આના અભ્યાસથી માણસ ટેવાયા બાદ તેને માંદગીનો ભય ઓછો રહે છે. લાંબા વખતથી દાંતના મૂળમાં બાઝી રહેલા થર સાફ કરવા જ જોઇએ. ઉષ્ણોદકથી સાફ થતાં દાંત જીવન પર્યંત ચોકખા રહેશે. દન્તકાષ્ઠના સેવનથી હિંદમાં દાંતનો દુઃખાવો વિરલ જ થાય છે.

Willow વૃક્ષની શાખા અને દન્તકાષ્ઠ સરખા જ છે એમ કહેવું ખોટું છે. હિંદુસ્તાનમાં તે ઝાડ બહુ ઓછા છે. જો કે ભાષાંતરકર્તાઓએ એ નામ વાપર્યું છે, છતાં વસ્તુતઃ, નાલન્દ વિહારમાં બુદ્ધના દન્તકાષ્ઠનું ઝાડ જે મેં જાતે જોયું છે તે Willow વૃક્ષ નથી. આથી વધુ વિશ્વસનીય પુરાવાની મ્હને જરૂર નથી, અને મારા વાંચકોએ તે વિષે શંકા લાવવી નહિ. વળી નિર્વાણસૂત્રની સંસ્કૃત પ્રતમાં નીચે પ્રમાણે છેઃ 'જે વખતે તેઓ દાતણ ચાવતા હતા–'

ચીનમાં કેટલાક લોક Willowના નાના દાતણ વાપરે છે, અને મ્હોં કેવી રીતે ધોવું તથા થૂંક કેમ કરી કાઢવું તે જાણ્યા વિના, તેઓ આખા દાતણ ચાવી જાય છે. કેટલીક વાર વળી એમ પણ જોવામાં આવે છે કે દાતણ કરવાથી મ્હોંમાં એકઠું થતું થૂક ગળામાં ઉતારી દેવાથી બીમારી મટી જાય છે. એમ કરવામાં, વિશુદ્ધ થવાની ઇચ્છા કરતાં ઉલટા તેઓ અશુદ્ધ

બને છે; રોગમુક્ત થવા ઉત્સુક છતાં તેઓ ઉલટા મ્હોટા રોગમાં સપડાય છે. શું આ વાતથી હજુ તેઓ જ્ઞાત નથી ? એ વિષે કાંઇ પણ દલીલ કરવી નકામી છે. હિંદુસ્તાનના પંચ પ્રદેશના લોકોમાં દાતણ ચાવવું સામાન્ય છે; ત્રણ વર્ષના નાના બાળકોને પણ તે શીખવવામાં આવે છે.

બુદ્ધનો ઉપદેશ અને લોકાચાર આ વાતમાં એક બીજાને મળતા આવે છે, અને પરસ્પર ઉપકારક છે. અત્યાર સુધી ચીન અને હિંદુસ્તાનમાં દાતણના ઉપયોગના તુલનાત્મક ગુણો મેં સમજાવ્યા છે. એ આચારને સ્વીકારવો કે અમાન્ય રાખવો તે દરેકે પોતાને માટે વિચારી લેવું જોઇએ.

# પ્રકરણ ૯મું

## ઉપવસ્થ-દિવસે સત્કારના નિયમો

હિંદુસ્તાનમાં તેમજ દક્ષિણ સમુદ્રના દ્વીપોમાં ધર્મગુરુને આમંત્રણ આપવાની ક્રિયાનું આ પ્રકરણમા સંક્ષિપ્ત વર્ણન હું કરીશ. હિંદમાં યજમાન ધર્મગુરુ પાસે પહેલા આવે છે અને તેને વંદન કર્યા બાદ ઉત્સવ માટે નિમંત્રે છે. ઉપવસ્થને[1] દિને 'વખત થયો છે' એમ કહી તે તેને ખબર આપે છે.

સંજોગ અનુસાર વાસણો અને બેઠકની તૈયારી કરવામાં આવે છે. જોઈતા સાધનો કાંતો મઠના નોકરો લઈ જાય છે અથવા યજમાન પોતે જ પૂરા પાડે છે. સુંદર રાખથી સાફ કરેલા ફક્ત ત્રાંબાના વાસણો જ સામાન્ય રીતે ઉપયોગમાં લેવામાં આવે છે. એક બીજાનો સ્પર્શ ન થાય એ પ્રમાણે ગોઠવેલી નાની ખુરશીઓ પર દરેક ધર્મગુરુ બેસે છે. ખુરશીના આકારનું વર્ણન અગાઉ ત્રીજા પ્રકરણમાં આવી ગયું છે. તેમ છતાં નવા જ, અગાઉ ન વપરાયલા, માટીના વાસણ પણ એક વખત વાપરવા એ ખોટું ગણાતું નથી. તેનો ઉપયોગ થઈ રહ્યા બાદ એકાદ ખાડામાં તેને ફેંકી દેવા જોઈએ કેમકે

---

૧ ઉપવાસનો દિવસ. એ દિવસ સામાન્ય માણસો તથા ધર્મગુરુઓ માટે ધર્મક્રિયાનો દિવસ ગણાય છે, અને એ સાપ્તાહિક ઉત્સવ છે, જે વખતે માણસો ધર્મગુરુને મળે છે અને ઉપવસ્થ-વ્રતો-દિવસમાં આઠ શીલ પાળવા-પોતાને શિર લે છે

વપરાયલા વાસણ જાળવી ખાતા નથી. પરિણામે હિંદુસ્તાનમાં રસ્તાની બાજુ પર જ્યાં ભિક્ષા અપાય છે; ત્યાં ફેંકી દીધેલા વાસણોના ઢગે ઢગ જોવામાં આવે છે, જેનો કદી ફરી ઉપયોગ થતો નથી. સીઆંગ-યાંગ ( ચીન ) માં બને છે એવા ઉંચી જાતના માટીના વાસણો એક વાર વપરાયા બાદ અને બરાબર સાફ કર્યા પછી પાછા રાખી શકાય છે. હિંદમાં પ્રથમ ચીનાઇ-વાસણ તેમજ રોગાનના વાસણો હતા નહિ. ચીનાઇ-વાસણને જો સફાઇદાર બનાવવામાં આવે તો, બેશક તે સાફ થાય છે. કોઇક વખત વેપારીઓ રોગાનના વાસણો હિંદમાં લાવે છે. દક્ષિણ સમુદ્રના બેટો ખોરાકના ઉપયોગ માટે એ વાસણો વાપરતા નથી કેમકે તેમાં રાખેલો ખોરાક તેલી ગંધવાળો પીમળે છે. પરંતુ પ્રસંગોપાત શુદ્ધ રાખ વડે તેલની ગંધ કાઢી નાખ્યા બાદ તેઓ નવા વાસણોનો ઉપયોગ કરે છે. ખાવા માટે લાકડાના વાસણોનો ભાગ્યે જ ઉપયોગ થાય છે, છતાં પણ જો તે નવા હોય તો તેનો બે વખત નહિ પરંતુ ફક્ત એક વાર ઉપયોગ થાય છે કેમકે એમ કરવું વિનયમાં વિહિત છે.

. ભોજનાગારની જમીન ગોમયથી લીંપવામાં આવે છે, અને નાની ખુરશીઓ અમુક અંતરે ગોઠવવામાં આવે છે. સ્વચ્છ વાસણમાં મ્હોટા જથામાં પાણી તૈયાર રાખવામાં આવે છે. ધર્મગુરુઓ, ત્યાં આવ્યા બાદ, પોતાના ઝભ્ભાના ગાંઠ છોડે છે. બધાના આગળ સ્વચ્છ ઘડા મૂકેલા હોય છે. તેઓ પાણી તપાસે છે, અને તેમાં જંતુ ન હોય તો તેવડે પોતાના પગ સાફ કરે છે અને પછી ખુરશી પર બેસે છે. જરા વાર આરામ

લીધા બાદ, કેટલાં વાગ્યા છે તે જોઇ અને સૂર્ય બરાબર મધ્યાહ્ન સૂચવે છે એમ માલમ પડતાં, યજમાન નીચે પ્રમાણે બોલે છેઃ 'સમય થયો છે.' પછી દરેક ધર્મગુરુ પોતાના ઝભ્ભાને બે છેડેથી વાળીને તેની આગળ ગાંઠ વાળે છે અને જમણો છેડો પકડીને પોતાની ડાબી તરફ કેડ સાથે રાખે છે. મટોડી અગર વટાણાના ચૂર્ણ વડે તેઓ હાથ સાફ કરે છે, અને કાં તો યજમાન પાણી રેડે છે કે તેઓ જાતે કુંડીમાંથી પાણી લે છેઃ પોતાને જે વધુ સવલતભર્યું લાગે તે પ્રમાણે તેઓ કરે છે. પછી તેઓ પોતાના આસન પર પાછા ફરે છે. ત્યાર બાદ મહેમાનોને ખાવાના ઉપયોગ માટે પાત્રો વહેંચવામાં આવે છે, જે તેઓ, પાણી પોતાના પર ઢોળાય નહિ એવી રીતે, ધીમેથી સાફ કરે છે. જમણ પહેલાં પ્રાર્થના કરવાની બીલકુલ પ્રથા નથી. એ દરમ્યાન, યજમાન, પોતાના હાથપગ ધોઇને, બેઠકની ઉંચે સંતો ( અર્હતની પ્રતિમાઓ ) ને બલિ અર્પે છે, પછી ધર્મગુરુઓને ભોજન સામગ્રી પીરસે છે. બેઠકની છેક નીચે હારિતી માતાને ખોરાકનો બલિ અર્પણ કરવામાં આવે છે.

આ માતાના પૂર્વ જન્મ વખતે એક યા બીજા કારણસર રાજગૃહના બધા બાળકોનું ભક્ષણ કરવાની તેણે પ્રતિજ્ઞા લીધી હતી. આ દુષ્ટ પ્રતિજ્ઞાના પરિણામે તેણે પોતાની જીંદગી ગુમાવી અને યક્ષી તરીકે પાછી જન્મી. તેને પાંચ સો બાળકો સાંપડયા. દરરોજ રાજગૃહમાં તે કેટલાક બાળકો ભક્ષ કરી જતી. લોકોએ એ વાત બુદ્ધને કરી. જેને તે ( યક્ષી ) પોતાનું પ્રિય બાળક ગણતી તેને બુદ્ધે સંતાડી દીધું. ચારે બાજુ તેની

શોધ કરવા તે મંડી પડી, અને આખરે બુદ્ધની પાસેથી તેના બાળકનો પત્તો લાગ્યો. તે વિશ્વવંદ્યે તેને કહ્યું; “ ત્હારા ખોવાયલા વહાલા બાળક માટે તું આટલી બધી દીલગીર થાય છે ? જ્યારે ત્હારા પંચ શત બાળકોમાંથી ખોવાયલા એકને માટે તું આટલો વિલાપ કરે છે તો પછી ત્હારી ક્રૂર પ્રતિજ્ઞાના પરિણામે જેમણે પોતાના એકના એક કે ફક્ત બે જ બાળકો ગુમાવ્યા છે તેનું તો પૂછવું જ શું ? ” આ વચનથી તેનામાં એકાએક ધર્મપલટો થયો, અને બુદ્ધના પાંચ શાસન ગ્રહણ કરી તે ઉપાસિકા બની. તેણે બુદ્ધને પૂછયું: “ હવે મ્હારા પંચ શત બાળકો શી રીતે જીવન-નિર્વાહ ચલાવશે ? ” બુદ્ધે ઉત્તર આપ્યો: “ જે જે વિહારમાં ભિક્ષુઓ રહે છે ત્યાં તેઓ દરરોજ પૂરતો ખોરાક અર્પણ કરશે જે ત્હારા બાળકો ખાશે.” એ જ કારણથી બધા હિંદી વિહારોમાં, પોતાના હાથમાં એક બાળક લઇને, અને તેના ઘુંટણની આજુ બાજુ ત્રણ કે પાંચ બાળકો સાથે હારિતીનું ચિત્ર જોવામાં આવે છે. દરરોજ આ પ્રતિમા આગળ પુષ્કળ અન્નબલિ અર્પવામાં આવે છે. હારિતી ચતુર્મહારાજ દેવોની પ્રજામાંની એક છે. ધન આપવાની તેનામાં શકિત છે. જેઓ શારીરિક દુર્બળતાના કારણે પ્રજાહીન છે તેઓ જો અન્નબલિ અર્પી પ્રજાપ્રાપ્તિ માટે તેને પ્રાર્થે તો તેમની કામના સિદ્ધ થાય છે. એનું (હારિતીનું) સંપૂર્ણ વર્ણન વિનયમાં[1] આપવામાં આવ્યું છે. ચીનમાં ‘બાળકોની રાક્ષસી માતા’ ( Kuei-tze-mu ) નું ચિત્ર કયારનું મળી આવ્યું છે.

૧ જુઓ: સંયુકત વસ્તુ, પ્રક. ૩૧; સંયુકતરત્ન. સૂત્ર, ૭-૧૦૬

હિંદુસ્તાનમાં મહાન વિહારોમાં, રસોડાના સ્તંભની એક બાજુએ, અથવા કમાન આગળ બે કે ત્રણ ફીટ ઉંચે, સોનેરી પેટી હાથમાં પકડી, જમીન પર એક પગ લટકતો રાખી, નાની ખુરશી પર બેઠેલા, લાકડાની પેટીમાં કોતરેલા દેવતાનું એજ પ્રમાણે એક ચિત્ર હોય છે. હંમેશ તેલથી તેનું મર્દન થતું હોવાને લીધે તેનો ચહેરો કાળો થઇ ગયો હોય છે, અને તેથી તે દેવતાનુ નામ મહાકાલ છે. સ્વર્ગમાં મહેશ્વરના પ્રાણીઓમાંના તે છે એમ પ્રાચીન દંતકથા કહે છે. ત્રિરત્ન પર તેને સ્વાભાવિક પ્રેમ છે, અને દુઃખમાંથી પંચપરિષદને[1] તે બચાવે છે. જે તેની પ્રાર્થના કરે છે તેની કામના પરિપૂર્ણ થાય છે. ભોજન-સમયે રસોડામાં કામ કરતા માણસો એ દેવતાને ગંધ-પુષ્પ ચઢાવે છે, અને ભોજનની બધી વાનીઓ વ્યવસ્થિત ગોઠવે છે. એક વખત મેં પત-દ-ન મઠ ( બન્ધન )[2]ની મુલાકાત લીધી હતી. એ સ્થળે બુધ્ધે મહાન નિર્વાણ શીખવ્યો હતો. ત્યાં સામન્ય રીતે સૌથી વધુ ભિક્ષુઓ જમે છે. યાત્રાની ઉત્કૃષ્ટ મોસમમાં-વસંત અને શરદ ઋતુમાં-એ મઠમાં સંખ્યાબંધ મુસાફરો એકાએક આવી ચઢે છે. એક વખત બપોરે પાંચસો ધર્મગુરુઓ ત્યાં અણધાર્યા આવી ચઢયા. બપોર પહેલા તેમને માટે રસોઇ તૈયાર કરવા જેટલો વખત હતો નહિ. વિહારના વ્યવસ્થાપકે રસોઇઆને પૂછયું; ' આ વધારાના માણસો માટે

---

૧ પંચપરિષદ: (૧) ભિક્ષુ, (૨) ભિક્ષુણી, (૩) શીક્ષમાણ, (૪) શ્રમણેર (૫)શ્રમણેરી.

૨ આ મઠ કુશીનગરમાં મુકુટ-બન્ધનમાં છે.

શી રીતે આપણે અન્ન પૂરું પાડી શકીશું ?' મઠના નોકરની એક વૃદ્ધ માતાએ જવાબ આપ્યો: 'ગભરાશો નહિ; આ આજની વાત નથી; અહિં દરરોજ એમ જ બને છે.' તરત જ તે ડોસીએ પુષ્કળ ગંધપુષ્પ કર્યા, અને પછી તે મહાકાલ દેવતાને થાળ ધરાવી કહ્યું: 'જો કે તે મહાન તપસ્વી નિર્વાણ પામ્યા છે છતાં ત્હારા જેવા હજુ અસ્તિત્વ ધરાવે છે. હમણાજ સંખ્યાબંધ ધર્મગુરુઓ આ પુનિત સ્થળની પૂજાર્થે દરેક દિશામાંથી આવ્યા છે તેમને માટે હમે રાંધેલો ખોરાક ખૂટી પડે નહિ એમ કર કેમકે એ ત્હારી સત્તાની વાત છે. કેટલા વાગ્યા છે તે તું ધ્યાનમાં રાખજે.' ત્યાર બાદ બધા ધર્મગુરુઓને બેસાડવામાં આવ્યા. મઠમાં રહેતા ધર્મગુરુઓ માટે જ તૈયાર કરેલી રસોઇ નવા આવેલા માણસોને ચાલી રહેવા ઉપરાંત દરરોજના જેટલી વધી પણ ખરી. બધાએ 'સાધુ'ના પોકાર કર્યા, અને તે દેવતાની શક્તિના ગુણ ગાયા. એજ સ્થળે હું પોતે પણ ગયો હતો અને તેથી તે મહાકાલ દેવતાની પ્રતિમા, કે જેની આગળ પુષ્કળ અન્નબલિ અર્પવામાં આવે છે, પણ મેં જાતે જોઇ હતી. ઉપલી વાત મ્હારા આગળ કરવામાં આવી હતી. ચીનમાં હુઆઇ-પોહમાં નહિ પરંતુ કીઆંગ-નાનના પરગણામાં એ દેવતાની પ્રતિમા ઘણી ખરી મળી આવે છે. જેઓ એની પાસે વરદાન માગે છે તેમના મનોરથ પરિપૂર્ણ થાય છે. એ દેવતાની શક્તિ વિષે ના પાડી શકાય એમ નથી. મહાબોધિ વિહારનો (ગયા પાસે) મહામુચિલિન્દ નાગ પણ એની માયાવી શક્તિ ધરાવે છે.

ભોજન પીરસવાની વિધિ નીચે પ્રમાણે છે. પહેલા તો અંગુઠાના કદના એક બે આદુના કાટકા, તથા પાંદડા પર એક કે અર્ધો ચમચો મીઠું દરેક અતિથિને મૂકવામાં આવે છે. મીઠું પીરસનાર મુખ્ય ધર્મગુરુ આગળ હથેલી જોડી ઘુંટણીએ પડે છે અને 'સમ્પ્રાગતમ્' એમ બબડે છે. 'સુષ્ઠુ આગમન' એવો એનો અર્થ થાય છે અગાઉ એનો અર્થ 'સમ–બ' કરવામા આવતો હતો, પરંતુ તે ખોટો છે પછી તે મુખ્ય ગુરુ કહે છેઃ 'બધાને સરખી રીતે પીરસજે.'

આ શબ્દ (સમ્પ્રાગતમ્) મીજબાનીની માટે રાખવામા આવ્યો છે અને ભોજન–સમય બરાબર થયો છે એ અર્થ આ શબ્દમા છે એનો શબ્દાર્થ એ પ્રમાણે સમજવામા આવે છે. પરંતુ જ્યારે બુદ્ધને તેના શિષ્યો સાથે કોઈએ ઝેરી ખોરાક આપ્યો હતો ત્યારે તેણે તેમને 'સમ્પ્રાગતમ્' મનમા બોલવા શીખવ્યું હતુ પછી તે બધાએ તે ખોરાક ખાધો ખોરાકમાં જેટલું વિષ હતુ તેટલું પોષક અન્ન થઈ ગયુ. આ દષ્ટિબિંદુથી એ શબ્દનો વિચાર કરતા આપણુને માલમ પડે છે કે એનો અર્થ ફક્ત 'ભલે પધાર્યા' એટલો જ થતો નથી, પરંતુ તે એક ગૂઢ મંત્ર પણ છે. પૌર્વાત્ય વા પાશ્ચાત્યમાની ગમે તે ભાષામાં (ચાઈનીસ કે સંસ્કૃત) સ્વેચ્છાએ આ શબ્દ બોલી શકાય છે. પીગ અને ફાન (ચીનમા) ના પરગણામાં કેટલાક 'શી–ચી' ('સમય થયો છે') એમ બોલે છે, જેમા મૂળ વાતની છાપ ઘણેભાગે માલમ પડે છે.

સીધી હારમા બીરાજેલા મહેમાનો આગળ ઉભો રહીને

જે માણસ વાની પીરસે છે તે પોતાના હાથમાં થાળી, પુરી તથા ફળો રાખીને માનથી નમે છે, અને ધર્મગુરુના હાથથી એક વેંત ઉંચેથી પીરસે છે. બીજી બધી વસ્તુઓ અતિથિના હાથથી એક બે ઇંચ ઉંચેથી પીરસવી જોઇએ. જો એમ કરવામાં ન આવે તો મહેમાનોએ તે સ્વીકારવું નહિં. પોતાના ભાણામાં ખોરાક આવી જાય કે તરત જ તેઓ ખાણુ શરૂ કરે છે, બધાને બધી સામગ્રી પીરસાઇ રહે ત્યા સુધી તેમણે થોભવાની જરૂર નથી.

જ્યાં સુધી બધી વાનીઓ બધાને પીરસાઇ રહે ત્યાં સુધી તેમણે રાહ જોવી જોઇએ એમ અર્થ કરવો ખરો નથી, તેમજ જમણ પછી જેને જેમ ફાવે તેમ કરવું એ બુદ્ધના શાસન અનુસાર નથી.

ત્યાર બાદ ચોખા તથા ' બીન–સુપ ' ( Bean-Soup ) ની ગળી લહેજત માટે ઉષ્ણ માખણની ચટણી સાથે પીરસવામાં આવે છે, જે આંગળી વડે બીજા ખોરાક સાથે મિશ્ર કરવાની હોય છે. મહેમાનો જમણા હાથે ખાય છે, જેને તેઓ પેટના મધ્ય ભાગથી ઉંચે લઇ જતા નથી. પછી પુરી, ફળો, ઘી અને ખાંડ પણ પીરસવામાં આવે છે. જો કોઇ પણ અતિથિને તરસ લાગે તો–શીયાળો હોય કે ઉન્હાળો હોય–તે શીત જળ પીએ છે. ધર્મગુરુનો રોજનો કે મીજલસ વખતનો ભોજન–વિધિનો આ સંક્ષિપ્ત હેવાલ છે.

ઉપવસ્થ દિવસની ક્રિયા એટલા દમામથી ઉજવાય છે

કે બધી થાળીઓ અને રકાબીઓ પુરી અને ભાતથી ભરેલી રહી જાય છે, અને ઘી તથા માખણ ગમે તેટલા પ્રમાણમાં ખાવામાં આવે છે.

બુદ્ધના સમયમાં પ્રસેનજિત[1] રાજાએ જ્યારે મીજબાનીમાં ભિક્ષુઓને આમંત્રણ આપ્યું હતું ત્યારે પીણા, ખોરાક, ઘી, માખણ ઇત્યાદિ એટલા પ્રમાણમાં વાપરવામાં આવ્યા હતા કે જમીન પર તેનો પુષ્કળ બગાડ થયલો જોવામાં આવ્યો હતો. આ વિષે વિનયમાં થોડો ઉલ્લેખ છે. જ્યારે હું પહેલવહેલો પૂર્વ હિંદમાં તામ્રલિપ્તિ આવ્યો હતો ત્યારે એક ઉપવાસને દિને નાના પ્રમાણમાં ધર્મગુરુઓને આમંત્રણ આપવા મ્હારી ઇચ્છા થઇ હતી. પરંતુ લોકોએ મ્હને નીચે પ્રમાણે કહી રોકયો: 'મહેમાનો માટે જોઇતું ભોજન તૈયાર કરવું કાંઇ અશકય નથી, પણ પુરાતન કાળથી ચાલી આવેલી પ્રથા પ્રમાણે ઘણા મ્હોટા પ્રમાણમાં તૈયારી રાખવી આવશ્યક છે. ફક્ત ખાવા પૂરતી જ જોગવઇ રાખવામાં આવે તો લોકો

ણમાં મ્હોટું મળશે. જે ગરીબ છે તે ભોજન પછી, પોતાની શક્તિ પ્રમાણે, દાન આપે છે. જમી રહ્યા બાદ થોડા પાણીથી મ્હોં ધોઇ તે પી જવું જોઇએ. જમણો હાથ સાફ કરવા માટે એક વાસણમા થોડું પાણી રેડી મૂકવું જોઇએ. અને તે ધયા બાદ પોતાની બેઠકથી ઉઠીને, બીજાને આપવા માટે પોતાના જમણા હાથમાં મુઠીભર ખોરાક લેવો. આમ કરવા બુદ્ધની રજા છે–પછી ખોરાક બુદ્ધ વા તેના સંઘનો ભલે હોય. પરંતુ જમ્યા પહેલાં બીજાને અન્ન આપવાનું વિનયમાં કહેવામાં આવ્યું નથી. બલિગ્રહણ કરવા લાયક મૃતાત્માઓ તથા બીજા પ્રેતોને પણ ખોરાક અર્પવામાં આવે છે. આ પ્રથાનું મૂળ ગૃધ્ર–શૈલમાં જોવામાં આવે છે, જે સૂત્રોમાં સંપૂર્ણ રીતે સમજાવેલું જોવામાં આવે છે.

સ્થવિર આગળ મુઠીભર અન્ન લાવી તેના આગળ પ્રણિપાત કરવા જોઇએ. સ્થવિરે પાણીના થોડા છાંટા નાંખી નીચેની સ્તુતિ ઉચ્ચારવી જોઇએ:

‘ જે પુણ્ય કર્મ કરવાની તૈયારીમાં આપણે હોઇએ તેને લીધે પ્રેતલોકને આપણે ઉદ્દાર લાભ કરીએ છીએ, કેમકે તેઓ આપણો ખોરાક ખાઇને, બીજા જન્મમાં ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરે છે.

‘ પોતાના પુણ્ય કર્મોમાંથી ફલિત થતું સુખ બોધિ–સત્ત્વ માટે આકાશ જેટલું અમર્યાદિત છે.

‘ જે બીજાને લાભ કરે છે તે આના જેવા ફળને પામે છે; માણસે એવા કર્મો વધુ કરતાં રહેવું જોઇએ. ’

આ ( ક્રિયા ) પછી અન્ન બહાર લાવવું જોઇએ અને પઞ્ચત્વ પામેલા આત્માને આપવા માટે ગૂઢ સ્થળમાં, અરણ્યમાં, વાટિકા કે તળાવમાં તે મૂકી આવવું જોઇએ.

ચાંગ–ત્સે અને હુ–આઇ નદી પર આવેલા પ્રદેશમાં લોકો દરેક ઉપવાસને દિવસે થોડો વધારે ખોરાક રાંધે છે; ઉપર્યુક્ત પ્રથાના જેવો જ આ રિવાજ છે.

ઉપદ્રી ક્રિયા ખતમ થયા બાદ યજમાન .( દાનપતિ ) મહેમાનોને દાતણ તથા શુદ્ધ પાણી આપે છે. મ્હોં સાફ કરવાની રીત પાંચમા પ્રકરણમાં આગળ બતાવ્યા જેવી જ છે. રજા લઇ આમંત્રિત ધર્મગુરુઓ નીચેના શબ્દો ઉચ્ચારે છે: ‘ જે જે પુણ્ય કર્મો કરવામાં આવ્યા છે તેને હું આનંદપૂર્વક મ્હારી અનુમતિ આપું છું. ’

દરેક મહેમાન એકેક ગાથા વાંચે છે, પરંતુ જમણ બાદ કાંઇ ધાર્મિક ક્રિયા હોતી નથી. ઉચ્છિષ્ટાન્નનો ઉપયોગ ધર્મગુરુઓ યથેષ્ટ કરે છેઃ કાં તો કોઇ છોકરાને તે લઇ જવા તેઓ ફરમાવે છે કે એ ભોજન ખાવા માટે જેને અધિકાર હોય એવા, કે જેને એની જરૂર હોય એવાને આપવાનું કહે છે. અથવા જો તે દુષ્કાળનુ વર્ષ હોય, અને જો તેમને એવી શંકા રહે કે દાનપતિ કંજુસ છે તો વધેલું અન્ન લઇ જવા તેને પૂછવું જોઇએ. ખાણાનુ ઉચ્છિષ્ટ ભોજન એકઠું કરી લેવું દાનપતિ માટે વિહિત નથી. હિંદુસ્તાનમાં ઉપવસ્થ–દિવસે ખોરાક લેવાનો આ પ્રમાણે સામાન્ય નિયમ છે.

કેટલીક વખત એ ક્રિયામાં સહેજ ભિન્નતા હોય છે. યજમાન અગાઉથી જ પવિત્ર પ્રતિમાઓ ગોઠવી રાખે છે, અને જ્યારે મધ્યાહ્ન થવાનો સમય થાય ત્યારે બધા મહેમાનોએ બેસી જવું જોઇએ અને એ પ્રતિમાઓ આગળ સાઞ્જલિ હાથ લંબાવવા જોઇએ. દરેકે તેનું ધ્યાન ધરવું જોઇએ. ત્યાર બાદ તેઓ ભોજન શરૂ કરે છે. કોઇક વખત મહેમાનો એક આચાર્ય પસંદ કરી, તેને પ્રતિમા સન્મુખ ઉભો રાખી, ઘુંટણીએ પડી બે હાથ જોડી, મ્હોટેથી બુદ્ધની પૂજા તથા સ્તુતિ કરવા કહે છે.

(ઇત્સીંગનું ટિપ્પણ): "ઘુંટણીએ પડવું" એટલે બન્ને જાંગ પર શરીરને ટેકવી જમીન પર બન્ને ઘુંટણ રાખવા. અગાઉના ભાષાંતરોમાં "મોંગોલીઅન રીત પ્રમાણે નમવું" એવો એનો ખોટો અર્થ કરવામાં આવ્યો હતો. પણ હિંદુસ્તાનના પાંચે ભાગોમાં આમ કરવામાં આવે છે; તો પછી આપણે એને "મોંગોલીઅન રીત પ્રમાણે નમવું" એમ શા માટે કહેવું જોઇએ?

પસંદગી પામેલા ધર્મગુરુએ બુદ્ધના ગુણોની પ્રશસ્તિ સિવાય બીજું કાંઇ ઉચ્ચારવું જોઇએ નહિ. દાનપતિ, અવિભક્ત ધ્યાનથી અને માનપૂર્વક આરતિ કરે છે અને પુષ્પો વેરે છે; સુવાસિત ચૂર્ણનો ધર્મગુરુના પગને લેપ કરે છે અને પુષ્કળ ધૂપ કરે છે. આ છેલ્લી ક્રિયા જુદા જુદા માણસો કરતા નથી.

જો દાનપતિની ઇચ્છા હોય તો ઢોલક તથા તંત્રીવાળા

વાદ્યસુક્ત ગાનોનું સંગીત પણ થઇ શકે છે. પછી દરેકને જેમ જેમ પીરસવામાં આવે તેમ તેમ ખાણુ શરૂ થાય છે; અને તે સમાપ્ત થયા બાદ દરેક મહેમાન આગળ એક ઘડામાંથી એક વાસણમાં પાણી રેડવામાં આવે છે. ત્યાર બાદ સ્થવિર દાનપતિ માટે એક ટુંકી દાનગાથા ગાય છે. આ છેલ્લી પ્રથા હિંદુસ્તાનમાં ( ઉપવાસને દિવસે ) ભોજન ગ્રહણ કરવાની બીજી રીત છે.

પરંતુ હિંદીઓની ખાવાની રીત ચીની કરતાં ઘણી રીતે જુદી છે. વિનય નિયમ પ્રમાણે ભોજન લેવાની સામાન્ય પ્રથાની રૂપરેખા હવે હું દોરીશ.

'પઞ્ચભોજનીયમ્' અને 'પઞ્ચખાદનીયમ્'નો ઉલ્લેખ વિનયમાં કરવામાં આવે છે. ભોજનીય એટલે જે ગળે ઉતારી ખાવામાં આવે છે તે ( આર્દ્ર અને નરમ ખોરાક ), અને ખાદનીય એટલે જે ચાવવામાં આવે છે તે (કઠણ અને ઘન ખોરાક). પંચ એટલે પાંચ અને ચીની ભાષામાં આપણે વુ-તન-શિહથી ( પાંચ પ્રકારનો ખોરાક ) તેનો અનુવાદ કરી શકીએ, જેનો અત્યાર સુધી 'પાંચ જાતનો યોગ્ય ખોરાક' એવો અર્થ કરતા આવ્યા છીએ. પઞ્ચ ભોજનીયઃ ૧. ચોખા; ૨. જવ ( Barley ) અને વટાણા ( Peas ) ને મિશ્ર કરી ઉકાળેલું પાણી; ૩. રાંધેલા અનાજનો લોટ; ૪. માંસ; ૫. પુરી ( કે રોટલા ). પઞ્ચખાદનીયઃ પાંચ જાતનો ચાવવાનો ખોરાકઃ ૧. મૂળ; ૨. કુંપળો ( Stalks ), ૩. પાંદડા; ૪. પુષ્પ; ૫. ફળ.. જો પહેલી પાંચ વસ્તુ ખાવામાં આવે તો જેમને વધુ ખોરાક

લેવાની બીલકુલ જરૂર નથી તેઓ બાકીની પાંચ ચીજો ગમે તેવી રીતે ખાઇ શકતા નથી; પરંતુ પાછલી પાંચ ચીજો ખાવામા આવે તો પહેલી પાંચ વસ્તુઓ મરજી પ્રમાણે ખાઇ શકાય છે.

દૂધ, દહીં વગેરે ઉપર્યુક્ત દશ વસ્તુથી જુદી ચીજો ગણી શકાય કેમકે વિનયમાં તેમને વિશિષ્ટ રીતે ઓળખાવવામાં આવી નથી, અને આટલું તો દેખીતું છે કે યોગ્ય ખોરાકમાં એનો સમાવેશ થતો નથી.

જો આટાનો બનાવેલો કોઇ પણ ખોરાક એટલો બધો ઘટ હોય કે જેથી એમાં ચમચો દાખલ કરવામાં આવે તો નમ્યા વિના તે તદન સીધો રહે તો તેનો પુરી અને ભાતમાં સમાવેશ થાય છે. જો પાણીથી મિશ્ર રાંધેલા લોટની સપાટી પર આંગળીની કાંઇ નિશાની પડી શકે તો તેને પહેલા પાંચમાં જ ગણવામાં આવે છે.

હિંદુસ્તાનના પાંચ ભાગની હદો વિસ્તૃત તથા દૂર છે. મધ્યહિંદથી દરેક દિશાનું અંતર આશરે ૪૦૦ યોજન છે, અને આ ગણત્રીમાં છેક દૂરની સરહદનો સમાવેશ થતો નથી. જો કે મેં હિંદના આ બધા ભાગો જાતે જોયા નથી છતાં પણ કાળજીપૂર્ણ તપાસથી હું ગમે તેની ગણત્રી કરી શકયો હતો.

ચાવવાની તથા ખાવાની બધી સામગ્રીઓ અનેક રીતે સુંદર તૈયાર કરવામાં આવે છે. ઉત્તરમાં ઘઉંનો લોટ પુષ્કળ હોય છે; પશ્ચિમ ભાગમાં પકવ લોટ ( ચોખા કે જવનો ) સૌથી વધુ વપરાય છે; મગધ ( મધ્ય હિંદ ) માં ઘઉંનો લોટ

બહુ ઓછો છે પરંતુ ત્યાં ચોખા[1] પુષ્કળ છે, અને દક્ષિણ સરહદ તથા પૂર્વ સરહદમાં પણ મગધના જેવો જ પાક થાય છે.

ઘી, તેલ, દૂધ તથા દહીં સર્વત્ર જડે છે. રોટલા અને ફળો જેવી વસ્તુઓ એટલા પ્રમાણમાં હોય છે કે અહિં તેની ગણત્રી કરવી મુશ્કેલ છે. સામાન્ય માણસો પણ ચરબી કે માંસ જવલ્લે જ ચાખે છે. ઘણા ખરા પ્રાંતોમાં ડાંગર થાય છે જે અતિ સ્નિગ્ધ હોતી નથી. બાજરી ભાગ્યે જ થાય છે, અને ચીકણી બાજરી બીલકુલ જોવામાં આવતી નથી. મધુર તરબુચો અહિં થાય છે. શેરડી તથા 'ટ્યુબર્સ' (Tubers) પુષ્કળ થાય છે પરંતુ ખાવા લાયક 'મેલો' (Mallow Plant) ઘણા ઓછા છે. વાન–ચીંગ (એક જાતનું મૂળ–Turnip) પૂરતા પ્રમાણમાં ઉગે છે; એની બે જાત જોવામાં આવે છે– એકને ધોળા બી થાય છે, બીજાને કાળા. ચીનમાં હમણા જ એ ચાઇહ–ત્સે (રાઇ) તરીકે જાણવામાં આવી છે; એમાંથી તેલ કાઢવામાં આવે છે અને એનો સુવાસ અર્થે ઉપયોગ થાય છે, આ

૧ મધ્ય હિંદ પુરાતન કાળથી ડાંગરના પાક માટે અનુકૂળ માલમ પડે છે. શુદ્ધોદન રાજા–જે કપિલ વસ્તુમાં થઇ ગયો હતો– અને તેના ચાર ભાઇના નામો–સ્વચ્છોદન (?), અમ્લોદન (?), ધવલોદન, અને અમિતોદન–શાક્યોને આ પાકની ઉપયોગિતા બતાવે છે.

હુએન–સાંગ પોતાના પુસ્તકના આઠમા ભાગની શરૂઆતમાંજ મગધને અતિ ફળરૂપ તેમજ ડાંગરના ભિન્ન ભિન્ન જાતના પાક માટે સારા દેશ તરીકે વર્ણવે છે

પ્રત્યેક ભાગમાં જોવામાં આવે છે. શાક તરીકે ખાતા એના પાદડાનો સ્વાદ વાન–ચીંગ ( એક જાતનો ધોળો કંદ ) જેવો જ લાગે છે, પરંતુ એનું મૂળ કઠણ છે. એના દાણા જરા મ્હોટા છે અને એને રાઈ તરીકે હવે વધુ વખત ઓળખાવી શકાય નહિ. આ છોડના ઉગવામાં જે ફેરફાર જોવામાં આવે છે તે નારંગીનો છોડ જો યાંગ–ત્સે નદીના ઉત્તર પ્રદેશમાં ઉગાડવામાં આવે તો તે કાંટાવાળો બની જાય છે તેવા પ્રકારના ફેરને સહેજ મળતો ગણવામાં આવે છે.[1]

જ્યારે હું નાલન્દ વિહારમાં હતો ત્યારે આ મુદ્દા પર મે વુ–હીં.[2] સાથે ચર્ચા કરી હતી, પરંતુ હમે કશા નિર્ણય પર આવી શકયા ન હોતા, અને એ બેને એક બીજાથી ચોક્કસ રીતે જુદા પાડી શકયા ન હોતા.

૧ ઇત્સીંગનું કહેવાનું તાત્પર્ય આટલું જ કે હિંદી રાઇ ( મર્સ્ટાર્ડ ) ચીન રાઇ કરતાં મ્હોટી છે અને સ્વાદમાં તે ચીની ટર્નીપ ( Turnip ) ને મળતી છે, પરંતુ તેના મૂળ સખત હોવાને લીધે, ચીની રાઇથી જુદી છે અને આ ભિન્નતાનું કારણ જમીનની ભિન્નતા છે. દા. ત. જો નારંગીને ક્યાંગ–નાનથી યાંગ–સે નદીની ઉત્તરમાં ઉગાડવામાં આવે તો તેનો છોડ કાંટાવાળો બની જાય છે—તેની રીતે.

૨ વુ–હીંગ એનું સંસ્કૃત નામ પ્રજ્ઞાદેવ હતું. એ ચીની ધર્મગુરુનો ઇત્સીંગને હિંદુસ્તાનમાં અણધાર્યો મેળાપ થયો હતો. ઇત્સીંગના ' Memoirs ' ગ્રંથમાં એનું જીવનચરિત્ર જોવામાં આવે છે.

હિંદુસ્તાનના પાંચ ભાગોમાંથી એકમાં પણ લોકો કાંદા તથા કાચા શાકો બીલકુલ ખાતા નથી, તેથી તેઓ અપચાના રોગથી મુક્ત છ. તેમના જઠર તથા આંતરડા મંગીન છે, અને તેમને તેના દુઃખાવાની કે તે સખત થવાની પીડા હોતી નથી.

દક્ષિણ સમુદ્રના દશ બેટોમાં બીજણાનીને દિવસે ઉત્સવ ભવ્યતાથી ઉજવાય છે. પહેલે દિવસે દાનપતિ સોપારી, કુ–ટ્જુમાંથી તૈયાર કરેલું સુવાસિત તેલ, અને થાળીમાં એક પાંદડા પર રાખેલા થોડા ચૂર્ણિત ચોખા, તૈયાર કરે છે. આ ત્રણ વસ્તુઓ મ્હોટા મેજ પર ગોઠવવામાં આવે છે, અને તે સફેદ ચાદરથી ઢાંકવામાં આવે છે; પાણી સોનેરી ઘડામાં રાખવામાં આવે છે, અને એ મેજ આગળની જગ્યા જળથી સિંચવામાં આવે છે. આ બધી તૈયારી કર્યા બાદ, ધર્મગુરુઓને નિમંત્રણ કરવામાં આવે છે. છેલ્લે દિને બપોર પહેલાં તેમને તેમના શરીરને ( તેલનુ ) મર્દન કરવા, સાફ કરવા તથા સ્નાન કરવા કહેવામાં આવે છે. બીજે દિવસે મધ્યાહ્ન વીત્યા પછી એક પવિત્ર પ્રતિમાને, ધર્મગુરુઓ અને સામાન્ય માણસો સાથે, વાજતે ગાજતે ગંધપુષ્પ અર્પતા, અને તાપમાં દેદીપ્યમાન ધ્વજાઓ સહિત, વિહારમાંથી ગાડીમાં કે પાલખીમાં યજમાનને આંગણે લઇ જવામાં આવે છે. વિસ્તૃત છત્ર ( Canopy ) નીચે સોના કે કાંસાની દીપ્યમાન સુઅલંકૃત પ્રતિમાને સુવાસિત પદાર્થથી અનુલિપ્ત કરી પછી સ્વચ્છ વાસણમાં મૂકવામાં આવે છે. ત્યાં હાજર રહેલા બધા તેને ગન્ધોદકથી સ્નાન કરાવે છે. સુવાસિત વસ્ત્રથી તેને લૂછયા પછી તે મૂર્તિને ઘરના મુખ્ય

ભાગમાં લઇ જવામાં આવે છે, જ્યાં પુષ્કળ દીપો પ્રગટાવવામાં આવે છે, ગંધપુષ્પો અર્પવામાં આવે છે, અને પ્રશસ્તિમન્ત્રો ઉચ્ચારાય છે. ત્યાર બાદ સ્થવિર ધર્મગુરુ ભાવિ જીવન સબંધી ધાર્મિક ખાણાના ગુણગાન ગાવા દાનપતિ માટે દાનગાથા ગાય છે. પછી ગુર્મગુરુઓને તેમના હાથ ધોવા અને મ્હોં સાફ કરવા ઘર બહાર લઇ જવામાં આવે છે અને પછી સરબત તથા સોપારી પૂરતા પ્રમાણમાં તેમને ધરવામાં આવે છે. એ ક્રિયા બાદ તેઓ ઘરમાથી બહાર જાય છે. ત્રીજે દિવસે સાંજે દાનપતિ મઠમાં જઇ તેમને કહે છેઃ 'સમય થયો છે.' સ્નાન કરી તેઓ એ ઉત્સવપૂર્ણ ઘેર આવે છે, અને તેની સ્નાનક્રિયા ટુંકામાં પતાવવામાં આવે છે. પણ આગલા દિવસ કરતા ગંધ-પુષ્પની ક્રિયા તથા સંગીત બમણા દમામથી કરવામાં આવે છે. એ પ્રતિમા આગળ કરવાની અનેક ક્રિયાઓ વ્યવસ્થિત ગોઠવવામાં આવે છે. તેની બન્ને બાજુ પાંચ કે દશ કન્યા હારબંધ ઉભી રહે છે, અને સવડતા હોય તો થોડા છોકરા પણ રાખવામાં આવે છે. દરેક જણ કાં તો ધૂપદાની, પાણી માટે સોનેરી ઘટ કે દીપ, સુંદર પુષ્પો કે સફેદ ચામર હાથમાં રાખે છે. બુદ્ધની પ્રતિમા આગળ લોકો શણગારની બધી વસ્તુઓ આપવા તે રાખવાની પેટીઓ વગેરે લાવે છે. એક વખત મેં તેમને પૂછ્યુંઃ 'આ બધુ ત્હમે શા માટે કરો છો?' 'હમારૂં એ ક્ષેત્ર છે, અને તેમાં હમે પુણ્યના બીજ વાવીએ છીએ; જો હમણા હમે કાંઇ અર્પણ કરીએ નહિ તો ભવિષ્યમાં હમે શું લણીશું?'—તેમણે ઉત્તર વાળ્યો. એમ કરવું એ પણ

સત્કૃત્ય છે એમ યુક્તિપુરઃસર કહી શકાય. ત્યારબાદ વિનંતિથી તેઓમાંનો એક ધર્મગુરુ મૂર્તિ આગળ નમન કરીને બુદ્ધના ગુણોની પ્રશંસાના મન્ત્રો ઉચ્ચારે છે. તે પછી બીજા બે ધર્મગુરુઓ, તે મૂર્તિ પાસે બેસી એક પાના જેટલું ટૂંકું સૂત્ર વાંચે છે. એવા પ્રસંગે તેઓ મૂર્તિઓ આગળ ભેટ તરીકે કાંઇ વસ્તુ અપર્ણ કરે છે. પરમ સુખપ્રાપ્તિ માટે તેમની કીકીઓ આંજે છે. હવે ઓરડાની એક બાજુ પર સ્વેચ્છાએ તેઓ ખસી જાય છે, અને તેમના કાષાયને વાળી, અને તેના બે છેડાના છાતી તરફ ગાંઠ મારી, તેઓ હાથ ધુવે છે. પછી જમણુ માટે તેઓ બેસે છે.

ગોમયથી ભૂમિ લીંપવી, પાણી તપાવવું, પગ ધોવા, અને ભોજન ખાવાની તથા પીરસવાની રીતની વિગતો હિંદમાં બધે સરખી જ છે. દક્ષિણ સમુદ્રના દ્વીપોમાં આટલું વધારાનું જોવામાં આવે છે કે ધર્મગુરુઓ ત્રણ પ્રકારનું ચોકખું માંસ[1] ખાય છે. થાળીને બદલે તેઓ પોતાની બેસવાની સાદડીથી અર્ધા કદની પતરાળીનો પણ ઘણોખરો ઉપયોગ કરે છેઃ

1 ત્રણ પ્રકારનું ચોકખું માંસ (૧) જાનવરે ઇત્યાદિનું માંસ—જો તે પ્રાણી પોતાને માટે મારવામાં આવ્યું છે એમ જોવામાં ન આવ્યું હોય તો તે શુદ્ધ ગણાય છે; (૨) તેનો વધ પોતાને માટે કરવામાં આવ્યો છે એમ સાંભળવામાં ન આવ્યું હોય ત્યારેઃ અને (૩) પોતાને માટે તેને મારવામા આવ્યું છે એવી શંકા ન હોય ત્યારે. કાશ્યપ કહે છે કે આ હીનયાની નિયમ છે અને તે અધમ છે.

ચીકણા નહિ એવા એક બે શાગ[1] ( ૧ શાગ = આશરે ૨૩ કવાર્ટર ) ચોખાની પુરીઓ એવી પતરાળીમાં તૈયાર કરવામાં આવે છે. એક વા બે શાગ અનાજ માઈ શકે એવડા એ પ્રકારના પાત્રો બનાવીને, તેઓ ધર્મગુરુઓ આગળ લાવી તેમને આપે છે. પણ સાધારણ ગરીબ લોકની મીજલસમાં આવું જોવામાં આવે છે. એવો ઉત્સવ રાજાઓ કે ધનિક માણસોને ત્યાં હોય તો કાંસાની થાળીઓ, કાંસાના પ્યાલા અને માદડી જેટલી મ્હોટી પતરાળીઓ વાપરવામાં આવે છે, અને ખાદ્ય તથા પેયની જુદી જુદી વાનીઓની સંખ્યા સો સુધી પહોંચે છે. આવા પ્રસંગે રાજવીઓ પોતાની ઉંચ્ચ પદ્વી કોરે મૂકી પોતાને નોકર ગણે છે, અને પૂર્ણ વિનયથી ધર્મગુરુઓને જમણમાં મદદ કરે છે. ગમે તેટલો વધારે ખોરાક તેમને પીરસવામાં આવે તો પણ ધર્મગુરુઓથી તે માટે ના પાડી શકાતી નથી. જો તેઓ સંતોષ થાય એટલો જ ખોરાક લે તો, યજમાન રાજી થતો નથી; કેમકે અતિ આગ્રહથી ખુબ પીરસવામાં આવેલું જોઈને જ તેને સંતોષ થાય છે. દરેકને બે કે ત્રણ થાળીમાં ભાત તથા પુરીના ચાર પાંચ શાંગ પીરસવામાં આવે છે. યજમાનના પાડોશીઓ તથા સગાસબંધીઓ પણ ચોખાની પુરીઓ, ભાત, શાક વગેરે લાવીને મીજબાનીમાં ઉમેરો કરે છે. સામાન્ય રીતે એક જણને આપેલું ઉચ્છિષ્ટ ભોજન ત્રણને પૂરતું હોય છે; પણ મ્હોટી મીજલસમાં દશ જણને પણ તે વધી પડે છે. વધેલો ખોરાક ધર્મગુરુઓની મુનસફી પર છોડ-

[1] શાગ = સંસ્કૃત પ્રસ્થ = ૩૨ પલ.

વામાં આવે છે. તેઓ તેમના નોકરોને તે મઠમાં લઇ જવા ફરમાવે છે.

ચીનની ઉપવસ્થ-દિનની ખાણાની ક્રિયા હિંદથી જુદી પડે છે. ચીનમા વધેલો ખોરાક યજમાન રાખે છે, અને મહેમાનોને તે લઇ જવાની છૂટ હોતી નથી. પોતાના સમયના પ્રચલિત રિવાજ પ્રમાણે, નિંદામુક્ત અને આત્મસંતોષી રહી, ધર્મગુરુઓ વર્તે છે. એથી યજમાનની દાન આપવાની ઇચ્છા કોઇ પણ રીતે અધૂરી રહેતી નથી. પણ જો વધેલો ખોરાક એકત્ર કરવા દાનપતિનો નિશ્ચય હોય અને જો તે લઇ જવા મહેમાનોને કહે તો સંજોગો જોઇ વર્તવું જોઇએ.

ધર્મગુરુઓ જમી રહ્યા બાદ, હાથ મ્હોં ધોઇ ને પરવાર્યા પછી ઉચ્છિષ્ટાન્ન લઇ લેવામાં આવે છે, જમીન સાફ કરવામાં આવે છે, અને તેના પર પુષ્પો નાંખવામાં આવે છે. હવા સુવાસિત બનાવવા દીપો પ્રગટાવવામાં આવે છે, અને ધૂપ કરવામાં આવે છે. જે જે વસ્તુ તેમને આપવાની હોય છે તે તે તેમના આગળ ગોઠવવામાં આવે છે. પછી દરેકને ખુશબોદાર ચૂર્ણ સુ-વૃક્ષના ફળ જેટલું આપવામાં આવે છે, અને તેઓ પોતાના હાથો સુગંધીદાર તથા સ્વચ્છ બનાવવા તે વડે હાથ ઘસે છે. પછી સોપારી, જાયફળ, લવેંગ વગેરે મુખવાસ તરીકે આપવામાં આવે છે. એ ખાવાથી મ્હોં સુવાસિત બને છે, ખોરાક પચી જાય છે, અને કફ જતો રહે છે. આ સુવાસિત ઓષધરૂપ વસ્તુઓ ચોખ્ખા પાણીથી ધોઇ અને પાંદડામાં વીંટાળી તેમને આપવામાં આવે છે.

હવે પ્રથમ ધર્મગુરુ પાસે જઇને અથવા સૂત્રોનું સ્તવન કરનાર આગળ ઉભો રહી, ત્રાંબાની નાજુક પટીના આકારમાં જળધારા સતત વહેતી દેખાય એ પ્રમાણે કુણ્ડીમાંથી બીજા વાસણમાં દાનપતિ પાણી રેડે છે. નીચે પડતા પાણી સાથે પુષ્પો ગ્રહણ કરતા કરતા ધર્મગુરુ દાનગાથાઓ ઉચ્ચારે છે. પ્રથમ બુદ્ધના વચનોના શ્લોકો અને પછી બીજાના રચેલા શ્લોકો ગાવામાં આવે છે. સંજોગાનુસાર તેમજ ગાનારની ઇચ્છા મુજબ શ્લોકની સંખ્યામાં વધઘટ થાય છે. પછી દાનપતિનું નામ બોલી, તેના સુખ માટે ધર્મગુરુ પ્રાર્થના કરે છે, અને હમણા કરેલા સત્કર્મોનો સુખદ બદલો મૃતાત્માઓને, રાજાઓને, નાગોને તથા પ્રેતોને મળે એમ તે ઇચ્છે છે. પછી નીચે પ્રમાણે તે પ્રાર્થે છેઃ ‘ દેશમાં સારો પાક થાવ, લોકો અને બીજા પ્રાણીઓ સુખી રહો, શાકયનો ઉમદા ઉપદેશ અનંતજીવી રહો. ’ આ ગાથાઓનો મેં અનુવાદ કર્યો છે.[1] તે વિશ્વવંદ્યે–જે ભોજન પછી હંમેશ દક્ષિણાગાથા ગાતા–આ આશિર્વચનો આપેલા છે. દક્ષિણા એટલે આપવામાં આવેલી ભેટ, અને દક્ષિણીય એટલે ભેટ આપવા યોગ્ય માણસ. તેથી તે યજમાનના આતિથ્યનો બદલો વાળવા આપણે એકએ દાનગાથા જમણ પછી બોલવી જોઇએ એવો તે પવિત્ર આદેશ છે; અને જો તે તરફ આપણે દુર્લક્ષ આપીએ તો આપણુ એ વર્તન પવિત્ર નિયમોવિરુદ્ધ ગણાય છે, અને આપણને આપેલું ભોજન ગ્રહણ કરવા

૧ જુઓઃ ઇત્સીંગકૃત–‘ કબુલાતના નિયમો ’–(Rules of Confessions.)

આપણે લાયક ઠરતા નથી. વધેલા ખોરાકની યાચનાનો નિયમ જમણ પછી પાળવામાં આવે છે.

ત્યાર બાદ ઉપહારો વહેંચવામાં આવે છે. કેટલીક વખત દાનપતિ ધર્મગુરુઓને કલ્પ-વૃક્ષ આપે છે, અથવા સોનેરી કમલ-પુષ્પો તે તૈયાર કરાવે છે અને બુદ્ધની મૂર્તિને તે અર્પે છે. જાનુ જેટલા ઉંચા સુશોભિત કુસુમો અને સફેદ વસ્ત્ર પલંગ પર મ્હોટા પ્રમાણમાં આપવામાં આવે છે. કેટલીક વાર રાત્રિ ગાળી ધર્મગુરુઓ રજા લે છે. જતી વખતે તેઓ 'સાધુ' અને 'અનુમત' બોલે છે. સાધુ એટલે સારૂં અને અનુમતનો અર્થ ત્હને અનુમોદન આપવામાં આવે છે એમ થાય છે. જ્યારે જ્યારે બીજાને ઉપહાર આપવામાં આવે છે ત્યારે ત્યારે તે સ્વીકારનારે પણ તે કાર્યને પોતાની અનુમતિ જણાવવી જોઇએ, કારણ કે બીજાની ભેટની પ્રશંસા કરવાથી, તેથી આનંદ પામવાથી, તે ધાર્મિક પુણ્ય પ્રાપ્ત કરી શકે છે. દક્ષિણ સમુદ્રના બેટોમા ઉપવસ્થ-દિવસે અપાતા ખાણાની પ્રચલિત પ્રથા ઉપર પ્રમાણે જોવામાં આવે છે.

મધ્ય વર્ગના લોકો બીજો રિવાજ અનુસરે છે. પહેલે દિવસે ધર્મગુરુને નિમંત્રણ કરવામાં આવે છે અને તેમને સોપારી આપવામાં આવે છે; બીજે દિને બુદ્ધની પ્રતિમાને બપોર પહેલાં સ્નાન કરાવવામાં આવે છે, બપોરે ભોજન લેવાય છે, અને સાયંકાળે સૂત્રો ઉચ્ચારવામાં આવે છે. વળી ગરીબ વર્ગમાં એથી પણ જુદો રિવાજ જોવામાં આવે છે. પહેલે દહાડે દાન-

પતિ ધર્મગુરુને દન્તકાષ્ઠ આપે છે, અને તેમને નિમંત્રણ આપે છે, બીજે દિવસે તે ફક્ત ખાણું તૈયાર કરે છે અથવા કેટલીક વખત દાનપતિ ધર્મગુરુ પાસે જઈ તેને વંદન કરે છે-કાંઈ ઉપહાર આપ્યા વિના તેમને આમંત્રણ આપવાની પોતાની ઇચ્છા દર્શાવે છે.

ઉપવાસને દિવસે મીજબાનીનો રિવાજ ટર્કીશ તથા મોંગોલીઅન દેશમા, જેવા કે તુખાર (ટોચરી ટાર્ટર) અને સૂલી (કાશ્ગરની પશ્ચિમમા જ્યા મોંગોલ અને તુર્કની વસ્તી છે, કોઈ વખત એની જગ્યાએ ખોટો શબ્દ 'સુન્ની' લખવામા આવે છે) જુદો પડે છે

એ દેશોમાં યજમાન પહેલાં પુષ્પ–છત્ર ભેટ આપે છે અને ચૈત્યને બલિ અર્પે છે. ધર્મગુરુઓનું એક મોટું મંડળ ચૈત્યની ચારે બાજુ આવે છે અને એક પ્રાર્થના બોલવા તેમનામાંથી એક અગ્રેસર પસંદ કરે છે ત્યાર બાદ ભોજન ગરૂ થાય છે. પુષ્પ–છત્ર વિષેના નિયમો '**પશ્ચિમની નોંધમાં**[1]' આપવામાં આવ્યા છે.

જો કે જુદા જુદા દેશોમા ઉપવસ્થ–દિનની વિધિઓમાં ભોજન તેમજ સામાન્ય વ્યવસ્થામાં ઘણો તફાવત માલમ પડે

1 'Record of the West'–આ પુસ્તક ક્યું છે તે આપણે જાણતા નથી. એ હુએન–સાંગની કૃતિઓને અનુલક્ષીને નથી અને ફા–હીએનની પણ નહિ. એ ઇત્સીંગનો પોતાનો જ ગ્રંથ હોય એમ લાગે છે.

છે તોપણ, પવિત્રતાનું રક્ષણ, સંઘની નિયામકતા, આંગળીવડે ખાવાની રીત, તેમજ બીજા બધા નિયમો લગભગ સરખાજ છે. સંઘના કેટલાક માણસો કેટલાક ધૂતાડગો[1] ( ભિક્ષુઓ માટે દરરોજના વિશિષ્ટ નિયમો )નું આચરણ કરે છે: ભિક્ષા માગી નિર્વાહ ચલાવવો, તેમજ માત્ર ત્રણ વસ્ત્રો પહેરવાં ( પૈણ્ડ પાત્રિકાડગ અને ત્રૈચીવરિકાડગ ). આ ભિક્ષુ કોઇનું નિમંત્રણ સ્વીકારતો નથી, અને સુવર્ણ જેવી મહાર્ઘ ભેટો માટે પણ દરકાર રાખતો નથી, પરંતુ અરણ્યમાં એકાંત જીવન ગાળે છે. હવે જો આપણે ચીન તરફ ફરશું તો ( માલમ પડશે કે ) યજમાન ધર્મગુરુને નિમંત્રણ-પત્રિકા મોકલાવે છે, અને બીજે દિવસે પણ તે પોતે તેની પાસે ભાગ્યે આમંત્રણ આપતો નથી.

બુદ્ધે ઘડેલા નિયમો સાથે આની સરખામણી કરતાં આ આચારમાં યોગ્ય સત્કારની ઉણપ દેખાઇ આવે છે. સામાન્ય કોટિના માણસોને નિયમો શીખવવા જ જોઇએ. ખાણામાં આવતી વખતે પોતે સાથે કપડાનો એક કટકો લાવવો જોઇએ, અને ધર્મગુરુને આપવાનું પાણી પૂરતી સંભાળથી તપાસવું જોઇએ. ખાઇ રહ્યા પછી દાતણ કરવું જોઇએ; ( તેમ કરતાં.) જો મ્હોમાં કાંઇ રસ ( થુંક ) રહી જાય તો તે ઉપવસ્થ-દિનની ધાર્મિક ક્રિયા પૂર્ણ થશે નહિ. એવા પ્રસંગે નિર્ણિત સમય ચૂકવાનો દોષ પ્રાપ્ત થશે, જો કે આખી રાત અનશન વ્રત પાળી ગાળવી જોઇએ. હિંદુસ્તાનની ખોરાક

૧ ધૂતાડગો-એ આગળ એક પ્રકરણમાં સમજાવવામાં આવ્યા છે.

લેવાની રીત તપાસી અને તેની સાથે ચીની રીત સરખાવવામાં આવશે એવી આશા રાખવામાં આવે છે. જે વધુ સુગમ અને સરળ હશે તે પરથી એક યા બીજા આચારની કીંમત અંકાશે. સુજ્ઞોએ એ પર પોતે વિચાર કરી લેવો કેમકે અહિં સવિસ્તર વિવાદમાં ઉતરવાને મ્હને વખત નથી.

કેટલાક વખત પહેલા મેં નીચે પ્રમાણે દલીલ કરવા પ્રયત્ન કર્યો હતો' વિશ્વમાન્ય, પરમ, મહાન દયાના પિતાએ જન્મમરણના સમુદ્રમા ડૂબેલાં લોકો પર કૃપા વર્ષાવી. એ પ્રમાણે કેટલાય વર્ષો એમણે પ્રયાસ કર્યા. લોકો તેને અનુસરશે એ અભિલાષથી, પોતાના સિદ્ધાંતોનો ઉપદેશ કરતા તે ૭૦ વર્ષ જીવ્યા. તે એમ માનતા કે ( પોતાના ) કાનૂનો જાળવવાના પાયા તરીકે ભોજન અને આચ્છાદનના નિયમો સૌથી પ્રથમ અને પ્રધાન હતા, પરંતુ તેમાંથી કાંઇ દુન્યવી સુશીખતો આવી પડવાનો તેમને ભય હતો તેથી તેમણે કડક નિયમો અને નિષેધો ઘડયા હતા.

"૧, નિયમો ગુરુની ઇચ્છા છે, અને દરેકે ગમે તે પ્રકારે તેનું પાલન કરવું જોઇએ. પરંતુ કેટલાક માણસો એવા છે કે જેઓ પોતાને બેદરકારપણે નિર્દોષ માને છે. તેઓ જાણતા નથી કે ખાવાથી અશુદ્ધિ દાખલ થાય છે.

કેટલાક સંભોગનો એકાદ નિયમ પાળી કહે છે કે તેઓ પાપમુકત છે, અને વિનય-નિયમના અભ્યાસની તેમને બીલકુલ જરૂર નથી. તેઓ કેવી રીતે ( ખોરાક ) ગળે છે, કે ખાય

છે, અથવા કેવી રીતે કપડાં પહેરે છે કે ઉતારે છે તેની તેમને પડી નથી. શૂન્યવાદના સિદ્ધાંત તરફ ધ્યાન આપવું એટલું જ તેમને મન બુદ્ધની ઇચ્છા છે. એવા માણસો શું એમ માને છે કે બધા જ આદેશો બુદ્ધની ઇચ્છા નથી ? એકનો સ્વીકાર અને બીજાની અવગણના એ પોતાના વિચારનું પરિણામ છે. અનુયાયીઓ એક બીજાનું અનુકરણ કરે છે, અને ઉપદેશના પુસ્તકો તરફ જોતા પણ નથી; શૂન્યવાદના સિદ્ધાંતના એ ગ્રંથોનું જ તેઓ અનુકરણ કરે છે, અને કહે છે કે એમાં આવતું તત્ત્વ જ ધર્મશાસ્ત્રના બધા ત્રિપિટકોમાં આવી જાય છે.

પણ તેઓ જાણતા નથી કે અવિહિત ખોરાક નરકમાં પરસેવો રેડવાનું દુઃખ આપે છે, તેમજ તેમને ખબર નથી કે ખોટે પગલે ચાલવાથી બળવાખોરના જીવનનું દુઃખ ભોગવવું પડે છે.

બોધિસત્ત્વની મૂળ ઇચ્છા, હવાની કોથળી, (જે આ સંસાર સાગરમાં તરતાં બધા મનુષ્યોને આપવામાં આવી છે)[1] હવા છિદ્ર દ્વારા બહાર જવા દીધા વિના રાખવાની છે. આપણો પોતાનો નાનો શો ગુન્હો પણ તપાસ્યા વિના આ જીવન જ અંતિમ છે એ કથન સિદ્ધ કરી શકીએ. નાના દોષો અટકાવીને

[1] કાશ્યપ કહે છે કે નિર્વાણ-સૂત્રમાં, એક રાક્ષસે સાગર તરવા બુદ્ધ પાસે હવાની કોથળી માંગ્યાની વાત છે. પણ પાલિ ગ્રંથોમાં એ સબંધમાં આપણને કાંઇ પણ કથા મળતી નથી.

શૂન્યવાદના મહાન સિદ્ધાંતનું ચિંતન કરી તે દયાળુ પૂજ્ય ભગવાનના ઉપદેશ અનુસાર મહાયાન અને હીનયાનના સિદ્ધાંતોનું આચરણ કરી શકીએ. જો યોગ્ય રીતે કાર્યો કર્યા હોય અને આપણું મન સમસ્થિત હોય તો ( એ બન્ને સિદ્ધાંતો અનુસરવામાં આપણામાં શો દોષ છે ?

કેટલાક પોતાને તેમજ બીજાને ખોટે માર્ગે દોરવાના ભયમા રહે છે અને ઉપદેશનું એકતરફી અનુસરણ કરે છે.

બેશક, શૂન્યવાદનો નિયમ કાંઇ ખોટો સિદ્ધાંત નથી, પરંતુ વિનયના નિયમો (નૈતિક આચરણ) નું કદી પણ ઉલ્લંઘન થવું જોઇએ નહિ. દર પખવાડીયે શીલ ( નીતિ ) પર ઉપદેશ આપવો જોઇએ, અને સાથે સાથે પોતાના અપરાધો કબૂલ કરી તેને સાફ કરવા જોઇએ; દરરોજ બુદ્ધનું ત્રણ વખત પૂજન કરવા દરેકે પોતાના અનુયાયીઓને શીખવવું તથા પ્રેરણા કરવી જોઇએ.

દિનપ્રતિદિન બુદ્ધનો બોધ જગતમાં ઓછો થતો જાય છે: મ્હારી યુવાવસ્થામાં મેં જે જોયલું તેની આજે ( હમણા ) મ્હારી પશ્ચિમાવસ્થામાં હું જે જોઉં છું તેની સાથે તુલના કરતાં માલમ પડે છે કે પરિસ્થિતિ ઘણી બદલાઇ ગઇ છે. આ વસ્તુસ્થિતિ આપણે જાતે જોઇ રહ્યા છીએ અને ભવિષ્યમાં આપણે એ પર વધુ ધ્યાન આપીશું એવી આશા રાખવી જોઇએ.

ખાનપાનની જરુરીયાત કાયમની છે, પરંતુ જેઓ બુદ્ધને માન આપે છે તથા તેની સેવા કરે છે તેમણે કદી પણ તેના ઉન્નત ઉપદેશના મુદ્દા અવગણવા ન જોઇએ.

ફરી હું કહું છું. બુદ્ધના ૮૦૦૦૦ સિદ્ધાંતોમાંથી અતિ મહત્ત્વના એવા ફક્ત એક કે બે છે. સંસારને રસ્તે ચાલવા છતાં પણ આપણે સમ્યક્-જ્ઞાન મેળવવા આંતરિક પ્રયાસો કરતા રહેવું જોઇએ. એ સંસારનો રસ્તો તે કયો ? નિષેધાત્મક નિયમોનું પાલન અને પાપનું અનાચરણ. અને સમ્યક્-જ્ઞાન તે શું ? વિષય અને વસ્તુ વચ્ચેનો ભેદ કાઢી નાંખવો, પરમ સત્યને અનુસરવું, જગતની જંજાળમાંથી મુક્ત રહેવું; કાર્ય-કારણની શૃંખલાથી થતા દુઃખોનો નાશ; અનેક સત્કર્મો કરી ધાર્મિક બદલો મેળવવો અને છેવટે પરિપૂર્ણ વાસ્તવિકતાનો ઉત્તમ અર્થ પ્રાપ્ત કરવો-તે સમ્યક્-જ્ઞાન.

કોઇએ ત્રિપિટકથી વંચિત ન રહેવું તેમજ તદંતર્ગત ઉપદેશ તથા સિદ્ધાંતોમાં ગુંચવાઇ પણ ન જવું જોઇએ. કેટલાકે ગંગાની રેતીની રજકણ જેટલા ( અસંખ્ય ) પાપો કર્યાં હોય છે, છતાં તેઓ કહે છે કે તેમણે બોધિ-અવસ્થા પ્રાપ્ત કરી છે. બોધિ એટલે જ્ઞાન-પ્રકાશ, અને તેમાં કામના બધા પાશો નષ્ટ થાય છે. જે અવસ્થામાં જન્મ કે મરણ હોતું નથી તેજ ખરી અનન્તતા.

કેટલાક કહે છે તે પ્રમાણે-જ્યારે દુઃખોદધિમાં રહેલા

છતાં આપણે સુખાવતીમાં ( Land of Bliss ) રહીએ છીએ એમ વગર વિચારે શી રીતે કહી શકાય ?

અમરતાનું સત્ય અનુભવવાની જેની ઇચ્છા હોય તેણે પવિત્રતાના નૈતિક નિયમોનું પાલન કરવું જોઇએ. જેવી રીતે જીવન-કોથળીમાંથી સહેજ પણ હવા નીકળી જાય તો મરણ નીપજે તેવીજ રીતે દરેકે નાના અપરાધોથી પણ ચેતતા રહેવું જોઇએ, કેમકે તેમાંથી છેવટે મૃત્યુ પરિણમે છે; અને જેમ જે સોયનું નાકું તૂટી ગયું છે તે નકામી થઇ જાય છે તેમ જે મ્હોટા અપરાધથી આપણી જીંદગી બરબાદ જાય તે અટકાવવા જોઇએ. મ્હોટા અપરાધોમાં, સૌથી પ્રથમ અને અગત્યના, ખોરાક તથા કપડા છે.

બુદ્ધના ઉપદેશ પ્રમાણે જે ચાલે છે તેનાથી મોક્ષ દૂર હોતો નથી, પરંતુ તેના ઉમદા વિચારોનું જે ઉલ્લંઘન કરે છે તે જન્મમરણની ઘટમાળમાં ગોથાં ખાયા કરશે. અહિં સુધી મેં વિહિત આચારોનો ઉલ્લેખ કર્યો છે, અને મ્હારા પોતાના અભિપ્રાયને આધારે નહિ પરંતુ ઉમદા પ્રમાણોના આધારે અગાઉના દાખલાઓ સંક્ષિપ્તરૂપે વર્ણવ્યા છે. હું આશા રાખું છું કે મ્હારી આ સાફ સાફ વાતોથી કોઇને ખોટું લાગશે નહિ, અને જે જે શંકા પડે તેનું નિરાકરણ કરવામાં મ્હારી આ નોંધ-પોથી ત્હમને મદદ કરશે. ( હિંદુસ્તાન અને ચીનના ) સારા તથા નરસા આચારો જો હું સ્પષ્ટ રીતે ન જણાવું તો એમાં સારૂં શું અને નરસું શું તે કોઇ કદી જાણશે ખરૂં કે ?

# પ્રકરણ ૧૦ મું

## જરૂરી અન્ન અને વસ્ત્ર

આપણા બાહ્ય શરીરને આધારની જરૂર છે, અને તે માત્ર ખોરાક અને વસ્ત્રથી નભે છે, જ્યારે આધ્યાત્મિક જ્ઞાન, જે જન્મબંધનાતીત છે, શૂન્યવાદના સિદ્ધાંતથી જ વૃદ્ધિ પામે છે અન્ન અને વસ્ત્રનો ઉપયોગ જો વિહિત નિયમવિરુદ્ધ હોય તો દરેક (ખોટું) પગલું કાંઈ ને કાંઈ અપરાધ લાવશે, જ્યારે નૈતિક નિયમ વિનાની મનની સ્થિરતા ધ્યાનમાં વધુ ને વધુ ગુંચવણ ઉભી કરશે

તેથી જેઓ મોક્ષાર્થી હોય તેમણે બુદ્ધના ઉમદા વચન અનુસાર અન્નવસ્ત્ર વાપરવા જોઈએ, અને જેઓ ધ્યાન ધરતા હોય તેમણે તેમના વિચારો સ્થિર કરવા પૂર્વગામી મુનિઓનો ઉપદેશ અનુસરવો જોઈએ આ જીંદગી તપાસો, જે વિપથગામી માણસો માટે એક માત્ર કારાગૃહ છે, પણ જે જ્ઞાન (પ્રકાશ) અને શાંતિનો ખુલ્લો દરવાજો છે એવા નિર્વાણના કિનારા માટે આતુરતાથી જોતા રહો દુઃખોદધિ માટે ધર્મની નૌકા કાફલા સહિત તૈયાર રાખવી જોઈએ અને જ્ઞાનદીપ તિમિરના ગાળામાં ઉંચો રાખવો જોઈએ વિનયમાં ઉપેક્ષા અને અનુષ્ઠાન વિષે નિયમો છે, જે વસ્ત્ર અન્ન અને પાનના નિયમો પરત્વે તદ્દન સ્પષ્ટ છે. એટલે શિખાઉ વિદ્યાર્થીઓ પણ અપરાધનો પ્રકાર જાણી શકે છે

છતાં આપણે સુખાવતીમાં ( Land of Bliss ) રહીએ છીએ એમ વગર વિચારે શી રીતે કહી શકાય ?

• અમરતાનું સત્ય અનુભવવાની જેની ઇચ્છા હોય તેણે પવિત્રતાના નૈતિક નિયમોનું પાલન કરવું જોઇએ. જેવી રીતે જીવન-કોથળીમાંથી સહેજ પણ હવા નીકળી જાય તો મરણ નીપજે તેવીજ રીતે દરેકે નાના અપરાધોથી પણ ચેતતા રહેવું જોઇએ, કેમકે તેમાંથી છેવટે મૃત્યુ પરિણમે છે; અને જેમ જે સોયનું નાકુ તૂટી ગયું છે તે નકામી થઇ જાય છે તેમ જે મ્હોટા અપરાધથી આપણી જીંદગી બરબાદ જાય તે અટકાવવા જોઇએ. મ્હોટા અપરાધોમાં, સૌથી પ્રથમ અને અગત્યના, ખોરાક તથા કપડા છે.

બુદ્ધના ઉપદેશ પ્રમાણે જે ચાલે છે તેનાથી મોક્ષ દૂર હોતો નથી, પરંતુ તેના ઉમદા વિચારોનું જે ઉલ્લંઘન કરે છે તે જન્મમરણની ઘટમાળમાં ગોથાં ખાયા કરશે. અહિં સુધી મેં વિહિત આચારોનો ઉલ્લેખ કર્યો છે, અને મ્હારા પોતાના અભિપ્રાયને આધારે નહિ પરંતુ ઉમદા પ્રમાણોના આધારે અગાઉના દાખલાઓ સંક્ષિપ્તરૂપે વર્ણવ્યા છે. હું આશા રાખું છું કે મ્હારી આ સાફ સાફ વાતોથી કોઇને ખોટું લાગશે નહિ, અને જે જે શંકા પડે તેનું નિરાકરણ કરવામાં મ્હારી આ નોંધ-પોથી ત્હમને મદદ કરશે. ( હિંદુસ્તાન અને ચીનના ) સારા તથા નરસા આચારો જો હું સ્પષ્ટ રીતે ન જણાવું તો એમાં સારૂં શું અને નરસું શું તે કોઇ કદી જાણશે ખરૂં કે ?

# પ્રકરણ ૧૦ મું

## જરૂરી અન્ન અને વસ્ત્ર

આપણા બાહ્ય શરીરને આધારની જરૂર છે, અને તે માત્ર ખોરાક અને વસ્ત્રથી મળે છે, જ્યારે આધ્યાત્મિક જ્ઞાન, જે જન્મબંધનાતીત છે, શૂન્યવાદના સિદ્ધાંતથી જ વૃદ્ધિ પામે છે. અન્ન અને વસ્ત્રનો ઉપયોગ જો વિહિત નિયમવિરુદ્ધ હોય તો દરેક ( ખોટું ) પગલું કાંઇ ને કાંઇ અપરાધ લાવશે, જ્યારે નૈતિક નિયમ વિનાની મનની સ્થિરતા ધ્યાનમાં વધુ ને વધુ ગુંચવણ ઉભી કરશે.

તેથી જેઓ મોક્ષાર્થી હોય તેમણે બુદ્ધના ઉમદા વચન અનુસાર અન્નવસ્ત્ર વાપરવાં જોઇએ, અને જેઓ ધ્યાન ધરતા હોય તેમણે તેમના વિચારો સ્થિર કરવા પૂર્વગામી મુનિઓનો ઉપદેશ અનુસરવો જોઇએ. આ જીંદગી તપાસો, જે વિપથગામી માણસો માટે એક માત્ર કારાગૃહ છે, પણ જે જ્ઞાન ( પ્રકાશ ) અને શાંતિનો ખુલ્લો દરવાજો છે એવા નિર્વાણના કિનારા માટે આતુરતાથી જોતા રહો. દુઃખોદધિ માટે ધર્મની નૌકા કાફલા સહિત તૈયાર રાખવી જોઇએ અને જ્ઞાનદીપ તિમિરના ગાળામાં ઉંચો રાખવો જોઇએ. વિનયમાં ઉપેક્ષા અને અનુષ્ઠાન વિષે નિયમો છે, જે વસ્ત્ર અન્ન અને પાનના નિયમો પરત્વે તદ્દન સ્પષ્ટ છે. એટલે શિખાઉ વિદ્યાર્થીઓ પણ અપરાધનો પ્રકાર જાણી શકે છે.

દરેક માણસ પોતાના સારા નરસા અપરાધોના પરિણામ માટે પોતે જ જવાબદાર હોવો જોઈએ એ સમજાવવા દલીલ ( કરવા ) ની અહિં આવશ્યકતા નથી. પરંતુ કેટલાક એવા માણસો છે જેઓ શિષ્યોના ગુરુ તરીકે, વિનય નિયમો વિરુદ્ધ અમર્યાદ રીતે વર્તે છે; વળી કેટલાક એવું કહેનારા પણ છે કે બુદ્ધના વિનય વિરુદ્ધ ચાલતો માણસ જગના વ્યવહારમા કાંઇ ગુન્હા પાત્ર ઠરતો નથી. કેટલાક એમ સમજે છે કે બુદ્ધ હિંદુસ્તાનમા જન્મ્યા હતા, અને હિંદી ભિક્ષુઓ હિંદી આચારોને અનુસરે છે, જ્યારે આપણે પોતે ચીનમાં અને ચીનના સાધુઓ તરીકે આપણા દેશના રીત રિવાજો અનુસરીએ છીએ. તેઓ આમ દલીલ કરે છેઃ ' દિવ્ય ભૂમિ ( ચીન ) નો મનોહર પહેરવેશ છોડી દઇને હિંદનો જુદી જ તરેહનો પહેરવેશ હમે શી રીતે અંગીકાર કરીએ ? ' આ અભિપ્રાય જેમને માન્ય હોય તેમને વિનયના પ્રમાણસર મ્હારા અભિપ્રાય જણાવું છું. પ્રવ્રાજિતના જીવન માટે વસ્ત્રના નિયમો અતિ અગત્યના છે, અને તેથી અહિં પહેરવેશની રીત હું સવિસ્તર વર્ણવીશ, કેમકે એની ઉપેક્ષા થઇ શકતી નથી, તેમજ એમાં કાંઇ ઘટાડો પણ કરી શકાતો નથી. ત્રણ વસ્ત્રો (ત્રિચીવર) સબંધમાં હિંદુસ્તાનના પાંચે ભાગોમાં ( કાપડના ) કટકા સીવી લેવામાં આવે છે, જ્યારે ફકત ચીનમાં તે ખુલ્લા રાખવામાં આવે છે. ઉત્તરના દેશોની પ્રચલિત પ્રથા વિષે મેં જાતે તપાસ કરી છે અને મ્હને જણાયું છે કે જ્યાં જ્યાં ચતુર્નિકાયવિનયનું આચરણ થાય છે ત્યાં ત્યાં આ કટકા સીવવામાં આવે છે પણ કદી ખુલ્લા રાખવામાં આવતા નથી. ૬

ધારો કે હિંદના ભિક્ષુને ચીનના સાધુના કપડા મળ્યા છે; તે ઘણે ભાગે એ કટકા પહેલા સીવી લેશે અને પછી તે પહેરશે.

બધા નિકાયોના વિનય ગ્રંથો જણાવે છે કે કટકા સીવવા અને બાંધવા જોઇએ.

વિનયમાં સવિસ્તર સમજાવેલા 'છ પરિષ્કાર' તથા 'તેર જરુરીયાતો' વિષે કડક નિયમો છે. ભિક્ષુના પડ–પરિષ્કારો નીચે પ્રમાણે છેઃ—

૧. સંઘાતી–બેવડું વસ્ત્ર.
૨. ઉત્તરાસંગ–ઉત્તરીય વસ્ત્ર.
૩. અન્તર્વાસ–અંદરનું વસ્ત્ર.

આ ત્રણ 'ત્રિચીવર' કહેવાય છે. ઉત્તરના દેશોમા સાધુઓનો ઝભ્ભો સામાન્ય રીતે કાષાય કહેવાય છે, કેમકે તેનો રંગ રતાશવાળો હોય છે.

૪. પાત્ર–પ્યાલો.
૫. નિષીદન–બેસવા કે સુવા માટે કાંઇ પણ વસ્તુ.'
૬. પરિસ્રવણ–પાણી ગાળવાનું ગરણું.

દીક્ષા લેનાર માણસ પાસે ઉપલી છ વસ્તુઓ હોવી જોઇએ.

તેર જરુરી ચીજો નીચે પ્રમાણે છેઃ—

૧. સંઘાતી.'
૨. ઉત્તરાસંગ.'

૩. અન્તર્વાસ.
૪. નિષીદન–બેસવા કે સુવાની ગોદડી.
૫. ( નિવાસન )–નીચે પહેરવાનું વસ્ત્ર.
૬. પ્રતિ–નિવાસન–બીજું ,, ,,
૭. સંકક્ષિકા–બાજુ ઢાંકતું વસ્ત્ર.
૮. પ્રતિ–સંકક્ષિકા–બીજું બાજુ ઢાંકતું વસ્ત્ર.
૯. ( કાય–પ્રોગ્છન )–શરીર લૂછવાનો કકડો.
૧૦. (મુખ–પ્રોગ્છન)–મ્હોં ,, ,,
૧૧. (કેશ–પ્રતિગ્રહ) ક્ષૌર કર્મ કરાવતી વખતે વાળ લેવાનો કકડો.
૧૨. ( કણ્ડુ પ્રતિચ્છદન )–ચાંદા ઢાંકવાનો કકડો.
૧૩. ( ભૈષજ્યપરિષ્કાર ચીવર )–દવાનો ખર્ચ ( જરૂર પડે તો ) પૂરો પાડવા રાખવાનું કપડું.

એક ગાથામાં નીચે પ્રમાણે વર્ણવામાં આવ્યું છેઃ—

'ત્રણ વસ્ત્રો, બેસવાની ગોદડી, ( ૧, ૨, ૩, ૪ )
નીચે પહેરવાના ઓઢવાના બબ્બે વસ્ત્રો, (૫, ૬, ૭, ૮)
શરીર અને મ્હોં લૂછવાના કકડા, હજામત માટે એક કકડો, ( ૯, ૧૦, ૧૧, )
ચાંદા માટે એક કકડો અને દવા માટે વસ્ત્ર ( ૧૨, ૧૩ ).

આ તેર વસ્તુઓ ગમે તે ધર્મગુરુને રાખવા દેવામાં આવે છે. આ સ્થાપિત નિયમ છે, અને બુદ્ધના ઉપદેશ પ્રમાણે એનો ઉપયોગ કરવો જોઇએ. તેથી આ તેર વસ્તુઓ બીજી

મોજશોખની ચીજો સાથે ગણાવી જોઇએ નહિ. એની એક જુદી યાદી રાખવી જોઇએ અને તે સહિસલામત તથા સ્વચ્છ રાખવી જોઇએ.

આ તેરમાંથી જે મળે તે ત્હમે રાખી શકો છો, પણ એ બધીજ વસ્તુઓ પાસે રાખવાની ભાંજગડમાં પડશો નહિં. ઉપર નહિ જણાવેલી એવી બીજી મોજશોખની ચીજો આ તેરથી જુદી જ રાખવી જોઇએ, પરંતુ ગરમ કપડા અથવા શેતરંજી લઇ શકાય છે, અને દાન આપનારની ઇચ્છા પ્રમાણે તેનો ઉપયોગ થઇ શકે છે. કેટલાક આ વસ્તુઓના બે ભાગ પાડે છે-( ૧ ) ત્રણ ચીવર અને ( ૨ ) બીજી દશ જરૂરી ચીજો. પરંતુ આવું વિભાગીકરણ હિંદી ગ્રંથોમાં જોવામાં આવેતું નથી. કેટલાક ભાષાંતરકર્તાઓએ પોતાના જ પ્રમાણ પર આધાર રાખી આ તેરના બે વિભાગ પાડયા છે. તેઓ ખાસ કરીને ત્રણ ચીવરનો ઉલ્લેખ કરે છે અને તે ઉપરાંત દશ વસ્તુઓ પાસે રાખવાની રજા આપે છે. પણ આ દશ વસ્તુઓ તે કયી ? તેઓ એનો ચોક્કસ નિર્દેશ કરી શકયા નહિ, અને એવી રીતે કેટલાક ચતુર ભાષ્યકારોને એનો લાભ લેવા દીધો. ' શીહ ' જેનો અર્થ દશ થાય છે તેનો અર્થ આ ભાષ્યકારોએ ' પર-ચુરણ ' કર્યો, પરંતુ અહિં જુના લેખકોનો વિવક્ષિત અર્થ એ હોઇ શકે નહિ.

દવાનો ખર્ચ પૂરો પાડવા રાખવા દેવામાં આવતું કપડું રેશમી અને ૬૦ ફીટ લાંબુ અથવા તો તે એક ' થાન ' હોવું જોઇએ. ( એક પી = ૨૧૨ વાર જાપાનમાં ). બીમારી અણુ-

10

ધારી આવી પડે છે, અને તરત દવા લેવા માટેનું સાધન દુર્લભ હોય છે.

. એ કારણથી અગાઉથી જ એક કાપડનો કટકો રાખવાનું ફરમાવવામા આવ્યું હતું અને બીમારી વખતે એની જરુર પડે છે એટલે બીજે પ્રસંગે એનો કદી ઉપયોગ કરવો જોઇએ નહિ. ધાર્મિક આચાર અને પરોપકારમાં પરિણમતા માર્ગમાં સાર્વત્રિક મોક્ષ એ પ્રધાન હેતુ હોય છે. શક્તિ અનુસાર માણસના ત્રણ વર્ગ હોય છે અને તે બધા એક જ માર્ગે જઇ શકે નહિ. ઉચ્ચ પ્રતિભાશાળી માણસો માટે ચાર આશ્રયો[1], ચાર કર્મો[2], અને તેર ધૂતાઙ્ગોનો[3] આદેશ કરવામાં આવ્યો હતો.

---

૧ (૧) પાસુકૂલિકાઙ્ગ; (૨) પૈણ્ડપાતિકાઙ્ગ; (૩) વૃક્ષમૂલિકાઙ્ગ; અને (૪) પૂતિમૂત્રભૈષજ્ય.

૨ (૧) નિંદાની સામી નિંદા ન કરવી;
(૨) ક્રોધનો બદલો ક્રોધથી ન વાળવો,
(૩) અપમાન કરનારનું સામું અપમાન ન કરવું;
(૪) મારનો બદલો મારથી ન વાળવો.

૩

| પાલિ | અર્થ |
|---|---|
| ૧ પાંસુકૂલિકઙ્ગમ્ (સંસ્કૃત-પાસુકૂલિક) | ધૂળના ઢગલા પરના ગાભાના બનેલા વસ્ત્રો. |
| ૨. તેચીવરિકઙ્ગમ્ (સં. ત્રૈચીવરિક) | ત્રણ વસ્ત્ર પહેરનાર |
| ૩. પિણ્ડપાતિકઙ્ગમ્ (સં. પૈણ્ડપાતિક) | સતત ભિક્ષા માંગવી. |

[ ૧૪૭મા પૃષ્ઠ પર ચાલુ ]

ઓરડીઓ રાખવાની, દાન ગ્રહણ કરવાની, તથા તેર જરુરી વસ્તુઓ રાખવાની મધ્યમ તથા નીચલા વર્ગના ધર્મગુરુઓને રજા છે. તેથી જેમની એપણા થોડી છે તેઓ મોજશોખના ખોટા આનંદથી મુક્ત છે, અને જેમને વધારે વસ્તુની જરુર છે તેમને કશાની ઉણપ રહેતી નથી. તે મહાનુભાવ પિતા

| | |
|---|---|
| ૪. સપદાનચારિકઙ્ગમ્ (સં. × ) | ઘેરે ઘેરથી ભિક્ષા માગવી. |
| ૫. એકાસનિકઙ્ગમ્ (સ. એકાસનિક) | એક બેઠકે ખાવું. |
| ૬. પત્તપિણ્ડિકઙ્ગમ્ (સં. × ) | કમણ્ડલુ સાથે ભિક્ષા માગવી. |
| ૭. ખલુપચ્છાભત્તિકઙ્ગમ્ (સં. ખનુપશ્ચાદ્ભક્તિક) | બે વખત ખોરાક ન લેવો. |
| ૮. આરઞ્ઞિકઙ્ગમ્ (સ. આરણ્યક) | અરણ્ય (જંગલ)માં રહેવું. |
| ૯ રુક્ખમૂલિકઙ્ગમ (સં. વૃક્ષમુલિક) | ઝાડ નીચે બેસવું. |
| ૧૦. અબ્ભોકાસિકઙ્ગમ્ (સં. આભ્યન્તકાશિક) | અનાશ્રિત સ્થળે રહેવું. |
| ૧૧ સોસાનિકઙ્ગમ્ (સં. સ્મશાનિક) | સ્મશાને જવું. |
| ૧૨. યથાસન્થતિકઙ્ગમ્ (સં. યથાસંસ્તરિક) | જ્યા આસન આપવામાં આવે ત્યાં બેસવું. |
| ૧૩. નેસજ્જિકઙ્ગમ્ ", (સં. નૈષધિક) | બેઠેલા રહેવું (સૂતા હોય ત્યારે પણ) |

( બુદ્ધ ) મહાન છે, જે દરેક પ્રકારની જરૂરીયાતો કૌશલ્યથી પૂરી પાડે છે, જે દેવો અને મનુજોના એક સારા નેતા છે. તે પુરુષદમ્યસારથિ કહેવાય છે.

એકસો એક ( ૧૦૧ ) વસ્તુઓ રાખવાનો ઉલ્લેખ કરતો ફકરો ( જે વિષે નાન–શાન–વિનયનો ચીની સંપ્રદાય–ઘણું કહ્યા કરે છે ), ચાર નિકાયોના વિનય–ગ્રંથોમા માલમ પડતો નથી.

જો કે કેટલાક સૂત્રોમાં એકસો એક વસ્તુઓ પરત્વે કાંઇક ઉલ્લેખ છે ખરો, તોપણ તે એક ખાસ પ્રસંગ માટે છે. એક ગૃહસ્થના ઘરમાં પણ, જેની મીલકત મ્હોટી હોય છે, કૌટુંબિક માલીકીની વસ્તુઓની સંખ્યા પચાસ પણ થતી નથી; શું એ બનવાજોગ છે કે શાક્યપુત્ર જેની દુન્યવી આસક્તિ નષ્ટપ્રાય થઇ ગઇ છે તેની પાસે સોથી વધુ વસ્તુઓ હોવી જોઇએ ? આ વિહિત છે કે નહિ એનો નિર્ણય બુદ્ધિથી થઇ શકે એમ છે.

બુદ્ધે બારીક તથા ખરબચડું રેશમ વાપરવાની પરવાનગી આપી છે. એટલે રેશમ ન વાપરવા માટે શા સારુ નિયમો બાંધવા જોઇએ ? કોકે એનો નિષેધ કર્યો હતો; જો કે એમ કરવામાં એનો ઉદ્દેશ ગુંચવણ ઓછી કરવાનો હતો; પરંતુ ઉલટું આવા કાનૂનથી ગુંચવણ વધે છે. હિંદના પાંચે ભાગોના વિનયના ચાર નિકાયો ( રેશમી વસ્ત્ર ) વાપરે છે. સુલભ રેશમ છોડી, દુષ્પ્રાપ્ય સુંદર શણ શા માટે શોધવી ? શું એ ધર્મને

મ્હોટામાં મ્હોટો અવરોધ નથી ? બુદ્ધે કદી ન ઘડેલા એવા ઉગ્ર નિષેધો સાથે આવા નિયમો મૂકી શકાય.

આનું પરિણામ એ આવે છે કે વિનયના કુતૂહલવૃત્તિવાળા વિદ્યાર્થીઓ તેમની અહંતા વધારે છે અને (રેશમનો ઉપયોગ કરનાર) બીજા માણસોનું અપમાન કરે છે. અનાસક્ત તથા ઓછા લોભવાળા માણસો આવા પુરુષોથી ઘણા શરમિંદા બને છે અને કહે છેઃ 'આત્મ-સંયમને તેઓ ધર્મસહાયક શી રીતે ગણે છે ?' પણ જો (રેશમ વાપરવાની 'ના') અનુકમ્પાના પરમ હેતુમાંથી ઉદ્ભવતી હોય, કારણ કે જીવની હિંસાથી રેશમ બનાવવામાં આવે છે, તો સજીવ પ્રાણીઓ પર દયાભાવ દાખવવા તેમણે રેશમ વાપરવું બંધ કરવું જોઇએ એ તદ્દન વ્યાજબી છે. ભલે એમ હો; પહેરવામાં આવતું કપડું તથા ખાવામાં આવતો ખોરાક, ઉભન્ને ઘણે ભાગે જીવની હિંસામાંથી આવે છે. જંતુઓ (જે ચાલતી વખતે પગ નીચે છુંદાઈ જાય છે) નો કદી વિચાર કરવામાં આવતો નથી; તો પછી માત્ર રેશમના કીડાની જ શા માટે દરકાર રાખવી જોઇએ ? જો આપણે પ્રાણી માત્રનું રક્ષણ કરવા પ્રયત્ન કરીશું તો જીવનનિર્વાહનું કાંઇ સાધન રહેશે નહિ અને અકારણે જીવનનો ત્યાગ કરવો પડશે. આ ઉપર ઘટતો વિચાર કરવાથી માલમ પડશે કે આવો આચાર યોગ્ય નથી.

કેટલાક એવા છે જે ઘી કે માખણ ખાતા નથી, ચામડાના જોડા પહેરતા નથી, તથા રેશમી કે સુતરાઉ વસ્ત્ર પહેરતા નથી

ઉપર જણાવેલા માણસોના વર્ગમાં આ બધાનો સમાવેશ થાય છે.

હવે હિંસા વિષે. જો ઇરાદાપૂર્વક કોઇ જીવને મારવામાં આવે તો આ કર્મનું ફળ મળશે; પરંતુ જો અજાણતા એમ થાય તો, બુદ્ધનું કહેવું છે કે, કાંઇ અપરાધ થતો નથી. (જો ત્રણ જાતનું શેદ્ધ[1] ગણવામા આવેલું માંસ ખાવામાં આવે તો પણ કાંઇ અપરાધ થતો નથી. આ નિયમની ભાવનાની અવગણના કરવામાં આવે તો તેમાં કાંઇ ન્હાનો ગુન્હો થશે.

(ઉપર્યુક્ત ત્રણ પ્રકારના માંસાહારમાં) આપણો હિંસાનો કાંઇ વિચાર હોતો નથી, અને તેથી આપણને એવું કારણ કે દલીલ મળે છે, જે આપણો એ માંસાહાર અપરાધરહિત બનાવે છે. દાન તરીકે મળતી કાંઇ પણ વસ્તુ જેટલું (આવું માંસ શુદ્ધ છે) અને તેથી આપણી દલીલ તદ્દન સ્પષ્ટ કરવામાં સહાયભૂત અને એવો દાખલો આપણને મળે છે. જ્યારે (આપણા માંસાહારના) કારણ તથા ઉદાહરણ આટલા સ્પષ્ટ તથા દોષમુક્ત હોય છે ત્યારે જે સિદ્ધાંતનુ આપણે પ્રતિપાદન કરીએ છીએ તે પણ સ્પષ્ટ તથા દૃઢ બને છે. અનુમાનના ત્રણે પ્રકારો ઉપર જેટલી સ્પષ્ટ રીતે રચવામાં આવ્યા છે, અને વળી એનેજ અનુમતિ આપતા બુદ્ધના પણ સોનેરી શબ્દો આપણી પાસે છે. તોપછી હવે વધુ દલીલમાં ઉતરવાની શી ઉપયોગિતા રહી છે? જેવી રીતે ('પાંચ દિવસને' બદલે) 'પાંચ એ' એવો

૧ જુઓ પ્રક. ૯ મું.

સંદિગ્ધ પાઠ એક લેખકની કલમમાંથી ઉદ્ભવ પામ્યો છે, તથા જેવી રીતે શ્રદ્ધાવાન માણસોએ ('પૃથ્વી-ભૂંડ' ને બદલે) 'ત્રણ કુક્કર' વિષે ખોટો ખ્યાલ સાચો સ્વીકાર્યો છે, (તેવી રીતે જો આપણે લાંબી દલીલમાં ઉતરીએ તો લોકો ગુંચવણમાં પડે છે).

રેશમના કીડાના કોશીટાની (બીજા પાસેથી) જાતે માંગણી કરવી, અથવા જંતુઓની હિંસા થતી જેવી-એવા કર્મો ગૃહસ્થો માટે પણ વિહિત નથી, તો પછી મોક્ષની અભિલાષ ધરાવતા માણસો વિષે પૂછવું જ શું ? આ દૃષ્ટિ-બિંદુથી જોતાં, આવાં કર્મો આપોઆપજ તદ્દન અવિહિત સાબીત થઇ જાય છે. પણ આપણે માની લો કે એક દાનપતિ (રેશમી કાપડ જેવી કાંઇ ચીજ) લાવી, ભેટ આપે તો ધર્મ-ગુરુએ 'અનુમત' શબ્દ ઉચ્ચારી તે દાન સ્વીકારવું, કેમકે તેથી જ્યારે તે સદ્ગુણો કેળવે છે ત્યારે પોતાના શરીરના આધારનું તેને એક સાધન સાંપડે છે; એમ કરવાથી તે દોષપાત્ર ઠરતો નથી. હિંદુસ્તાનના પાંચ ભાગમાં ધર્મોપદેશકે પહેરવાના વસ્ત્ર, કપડાના તાંતણા ઉભા કે આડા આવે છે તે પર કાંઇ પણ ધ્યાન આપ્યા વિના, ફાવે તેમ સીવવામાં આવે છે. તે તૈયાર થતાં ત્રણ કે પાંચ દિવસથી વધુ વખત લાગતો નથી. હું ધારૂં છું કે રેશમના એક આખા તાકામાંથી એક કાષાય પાંચ હાથનો અને બીજો સાતનો બની શકે. તેમાં 'લાઇનીંગ લેંગ્થ્સ' ત્રણ આંગળ અને ગળેબંધ એક ઇંચ હોય છે. આ ગળેબંધને ટાંકામારેલી ત્રણ હાર હોય છે જ્યારે લીટીવાળા કટકા બધા

સાથે સીવેલા હોય છે. આ ઝભ્ભા કાંઇ ધર્મક્રિયા વખતે વપરાય છે. અને સારૂં અને સુંદર વસ્ત્ર આપણે શા માટે વાપરવું જોઇએ? ફાટેલું વસ્ત્ર પહેરવામા કરકસરનો હેતુ હોય છે. ધૂળના ઢગલા પર પડેલા ચૂંથા કોઇક વખતે કોઇ ભેગા કરે છે, કોઇક વખત સ્મશાન–કુ જમા નાખેલા ચૂંથા કોઇ વીણી લે છે, એ બધા એકઠા કરી, તેને સીવી લેવામા આવે છે, અને ઠંડી તથા ગરમીના વખતમાં શરીરનું રક્ષણ કરવા તેનો બનાવેલો ઝભ્ભો પહેરવામાં આવે છે. કેટલાક વળી એવા છે, જે કહે છે કે વિનય–ગ્રંથોમાં નિષીદન તે જ ત્રિચીવર છે, પણ જ્યારે એમ સ્પષ્ટ જણાયું કે (નિષીદનો પૈકી) જંગલી કોશીટામાથી બનાવેલુ નિષીદન નિષિદ્ધ છે, ત્યારે એક વિચિત્ર વિચાર દાખલ થયો, અને એમ માનવામા આવ્યું કે ધર્મોપદેશકના વસ્ત્રો રેશમી હોવા જોઇએ નહિ અને (તેથી) ઉપદેશકો શણ પસંદ કરવા ખાસ કાળજી રાખતા. પરંતુ તેમને ખબર નહોતી કે મૂળ ગ્રંથમાં નિષીદન એટલે આરંભથી જ ગોદડી હતી

રેશમના કીડાનું નામ કૌષેય ( ન ) છે, અને તેમાથી થતું રેશમ પણ કૌષેય ( ન ) નામથી જ ઓળખાય છે. એ ઘણું કીંમતી છે અને એને ( ગોદડી તરીકે ) વાપરવાની મનાઇ છે ગોદડી બનાવવાની બે રીત છેઃ ( ૧ ) કપડાને એવી રીતે સીવવું કે જેથી તે એક કોથળી જેવુ થાય અને પછી તેમા ઉન ઘાલવું, ( ૨ ) ( સુતરના ) તારને વણી ગોદડી બનાવવી અને તે ચુ–શુ¹ને ક્રાઇક મળતી આવે છે. એ ગોદડી બે હાથ

૧ Kneetin,–Mat.

પહોળી અને ચાર હાથ લાંબી હોય છે; અને ઋતુ પ્રમાણે તે જાડી કે પાતળી રાખવામાં આવે છે. કોઇ પાસે એની માગણી કરવી એ નિષિદ્ધ છે, પણ જો બીજા તે આપે તો, ( તે સ્વીકારવામાં ) કાંઇ દોષ નથી, પરંતુ ( બુદ્ધે ) તે વાપરવાની પરવાનગી આપી નહોતી, અને ( તે માટે ) કડક નિયમો સવિસ્તર ઘડવામાં આવ્યા હતા. આ બધી વસ્તુઓ સુવા માટેની છે, અને ત્રિચીવર જેવી જ એ રીતે નથી.

'યોગ્ય જીવનનિર્વાહ,' જેનો વિનયમાં ઉલ્લેખ છે, એટલે પોતાનો ખોરાક. વિહિત નિયમ પ્રમાણે જમીન ખેડવી જોઇએ ( એટલે કે પોતાને માટે ખેતી કરવી અવિહિત છે, પણ સંઘ માટે તેમ કરવાની છૂટ છે. ) બી વાવવા અથવા ઝાડ રોપવા એ ધર્મ વિરુદ્ધ નથી. નિયમ પ્રમાણે ખોરાક લેવામાં આવે તો તેમાં કાંઇ દોષ નથી, કારણ કે શરુઆતમાં કહેવામાં આવ્યું છે કે 'પોતાનું ચારિત્ય ઘડવાથી માણસ તેનું સુખ વધારી શકે છે.'

વિનયના શાસન મુજબ, જ્યારે સંઘ ધાન્યક્ષેત્ર ખેડે છે ત્યારે અંગ મહેનત કરી ખેડનાર વિહારવાસી નોકરોને કે બીજા મજૂરોને ઉત્પન્ન થયલા માલમાંથી ( થોડો ) ભાગ આપવો પડે છે. ખેતીની પેદાશના છ ભાગ પાડવા જોઇએ અને $\frac{1}{6}$ ભાગ સંઘે લેવો જોઇએ; સંઘે ખેતી માટે જમીન તથા બળદ પૂરા પાડવા જોઇએ, એ સિવાય બીજા માટે તે જવાબદાર નથી. કેટલીક વખત મોસમ પ્રમાણે માલની વહેંચણી કરવી જોઇએ.

પશ્ચિમના ઘણા ખરા વિહારો ઉપલો રિવાજ અનુસરે છે, પણ કેટલાક અતિ લોભી હોય છે અને માલની વહેંચણી કરતા નથી, પરંતુ ધર્મગુરુઓ જાતે દાસદાસીઓને કામ સોંપે છે અને ખેતી બરાબર થાય છે કે નહિં તેની તપાસ રાખે છે.

નૈતિક શીલનું પાલન કરનારા બીજાએ આપેલો ખોરાક લેતા નથી, કેમકે એમ માનવામાં આવે છે કે આવા ધર્મગુરુઓ જાતે જ કામની યોજના ઘડી કહાડે છે અને અનુચિત વૃત્તિથી પોતાને નિભાવે છે, કારણ કે ભાડુતી મજૂરો પર સખ્તાઇ દર્શાવવાથી માણુસ સહેજે રાગયુક્ત બને છે. બીજ કદાચ ભાંગી જાય અને જમીન ખેડતી વખતે જંતુઓને ઘણી ઇજા થાય છે. માણસનો દૈનિક ખોરાક એક શાંગ ( = પ્રસ્થ ) થી વધુ હોતો નથી, અને તેટલું ( અન્ન ) મેળવવા પ્રયત્ન કરતાં સેંકડો પાપોના પાત્ર થવાનું કોણ માથે લે ?

એ કારણથી પ્રામાણિક માણસ કૃષિકારના કંટાળા—ભરેલા કામને તિરસ્કારે છે, અને લોટો અને ભિક્ષાપાત્ર લઇ કાયમને માટે તેથી વિમુખ રહે છે.

આવો માણસ શાંત અરણ્યમાં કો સ્થળે જઇ સ્વસ્થ બેસે છે, અને વિહંગો તથા હરિણોના સંસર્ગમાં રહી આનંદ લે છે; કીર્તિ અને લાભના ઘોંઘાટ ભર્યા ધંધામાંથી મુક્ત બની, નિર્વાણની પરમ શાંતિ મેળવવા તે પ્રયત્ન આદરે છે. વિનય પ્રમાણે સંઘને માટે નફો મેળવવા પ્રયાસ કરવાની ભિક્ષુને

છૂટ છે, પણ બુદ્ધના ઉપદેશમાં જમીન ખેડવી તથા જીવની હિંસા કરવી એ વિહિત નથી, કારણ કે જંતુઓની હિંસા કરવામાં તથા ઉચિત કર્મના અવરોધમાં ખેતી જેટલું મ્હોટું બીજું કોઇ પણ વિઘ્ન નથી. ઉપલબ્ધ ગ્રંથોમાં મ્હારા વાંચવામાં એવું કયાંયે નથી આવ્યું કે જમીન '( ખેડવા ) થી પાપયુકત બનાય છે અને અનુચિત વૃત્તિવાળા થવાય છે. પણ ત્રિચીવર વિષેના નિયમો જે નિર્દોષતાથી, અરે, ખરી રીતે પાળી શકાય–તે પરત્વે લોકોએ કેટલી શાહી નકામી બગાડી છે! અફસોસ! જેઓ શ્રદ્ધાવાન છે તેમને જ આ વાતો સમજાવી શકાય, પરંતુ શંકાશીલ માણસો સાથે એ વિષે ચર્ચા થઈ શકે નહિ. મ્હને એટલો જ ભય છે કે જેઓ ( બીજાને શીલ શીખવે છે તેઓ કદાચ દુરાગ્રહી મત સ્વીકારે.

જ્યારે હું પહેલી જ વખત તામ્રલિપ્તિ ગયો હતો ત્યારે વિહારની બહાર ચોગાનમાં ત્યાંના કેટલાક ભાડુતો મેં જોયા હતા. તેઓ અંદર દાખલ થયા, અને કેટલાક શાકના ત્રણ ભાગ તેમણે પાડયા, અને તેમાંનો એક ભાગ ધર્મગુરુઓને આપી બાકીના બે ભાગ લઇ ત્યાંથી તેઓ ચાલ્યા ગયા. તેમણે શું કર્યું તે હું સમજ્યો નહિ, અને ( તેથી ) મેં પૂજ્ય ટા–શાંગ–ટાંગ ( મહાયાન પ્રદીપ ) ને પૂછયું કે એનો ઉદ્દેશ શો હતો. તેણે ઉત્તર આપ્યો: ' આ વિહારના ઘણા ખરા ધર્મગુરુઓ શીલના ઉપાસક છે. તે મહાન મુનિએ ધર્મગુરુને જાતે ખેતી કરવાની મનાઈ કરી છે, તેથી તેઓ બીજાને તેમની મહેસુલ ભરવાની જમીન મફત ખેડવા દે છે, અને તેમાંથી ઉત્પન્ન થયલા માલ-

માંથી એક નાનો ભાગ જ તેઓ લે છે. એ પ્રમાણે, સાંસારિક બાબતો ત્યજી, અને ક્ષેત્રોને પાણી સીંચવાથી તથા ખેડવાથી જીવોને થતી હિંસાના પાપથી મુક્ત રહી, તેઓ પ્રામાણિક જીવન ગાળે છે. '

વળી મ્હારા જોવામાં એમ પણ આવ્યું હતું કે દર ન્હવારે ( તે વિહારની ) વ્યવસ્થા કરનાર ધર્મગુરુ એક કુવા તરફનું પાણી તપાસતો, અને તેમાં જંતુ જણાતા તો તે પાણી ગાળવામાં આવતું, અને નહિ તો તે વપરાશમાં લેવાતું. અને ગમે તે વસ્તુ–શાકભાજીની એક કુંપળ પણ–જો બીજા માણસો ( ધર્મગુરુઓને ) આપતા તો, સંઘની અનુમતિ લઇ તેનો ઉપયોગ કરવામાં આવતો. તે વિહારમાં કોઇ મ્હોટો હોદ્દો રાખવામાં આવ્યો નહોતો. જ્યારે કાંઇ પણ લેવડદેવડ કરવામાં આવતી ત્યારે તેનો નિર્ણય સંઘજ કરતો; અને જો કોઇ પણ ધર્મગુરુ પોતે એકલો જ કોઇ વિવાદનો તોડ આણતો, અથવા સંઘની ઇચ્છાને માન આપ્યા વગર સ્વેચ્છાએ તે ધર્મગુરુઓ તરફ અનુગ્રહ દર્શાવતો કે અયોગ્ય રીતે વર્તતો તો તેને ( વિહારમાંથી ) કાઢી મૂકવામાં આવતો અને તે ' કુલપતિ ' કહેવાતો–( ગૃહસ્થના જેમ વર્તવાથી ).

મ્હારા જોવામાં વળી નીચેની બાબતો પણ આવી હતી. જ્યારે સાધ્વીઓ ધર્મગુરુ પાસે વિહારમાં જતી ત્યારે પ્રથમ ( તેમનો ઉદ્દેશ પરિષદ્‌ને ) જાહેર કર્યા બાદ ત્યાં જતી. જ્યારે ધર્મગુરુઓને સાધ્વીના ઓરડામાં જવાનો પ્રસંગ આવતો

ત્યારે ( પહેલાં ) તપાસ કર્યા બાદ ત્યાં તેઓ જતા. જો તેમના વિહારથી તે સ્થળ દૂર હોય તો તેઓ ( સાધ્વીઓ ) બે સાથે જતી; પણ જ્યારે કાંઇ જરૂરી કારણ માટે કોઇ ગૃહસ્થને ઘેર તેમને જવાનું થતું, ત્યારે ચાર જણી સાથે ત્યાં જતી. મ્હારા જોવામાં આવ્યું હતું કે દરેક માસના ચાર ઉપવસ્થ દિવસે ધર્મગુરુઓનું એક મ્હોટું ટોળું ઘણા વિહારોમાંથી આવી, ત્યાં મોડી સાંજે એકત્ર થતું અને વિહારની ક્રિયાઓના વાંચનનું શ્રવણ કરતા. પછી વધુ પૂજ્યભાવથી તે ( ક્રિયાઓ ) નું તેઓ પાલન કરતા.

તે ઉપરાંત આ બાબતો પણ મ્હારા જોવામાં આવી હતી. એક દિવસ એક છોકરા સાથે એક ભાડુતની પત્ની માટે એક ઉપાધ્યાયે બે શાંગ ( પ્રસ્થ ) ચોખા મોકલ્યા. આ કૃત્યને એક પ્રકારનું છલ ગણવામાં આવ્યું હતું. એ વાત પરિષદ્ આગળ એક માણસ લાવ્યો. તે ઉપાધ્યાયને બોલાવી મંગાવી, તેની તપાસ કરવામાં આવી અને તેણે તથા તેના બે જોડીદારે તે ગુન્હો કબૂલ કર્યો. જો કે તે અપરાધયુક્ત હતો તોપણ શરમિંદો બની તેણે સંઘમાંથી પોતાનું નામ બાતલ કરાવ્યું, અને સદાને માટે વિહાર છોડી ચાલ્યો ગયો. તેના ગુરુએ બીજા માણસ સાથે ( તેના બાકી રહેલા ) કપડાં તેને મોકલી આપ્યાં. એ પ્રમાણે જાહેર અદાલતમાં કદી પણ ગયા વિના, બધાય ધર્મગુરૂઓ પોતાના નિયમોને તાબે થતા. જ્યારે જ્યારે સ્ત્રીઓ વિહારમાં પ્રવેશ કરતી ત્યારે ત્યારે તેઓ ( ધર્મગુરુના ) આવાસમાં કદી જતી નહિ, પણ તેમની સાથે (બાજુની) ચાલમાં

પળવાર વાત કરી પાછી ચાલી જતી. તે સમયે તે વિહારમાં અ–રા–હુ–લ–મિ–ત–ર ( રાહુલ મિત્ર )[૧] નામનો એક ભિક્ષુ હતો. ત્યારે તે ત્રીશેક વર્ષનો હતો; તેનું વર્તન ઘણું સારૂ હતું અને તેની કીર્તિ ઘણી ફેલાયલી હતી. દરરોજ તે ૭૦૦૦ શ્લોકથી ભરપુર રત્નકૂટ–સૂત્ર[૨] વાંચતો. ધર્મશાસ્ત્રના ત્રણ સંગ્રહોમાં જ તે વિશારદ હતો એમ નહિ પણ ચાર વિદ્યાના સાંપ્રદાયિક સાહિત્યમાં પણ તે સંપૂર્ણ નિષ્પન્ન હતો. હિંદુસ્તાનના પૂર્વ પ્રદેશમાં ધર્મગુરુઓના શિરોમણિ તરીકે તેનો સત્કાર થતો હતો. દીક્ષા લીધા પછી તેણે સ્ત્રીની સાથે કદી મ્હોડા મ્હોડ વાત કરી નહોતી–સિવાય કે પોતાની માતા તથા ભગિની તેની પાસે

૧ આ રાહુલ મિત્ર તે તેજ રાહુલમિત્ર કદાચ હોઇ શકે જેના શ્લોકો વલ્લભદેવની સુભાષિતાવલિમાં તથા શાર્ઙ્ગધરપદ્ધતિમાં આપવામાં આવ્યા છે. એ શ્લોકો—

( ૧ )સુભા, ૨૯૦૦: यः कुरुते प्रयोषित्सङ्गम्
धाञ्छति यश्च धनं परकीयम् ।
यश्च सदा गुरुवृद्धविमानी
तस्य सुखं न परत्र न चेह ॥

(૨) શાર્ઙ્ગ. ૧૩૫, ૧૪: उन्निद्रकन्दलदलान्तरलीयमान–
गुञ्जन्मदान्धमधुपाञ्चितमेघकाले ।
स्यस्मिन्नपि यः प्रवसति प्रविहायकान्ताम्
तस्मै विषाणरहिताय नमो वृषाय ॥

૨ આ સૂત્રના બે ભાષાંતરો ચાઇનીસ સંગ્રહમાં મોજૂદ છે; એક ચ્યુ. મ, ૨૫–૨૨૦ માં અને બીજું ઇ. મ. ૫૬૯–૬૧૮માં.

આવ્યા હતા ત્યારે ( પોતાની ઓરડી ) બહાર તેમને તે મળ્યો હતો. તે એમ શા માટે વર્તતો હતો તે વિષે એક વખત મેં ત્હેને પૂછયું હતું, કેમકે ( એમ વર્તવા માટે ) એવો કાંઇ કાનૂન નથી. તેણે ઉત્તર દીધોઃ ' મ્હારામાં સહેજે દુન્યવી રાગો ભરેલા છે, અને એ પ્રમાણે વર્ત્યા વિના હું તેનું મૂળ અટકાવી શકું નહિ. જોકે ( સ્ત્રીઓ સાથે વાત કરવાને ) તે પુણ્યાત્માએ આપણને મનાઇ કરી નથી, તો પણ ( તેમને દૂર રાખવી ) એ યોગ્ય ગણાય-જો તેમ કરવામાં આપણો હેતુ આપણી અનિષ્ટ ઇચ્છાઓ અટકાવવાનો હોય તો.'

બહુશ્રુત સંમાનનીય ધર્મગુરુઓને તેમજ ત્રણ સંગ્રહમાંથી એકનો પરિપૂર્ણ અભ્યાસ કરનારાને પરિષદ્ (વિહારના) કેટલાક ઉત્તમ ઓરડાઓ તથા નોકરો આપે છે. જ્યારે આ માણસો દરરોજ પ્રવચન આપતા ત્યારે વિહારવાસીઓને કરવાના કામથી તેમને મુક્ત રાખવામાં આવતા. જ્યારે તેઓ બહાર જતા ત્યારે તેઓ પાલખી વાપરી શકતા, પણ ઘોડા ઉપર તેઓ જઇ શક્તા નહિ. વિહારમાં બહારથી આવનાર કોઇ પણ ધર્મગુરુની પાંચ દિવસ સુધી ખોરાકથી સુંદર શુશ્રૂષા પરિષદ્ કરતી. તે દરમ્યાન મુસાફરીના થાકથી તેને આરામ લેવાનું કહેવામાં આવતું. પણ એ મુદત પછી એક સામાન્ય વિહારવાસીના જેવી તેની માવજત થતી. જો તે ચારિત્ર્યશાળી જણાતો તો, તેમની સાથે રહેવા પરિષદ્ તેને વિનંતિ કરતી, અને તેના દરજ્જા મુજબ તેને પથારીનુ સરસામાન આપવામાં આવતું. પણ જો તે વિદ્વાન માલમ પડતો નહિ તો, તેને એક માત્ર

ધર્મગુરુના જેવો ગણવામાં આવતો; અને જો તે બહુશ્રુત જણાતો તો, ઉપર જણાવ્યા પ્રમાણે તેની બરદાસ થતી. ત્યાર બાદ વિહારવાસી ધર્મગુરુઓના નામના પત્રકમાં તેનું નામ દાખલ કરવામાં આવતું. હવે એ ત્યાં રહેતા જુના માણસો જેવો જ ગણાતો. જ્યારે જ્યારે કોઇ ગૃહસ્થ કાંઇ સદ્વૃત્તિથી ત્યાં આવતો ત્યારે ત્યારે તેના હેતુ વિષે પૂર્ણ તપાસ કરવામાં આવતી, અને જો તેની ઇચ્છા ધર્મગુરુ થવાની જણાતી તો, પ્રથમ તેના ( માથાનું ) મુંડન કરવામાં આવતું. ત્યાર બાદ રાજ્યના પત્રક સાથે તેના નામને કશો સંબંધ રહેતો નહિ, કેમકે વિહારનું એક નામ-પત્રક ( જેમાં તેનું નામ દાખલ કરવામાં આવે છે ) હોય છે. પાછળથી જો તે નિયમોનું ઉલ્લંઘન કરતો તેમજ ધાર્મિક ક્રિયાઓ કરવાનું ચૂકતો તો ઘંટ વગાડ્યા વિના તેને વિહારની બહાર કાઢી મૂકવામાં આવતો. અંદર અંદર પાપની કબૂલાત કરવાને લીધે, ધર્મગુરુઓના અપરાધો આગળ વધતાં પહેલાં અટકાવવામાં આવતા.

આ બધી બીનાઓનું અવલોકન કર્યા પછી, આવેગસહ મેં મ્હારી જાતને સંબોધન કર્યું: ' જ્યારે હું સ્વેદશ ( ચીન ) હતો ત્યારે હું મ્હને પોતાને વિનયમાં પંડિત ( થયલો ) માનતો, અને જ્યારે મ્હને એવો ખ્યાલ પણ નહોતો કે એક દિવસ, અહિં આવી, હું મ્હને પોતાને ( તે વિષયથી ) અજ્ઞાત સાબીત કરીશ. જો હું પશ્ચિમમાં આવ્યો ન હોત તો, આના જેવા ખરા રીતરિવાજો નિહાળવા હું ક્યારે શક્તિમાન થાત !'

ઉપર નિર્દિષ્ટ કરેલી ક્રિયાઓમાંથી કેટલીક વિહારને લગતી છે, જ્યારે બીજી ( ક્રિયાઓ ) આત્મ-સંયમના આચાર માટે ખાસ યોજવામાં આવી છે; બાકીની બધીય તથા ( બુદ્ધના કાળથી ) આ દૂતરમ સમયમાં પાળવાની અતિ અગત્યની ક્રિયાઓ વિનયમાં આપવામાં આવી છે. તામ્રલિપ્તિના ભ-ર-હે[1] વિહારનું આ બધું કર્મકાણ્ડ છ.

નાલન્દ વિહારની વિધિઓ તો એથી યે વધુ કડક છે. ત્યાં વિહારવાસીની સંખ્યા મ્હોટી છે અને ૩,૦૦૦ થી વધુ છે. તેની માલીકીની જમીનના વિસ્તારમાં ૨૦૦ કરતાં વધારે ગામો આવેલાં છે. અનેક પેઢીના રાજવીઓએ તે ગામો (એ વિહારને) દાન તરીકે આપ્યાં છે. વિનયનું કડક પાલન થાય છે એ વાતને લીધે જ એ પ્રમાણે ધર્મની આબાદી સતત ચાલુ રહે છે.

ચીનમાં જે રિવાજોનું આચરણ જોવામાં આવે છે એવા રિવાજો મેં ( હિંદમાં ) કદી જોયા નથી. ( વિહાર સબંધી કોઈ વાતનો નિર્ણય કરવામાં ) સામાન્ય અધિકારીઓની એક ખાસ બેઠક ન્યાયમંદિરમાં રાખવામાં આવે છે, અને એ વિષય સાથે સબંધ ધરાવનારા ધર્મગુરુઓ એક હારમાં ત્યાં હાજરી આપે છે, અને સામાન્ય માણસોની માફક બૂમ મારે છે અને લડે છે, અથવા એકબીજાને છેતરે છે અને તિરસ્કારે છે. બહાર જતા અમલદારને વિદાય આપવા તથા નવા આવતા અધિકારીને સત્કારવા તેઓ આમતેમ દોડાદોડ કરે છે. આ નવા

૧. બરહત અથવા વરાહ ?

અધિકારીની તપાસ વિહારની બાબતો સુધી આવતી નથી ત્યારે તે ધર્મગુરુઓ તેને ઘેર પહોંચે છે, અને નીચલા અમલદારો તરફથી પણ (એવો જ) અનુગ્રહ મેળવવા (એટલી ઉતાવળથી) યાચના કરે છે કે તે અધિકારીની કુશળતા પૂછવાનું પણ તેઓ બાજુએ રાખે છે.

આપણે ઘરબાર શા માટે ત્યજીએ છીએ ? એનું કારણ એ કે પાંચ ભયોનો[1] ભયંકર માર્ગ ત્યજવા, દુન્યવી ઉપાધિઓથી વિમુખ રહેવા, અને તેમ કરી તે ઉમદા અષ્ટવિધ માર્ગના પ્રશાંત શિખરે પહોંચવા આપણે ઇચ્છીએ છીએ. તો પછી, આપણે દુઃખોમાં ડૂબી ફરી (પાપ–) જાલમાં ફસાવું એ શું યોગ્ય છે ?

જો આપણે એ પ્રમાણે વર્તીશું તો, નિર્વાણ પ્રાપ્ત કરવાની આપણી ઇચ્છા કદી સિદ્ધ થશે નહિ. અરે, એમ કહી શકાય કે આપણે તદ્દન મોક્ષવિરુદ્ધ વર્તી રહ્યા છીએ તેમજ નિર્વાણને માર્ગે આપણે ચાલતા નથી. તેર ધૂતાઙ્ગોનું આચરણ કરી આપણે આપણું જીવન નિભાવવું જોઇએ, અને આપણા સંજોગ અનુસાર માત્ર તેર જરૂરી વસ્તુઓ પાસે રાખવી એ જ વ્યાજબી છે. કર્મની અસર નષ્ટ કરવી જોઇએ; આપણા ગુરુ, સંઘ તથા માતાપિતાએ અર્પેલા લાભોનો બદલો આપણે વાળવો જોઇએ, તથા દેવો, નાગો અને રાજાઓએ દર્શાવેલી ઉંડી અનુકમ્પાનો બદલો આપણે પાછો વાળવાનો છે. એ પ્રમાણે

૧ (૧) ઉદરનિર્વાહની ભીતિ, (૨) અપકીર્તિ, (૩) મૃત્યુ; (૪) અધમ યોનિમાં–પ્રાણી વગેરે–જન્મ અને (૫) દુન્યવી અસર.

વર્તવુ એ ખરેખર પુરુષદમ્યસારથિ (બુદ્ધ)ને પગલે તેમજ વિનય-પથે ચાલવા બરાબર છે કે, આ પ્રમાણે, ધર્મગુરુ કેવા પ્રકારનુ જીવન ગાળે છે તેની ચર્ચા કરી છે, તેમજ (ચીન તથા હિંદની) આધુનિક પ્રણાલિકા વિષે મે લખ્યુ છે બધાય સદાચારી માણુસોને મ્હારી આ ચર્ચા કટાળા ભરેલી ન લાગે !

ચાર નિકાયોની વિશિષ્ટતા નિવાસન પહેરવાની ભિન્ન ભિન્ન રીતમા જોવામા આવે છે મૂલસર્વાસ્તિવાદનિકાય બન્ને બાજુ પર છેડાને ઉચે ચઢાવે છે, મેખલામાથી છેડાઓ ખેચી તેના ઉપર લટકાવે છે, જ્યારે મહાસંઘિકનિકાય જમણા છેડાને ડાબી બાજુ લઈ જાય છે અને (મેખલા નીચે) સખત દબાવે છે કે જેથી તે ઢીલો પડે નહિ મહાસંઘિકનિકાયનુ નિવાસન પહેરવાની રીત હિંદી સ્ત્રીઓની રીતને મળતી છે સ્થવિરનિકાય તથા સમ્મિતિનિકાયના (નિવાસન પહેરવાના) નિયમો મહાસંઘિકનિકાયના નિયમના જેવાજ છે, સિવાય કે પ્રથમ નિર્દિષ્ટ બે નિકાયો છેડાને બહાર રાખે છે, જ્યારે બીજામા ઉપર જણાવ્યા પ્રમાણે તે અંદર ખોસવામા આવે છે કાયબન્ધનની બનાવટ પણ જુદી જુદી જાતની હોય છે

પરિવ્રાજિકાએ પહેરવાના નિવાસનની રીત પોતાનાજ નિકાયના ભિક્ષુની રીતના જેવીજ છે પણ ચાઈનીસ સંકક્ષિકા, સ્કંધાચ્છાદક ઝભ્ભા, નિવાસન, સુરવાલ, પાયજામા, કાષાય, તથા ખમીશ—એ બધા વસ્ત્રો મૂળ નિયમો વિરુદ્ધ તૈયાર કરવામા આવે છે એકજ વસ્ત્રમા બન્ને બાય રાખવી, જેનો પાછલો ભાગ સાથે સીવી લેવામા આવે છે—માત્ર એજ નહિ

પણ તે વસ્ત્ર પહેરવાની રીત પણ વિનયના નિયમો અનુસાર નથી ચીનની કપડા પહેરવાની બધીય રીતો અપરાધ ઉદ્ભવ કરી શકે એવી છે

ચીની પોશાકમા આપણે હિંદ આવીએ તો, અહિના લોકો આપણને હસી કાઢે છે, આપણે મનમા ઘણી લજ્જા પામીએ છીએ, અને પરચુરણ ઉપયોગ માટે આપણા કપડા ફાડી નાખીએ છીએ, કેમકે તે બધા અવિહિત છે જો હુ આ મુદ્દો સમજાવુ નહિ તો, ખરી વાત કોઇ જાણશે નહિ જો કે સાફ સાફ કહી દેવાની મ્હારી ઇચ્છા છે, છતાય મ્હારો વાચક વર્ગ કોપાયમાન થઇ જાય તેની મ્હને ભીતિ રહે છે એજ કારણથી મ્હારા નમ્ર વિચારો દર્શાવતા હુ અચકાઉ છુ, તો પણ એ મુદ્દાઓ પર સતત મનન કરતો હુ આમતેમ પર્યટન કરતો જાઉં છુ

પોશાક ( પહેરવા ) ના યોગ્ય નિયમો પર સુજ્ઞો ગભીર લક્ષ આપશે તથા તે તપાસશે એવી આશા હુ રાખુ છુ વળી, હિંદના ગૃહસ્થો, ઉચ્ચ વર્ગના અમલદારો તથા માણસો પોતાના પોશાક માટે સફેદ નરમ વસ્ત્રની એક જોડ રાખે છે, જ્યારે ગરીબ તેમજ નીચલા વર્ગના લોકો માત્ર શણનુ એક વસ્ત્ર રાખે છે સઘના ગૃહરહિત સભ્યો જ ત્રિચીવર તથા છ જરૂરીયાતો પોતાની પાસે રાખી શકે છે, અને જે ધર્મગુરુને વધારે ચીજો રાખવાની ઇચ્છા હોય તે તેર જરૂરી વસ્તુઓ વાપરી શકે છે ચીનમા બે બાયવાળુ અથવા એક પીઠવાળુ વસ્ત્ર રાખવાની ધર્મગુરુઓને છૂટ નથી, પણ ખરી વાત એ છે કે તેઓ પોતાની

મેળે ચીની આચારોને અનુસરે છે અને ખોટી રીતે તેને હિંદી (આચારો) કહે છે. હવે હું જમ્બુદ્વીપ તથા બધાય દૂરના દ્વીપોના લોકો તેમજ તેમના પહેરવેશની રૂપરેખા દોરીશ. મહાબોધિથી લીન-ઇ (ચંપા) સુધી પૂર્વમાં કવાન-ચાઉ (અન્નમસાં)ની દક્ષિણ સીમા સુધી વિસ્તરેલા વીશ દેશો છે. નૈઋત્ય ખૂણા તરફ જતાં આપણે સમુદ્ર પાસે આવીએ છીએ; અને તેની હદ ઉત્તર કાશ્મીરમાં છે. દક્ષિણ સમુદ્રમાં દશ કરતાં વધુ ટાપુઓ છે; એ ઉપરાંત સિંહલદ્વીપ (સીલોન) પણ ત્યાં છે. આ બધા ભાગોમાં લોકો બે 'કામળ' (કમ્બલ) પહેરે છે. એ શણની બનેલી હોય છે અને આઠ ફીટ લાંબી હોય છે; એને કાયબન્ધન હોતું નથી તેમજ એ કાપવામાં કે સીવવામાં આવતી નથી, પરંતુ શરીરનો ભાગ આચ્છાદિત કરવા તે ફક્ત કમ્મરની આજુ બાજુ વીંટાળવામાં આવે છે.

હિંદુસ્તાન ઉપરાંત પાર્સસ (પર્શીઅન્સ) તથા તછ્ક (સામાન્ય રીતે આરબ)ના દેશો પણ છે. તેઓ પાયજામા તથા ખંમીશ પહેરે છે. નગ્ન લોકોના દેશમાં (નિકોબાર ટાપુઓ) માણસો કાંઈ પણ વસ્ત્ર પહેરતા નથી. કાશ્મીરથી સૂલિ, તિબેટ જેવા બધા દેશોમાં, તથા તુર્કી જાતોના દેશમાં (પહેરવેશની) રીતો એક બીજાને મળતી આવે છે; આ દેશના લોકો કમ્બલ પહેરતા નથી, પણ ઉન તથા ચામડાનો બને તેટલો ઉપયોગ કરે છે. ત્યાં કર્પાસ (કપાસ-cotton) ઘણો ઓછો (થાય) છે, જેનાં કપડા કયારેક પહેરેલા જોવામાં આવે છે. આ દેશો શીત છે એટલે લોકો હંમેશા ખંમીશ

તથા પાયજામા પહેરે છે. આ દેશો પૈકી પાર્સી, નગ્ન લોકો, તિબેટવાસીઓ[1] તથા તુર્કી પ્રજાઓમાં બૌદ્ધધર્મ નથી, પરંતુ બીજા દેશોમાં તે પ્રવર્તતો હતો અને તેને લોકો હજુ અનુસરતા આવ્યા છે. જે પ્રદેશોમાં ખમીશ તથા પાયજામા વપરાય છે ત્યાંના લોકો તેમના પાવિત્ર્ય તથા ચારુતા માટે અભિમાન ધરાવે છે. પણ ઉચ્ચ સંસ્કારિતા, ભાષાલાલિત્ય, વાસ્તવિકતા, મિતતા, સ્વાગત તથા વિદાયની વિધિઓ, ખોરાકનો મધુર સ્વાદ, તેમજ સદાચાર ને પરોપકારની ઉચ્ચતા ફક્ત ચીનમાં જ જોવામાં આવે છે; બીજો કોઈ પણ દેશ એમાં એનાથી ચઢતો નથી. પશ્ચિમથી ભિન્નતાના મુદ્દા નીચે પ્રમાણે છે: (૧) ખોરાકની સ્વચ્છતા ન જાળવવી (જુઓ પ્રક. ૪); (૨) મળમૂત્રની ક્રિયા કર્યા બાદ (હાથ પગ) ન ધોવા (પ્રક. ૧૮); દંતકાષ્ઠ ન ચાવવું (પ્રક. ૮). વળી કેટલાક એવા છે જે અવિહિત કપડાં પહેરવા ખોટું ગણતા નથી; તેઓ સંક્ષિપ્ત વિનયમાંથી નીચે પ્રમાણે વાક્ય ટાંકે છે: ‘ એક દેશમાં અશુદ્ધ ગણાતી વસ્તુ બીજા દેશમાં શુદ્ધ ગણાતી હોય તો કાંઈ પણ

૧ તિબેટમાં બૌદ્ધધર્મ ક્યારે દાખલ થયો તે વિષે આપણે બહુ ઓછું જાણીએ છીએ. ઇ. સ. ૬૩૨માં તિબેટના બૌદ્ધ રાજાએ બૌદ્ધ ધર્મશાસ્ત્રો મેળવવા પોતાના એક એલચીને હિંદ મોકલ્યો હતો. ઇત્સીંગે હિંદમાં ગાળેલો સમય ઇ. સ. ૬૭૧–૬૯૫ છે, અને તે અહિં જણાવે છે કે તિબેટમાં બૌદ્ધ ધર્મ પ્રચલિત નથી. પણ આપણને ખબર છે કે પાર્સીઓમાંથી કેટલાક હુએન-સાંગના સમયમાં બૌદ્ધ થઈ ગયા હતા, તથા તેના વખતમાં તિબેટ પણ બૌદ્ધમતવાદી દેશ હતો.

પાપના પાત્ર થયા વિના ત્યાં તેનું આચરણ થઈ શકે છે.' પરંતુ કેટલાક ભાષાંતરકર્તાઓ આનો ખોટો અર્થ સમજ્યા હતા; ખરો અર્થ ઉપરના જેવો નથી, જે મેં અન્યત્ર[1] સંપૂર્ણ રીતે સમજાવ્યો છે.

ચીનનો ભિક્ષુ જે વસ્તુઓનો ઉપયોગ કરે છે તે પૈકી ત્રિચીવર સિવાય બીજી કાંઈ પણ વસ્તુ બુદ્ધે રચેલા નિયમો અનુસાર નથી. જો અવિહિત વસ્ત્ર પહેરવાથી કોઈ પાપ થતું હોય તો આપણે તેનો ત્યાગ કરવો જોઈએ.

હિંદુસ્તાન જેવા ઉષ્ણ દેશમાં બધી ઋતુમાં શણનું એક જ વસ્ત્ર માણસ પહેરી શકે છે, પણ હિમાચ્છાદિત પર્વતોમાં અથવા શીત ગામડાઓમાં, નિયમોનું પાલન કરવાની ઇચ્છા હોવા છતાં માણસ (વધુ કપડા વિના) નિભાવી શકતો નથી. વળી શરીરની તંદુરસ્તી જાળવવી, તેમજ આપણું કાર્ય આગળ કર્યે જવું એવો આપણને બુદ્ધનો નિખાલસ ઉપદેશ છે; દેહદમન તથા કષ્ટનો ઉપદેશ પાખંડીઓ કરે છે. આપણા ગુરુને અવમાનો અથવા તો બીજાને અનુસરો; એ બેમાંથી કયો માર્ગ તમે લેશો ?

પણ નથી. લિપનો સંસ્કૃતમાં 'પેઢું આચ્છાદિત કરવાનું વસ્ત્ર' એવો અર્થ થઇ શકે. એ કેવી રીતે બનાવવામાં આવે છે તેનું અહિં હું સંક્ષિપ્ત વર્ણન આપીશ. કાપડનો એક કટકો એવી રીતે કાપો કે તેમાં પીઠનો ભાગ હોય નહિ અને એક બાંયુ ખુલ્લુ રહે. એને બાંય લગાવવાની હોતી નથી. માત્ર એક જ કટકો લેવામાં આવે છે અને તે પહેરી શકાય એટલો પહોળો બનાવવામાં આવે છે. કપડાના ખભા તરફની બાંયનો ભાગ પહોળો હોતો નથી અને તે ડાબા હાથ તરફ હોય છે; એ પહોળું તથા મ્હોટું હોવું જોઇએ નહિ. જમણા હાથ તરફ તે બાંધવામાં આવે છે જેથી પવન શરીરને લાગે નહિ. તે ઘણું જાડું તથા ગરમ બનાવવા તેમાં રૂ તથા ઉન ઘણું ભરવામાં આવે છે, અગર કયારેક જમણા હાથ તરફ તે સીવી દેવામાં આવે છે, અને માણસની ઉંચામાં ઉંચી બાજુએ પટીઓ લગાવવામાં આવે છે. એ વસ્ત્ર બનાવવાના આવા મૂળ નિયમો છે.[1]

જ્યારે હું પશ્ચિમમાં હતો ત્યારે આ વસ્ત્રના કેટલાક કટકા મેં જોયા હતા; ઉત્તર તરફના (સૂલિ વગેરે) ધર્મગુરુઓ સામાન્ય રીતે તે લાવે છે અને પહેરે છે. નાલન્દ વિહાર નજીક એકે જગ્યાએ તે ( વસ્ત્ર ) આપણા જોવામાં આવતું નથી, કેમકે ત્યાં એટલી બધી ગરમી છે કે એવા વસ્ત્રની ત્યાંના

૧ ઇત્સીંગ કેવા પ્રકારના વસ્ત્રનું વર્ણન કરે છે એ સ્પષ્ટ સમજાતું નથી. બુદ્ધની એક મૂર્તિમાં તેની છાતી પર એક વસ્ત્ર જોવામાં આવે છે, જેને ડાબી બાજુ તરફ એક ઘણી નાની બાંય છે. કદાચ એ ઇત્સીંગનું 'લિપિવસ્ત્ર' હોઇ શકે.

લોકોને જરૂર પડતી નથી. ઠંડા મુલકના લોકો માટે બુદ્ધે એ (વસ્ત્ર)ની પરવાનગી આપી હતી. ( એને મળતા ચીની વસ્ત્રમાં) પાછલું અને ખુલ્લું ખભું યોગ્ય નિયમો પ્રમાણે બનાવવામાં આવે છે, પણ જમણા હાથ તરફના એના ભાગ સાથે એક વધુ ( કટકો ) હોય છે, એટલે એ પ્રમાણે એ અવિહિત બને છે. જો માણસ યોગ્ય નિયમો વિરુદ્ધ વર્તે તો, તે અપરાધી બને છે. સખત ઠંડીથી પોતાનું રક્ષણ કરવા માણસ લિપ વસનથી પોતાનું પેટું આચ્છાદિત કરી શકે છે, અથવા હિમ શમાવવા જાડો ઝભ્ભો પણ તે પહેરી શકે છે.

બુદ્ધની પ્રતિમાઓ અથવા અન્ય સંમાનનીય સંતો આગળ માણસે પોતાનું ખભું ખુલ્લું રાખવું એ સામાન્ય છે, પણ તે પર વસ્ત્ર ઓઢવાથી અપરાધ થાય છે. ઘરબાર ત્યજવા એટલે ઉપાધિમુક્ત બનવું.

જો શીયાળામાં માણસ ઘરમાં રહેતો હોય તો, તે સગડીનો ઉપયોગ કરી શકે છે, અને ઘણા કપડા પહેરવાની કડાકૂટમાં પડવાની જરૂર રહેતી નથી. બીમારીને લીધે જો જાડા કપડાની કોઇને જરૂર જણાય તો નિયમોનુ ઉલ્લંઘન ન થાય એવી રીતે પોતાની ઇચ્છા પ્રમાણે તે કામચલાઉ તેનો ઉપયોગ કરી શકે છે. પણ ચીનમાં શીયાળામાં કડકડતી ઠંડી પડે છે, જે શરીરને ભેદે છે અને તેથી ગરમ કપડા વિના આપણું જીવન ત્યાં ભયમાં આવી પડે છે. ધર્મમાં આ એક મહાન વિઘ્ન છે, પરંતુ આવા દેશના લોકોનો પણ મોક્ષમાં સમાવેશ થવો જોઇએ.

ત્હમારી બાંયો ચોરસ, અને ખુબ ખુલ્લુ રાખો જેથી ગૃહસ્થોથી ત્હમે જુદા ઓળખાઇ આવો, અને કડકડતી ઠંડીમા લિપને બદલે એ પહેરો. જો કે યોગ્ય નિયમો અનુસાર તે નથી, છતાંય કામચલાઉ તેનો ઉપયોગ થઇ શકે છે, કેમકે આપણી જાતનું રક્ષણ કરવાનો એમાં આશય છે. જેમ ચક્રને તેલની જરૂર પડે છે ( તેમ આપણી જાતને ) ઉષ્માની જરૂર પડે છે. ( જ્યારે આપણે નિયમ વિરુદ્ધ રહેતા હોઇએ ) ત્યારે આપણે ઘણું શરમાવું જોઇએ. જો ( અવિહિત વસ્ત્ર ) પહેર્યા વિના આપણે શીયાળામા રહી શકીએ તો તો ઘણું સારૂં. ઝભ્ભો, પાયજામા, સુરવાલ અને ખમીશ જેવી બીજી વસ્તુઓ કદી વાપરવી જોઇએ નહિ; ( જો ત્હમે કામચલાઉ એ વસ્તુઓ વાપરો તો પણ ) શીયાળો વીત્યા બાદ તે કપડા ત્હમારે ન જ પહેરવા જોઇએ.

વળી કેટલાક ' બંડી ' ( Half Shirt ) પહેરે છે જેની પરવાનગી બુદ્ધે કદી આપી નથી. આ ઉપાધિયુક્ત જગતથી દૂર ભાગતા અને અગત્યના માર્ગે ચાલતા, (બુદ્ધના) ઉદાત્ત હૃદય તરફજ આપણે જોઇએ છીએ અને તદનુસાર જ વર્તીએ છીએ. ( બુદ્ધના આદેશોનું પાલન કરવાનું ) કોઇ કદાચ ચૂકે, પરંતુ નરનો દાખલો શીખવી કે બેસાડી કોઇએ બીજાને કદી ખોટે રસ્તે દોરવા જોઇએ નહિ.

જુના આચારોને બદલે, બેશક, નવા ત્હમે દાખલ કરી શકો છો. ત્યારે એમ કહી શકાય કે ત્હમે બધા શાઉ-શીહ[૧]

૧ હો-નાનમાં સુંગ પર્વતની દક્ષિણે આ પર્વત આવેલો છે. શાઉ-શીહ પરનું એક પ્રસિદ્ધ મંદિર શાઉ-લિન કહેવાતું હતું.

પર્વત પર ( ચીનમાં ) ( વિહારમાં ) સાથે બેસી, હિંદના ગૃધ્રકૂટ ( પર બેસનારા ) જેટલા જ ઉન્નત ત્હમે બધા ત્હમારી જાતને બનાવો છો, અને રાજગૃહ શહેરમાં જાણે ત્હમે બધા એકત્ર થતા હો એમ લાગે છે, તેમજ ચીનની રાજધાનીના બધા માણસો સાથે ત્હમે સબંધ ચલાવો છો.

( બુદ્ધગયાના ) મુચિલિન્દ સરોવર સાથે ( ચીનની હ્વાંગ–હો નામની ) મ્હોટી નદીના નિર્મળ પ્રવાહનો સંગમ થાય છે. હુસી–સ્યુ[1] ની કીર્તિ બોધિવૃક્ષની દીપ્તિ જેવી છે, જેના 'શેતુરવૃક્ષના ક્ષેત્રની જગ્યાએ સમુદ્ર થઇ જાય નહિ ત્યાં સુધી, અથવા કલ્પશીલા તદ્દન પૂરેપુરી ઘસાઇ નહિ જાય ત્યાં સુધી '[2] દીપ્યમાન કીર્તિ આબાદ છે, અને સદા આબાદ રહેશે. તો (બુદ્ધની) પ્રશસ્તિ કરવી ઘટે છે. તેનો સિદ્ધાંત અનુસરવા આપણે પ્રયત્ન કરીએ. સૂર્યસમ બુદ્ધ અસ્ત પામ્યા છે, અને ભાવિયુગો માટે પોતાની પાછળ પોતાનો સિદ્ધાંત તે મૂકી ગયા છે. જો આપણે તેના સિદ્ધાંતનું આચરણ કરીએ તો, આપણા તે મહાન ગુરુ સમક્ષ જાણે આપણે રહેતા હોઇએ તે બરાબર

૧ શાન હાઇ–કીંગના એક દ્વીપનું આ નામ છે; પણ એ એક વૃક્ષનું નામ હોય એવી રીતે ઇત્સીંગ અહિં એનો ઉલ્લેખ કરે છે.

૨ 'શેતુરવૃક્ષના ક્ષેત્રની જગ્યાએ સમુદ્ર થઇ જવો' એ લાંબા સમય માટે એક ચીની ઉપમા છે. કલ્પ=જેટલા વખતમાં દેવદૂત ( Angel ) પોતાની પાંખ વડે એક મ્હોટી શીલા ઘસી નાંખે તેટલો સમય.

છે; જો તેના ઉપદેશ વિરુદ્ધ આપણું વર્તન રાખીએ તો આપણામાં ઘણા અપરાધો આવિર્ભૂત થશે. તેથી એક સૂત્રમાં[1] કહ્યું છેઃ 'મ્હારા આદેશોનું યોગ્ય આચરણ કરો તો પછી હું આ જગતમાં અસ્તિત્વ ધરાઉં છું જ.'

કેટલાક કદાચ આમ કહેશેઃ 'ગત યુગોના સદાચારી માણસો (ચીની આચારો વિરુદ્ધ) કાંઈ બોલતા નહોતા; તો પછી આપણે, ત્યાર પછી થયલા માણસોએ, તે નિયમો શા માટે બદલવા જોઇએ?' પણ એમ કહેવું ખોટું છે, કેમકે આપણે માણસનું નહિ પણ ધર્મનું અનુસરણ કરવું જોઇએ. આ મુદ્દા પર બુદ્ધે આપણને સ્પષ્ટ બોધ આપ્યો છે.

વિનય-પિટકમાં આપેલા નિયમો સાથે સરખાવતાં એમ માલમ પડે કે અન્નવસ્ત્ર પરત્વેના ત્હમારા આચારોમાં કાંઇ ચૂક નથી તો, ત્હમારે તે પાળવા જોઇએ. નિયમોનું આચરણ કરવું પણ તે શીખવા નહિ એ મુશ્કેલ છે. નિયમો શીખી રહ્યા બાદ જો વિદ્યાર્થી તે મુજબ વર્તે નહિ તો તે માટે ગુરુ ઠપકાપાત્ર નથી.

વળી હું પદ્યમાં કથું છુંઃ[2]

'માણસના જીવનમાં, અન્ન અને વસ્ત્ર પ્રથમ અને અગત્યના છે, માણસને પુનર્જન્મના ક્ષેત્રમાં બાંધતી એ બે વસ્તુઓ શૃંખલા અને બેડી છે.

તે ઉમદા ઉપદેશનું અનુસરણ કરવાથી

[1] ઘણેભાગે મહાપરિનિર્વાણસૂત્ર.

[2] ગુજરાતી અનુવાદ ગદ્યમાં જ આપ્યો છે.-ભા. સં. કે.

માણસને શાંતિ અને મોક્ષ લાધશે.
જો તે સ્વાર્થ દોર્યો ચાલશે તો
પાપ અને દુઃખ તેને ખેંચી જશે.
સુજ્ઞ મનુષ્ય ! સાવધ રહે, કર્મનું પ્રતિફળ વ્યક્ત છે.
આઠ પ્રાણો ત્હમારા દેહમાંથી ચાલ્યા ગયા પછી,
પાંચ ભયો ત્હમને ડરાવશે નહિ.
પંકમાં પડેલા રત્નની માફક ત્હમે સદા શુદ્ધ રહો:
કમલપત્ર પર વિરાજતા ઝાકળ-બિંદુઓ જેટલા સ્વચ્છ (બનો).
શરીરનું આચ્છાદન થાય એટલા વસ્ત્રો પૂરતાં છે.
ક્ષુધાથી મૃત્યુ ન થાય-એટલો ખોરાક બસ છે.
મનુષ્ય કે દેવનું નહિ પણ મોક્ષનું અન્વેષણ કરો.
ધૂતાઙ્ગોનું આચરણ કરી તમારું જીવન વ્યતીત કરો.'

'નવ લોકના શૂન્ય જન્મને અવમાનો. દશ દશાનો પરિપૂર્ણ ક્રમની અભિલાષા ધરાવો. દાનનો સ્વીકાર કરવામાં, ૫૦૦ અર્હતો વર્ત્યા હોય, એવી રીતે ત્હમે વર્તો. આશિર્વચનો આપતી વખતે ૩,૦૦૦ લોકને ( Worlds ) તે આપવાની ત્હમે આશા રાખો.

---

૧ દશ જુદી જુદી કક્ષામા થઇને બોધિસત્ત્વ પ્રમાર થાય છે.

# પ્રકરણ ૧૧ મું

## કપડા પહેરવાની રીત

હવે હું, ધાર્મિક વસ્ત્રો પહેરવાની રીત તથા પટીઓના ઉપયોગનું, વિનય અનુસાર, વર્ણન કરૂં છું.

પાંચ હાથ લાંબા એક કપડાનો કટકો લો અને તેને ત્રેવડો કરો. ખભાના સીવેલા ભાગ પર, ગળાથી ચાર–પાંચ આંગળ પર, પાંચ આંગળ પહોળો ચોરસ કટકો બન્ને તરફ લગાડવાનો હોય છે; તેની ચાર બાજુ સીવી લેવામાં આવે છે. આ ચોરસ કટકાના મધ્ય ભાગમાં એક નાનું છિદ્ર પાડો, અને તેમાં થઇને એક પટી ખોસો. ખંમીશની પટી જેવડી એ પટી રેશમી કે સુતરાઉ હોઇ શકે. તેની લંબાઇ માત્ર બે આંગળ હોવી જોઇએ, જેના બન્ને છેડા સખત સાથે બાંધી દેવા જોઇએ, અને બાકીનો ભાગ કાપી નાંખવો જોઇએ. કાણાઓમાં થઇ એક વધુ પટી લગાડો, અને બીજી પટી ઉપર થઇને પસાર થાય એવી રીતે તે બહાર ખેંચો; એ પ્રમાણે તેને બે પટીઓ હોય છે. અંદરના ગાંઠો એ વસ્ત્રના સીવેલા ભાગ પર વક્ષઃસ્થળ પર આવે છે. બાંયના બંધનો ખંમીશના જેવાજ હોય છે. નિયમો આવા છે ( એ વસ્ત્ર તૈયાર કરવાના )[1].

આમ મેં વસ્ત્રો વિષે યોગ્ય નિયમો વર્ણવ્યા છે, પણ

૧ આખુંય વર્ણન અસ્પષ્ટ છે અને અનુવાદ ( અંગ્રેજી ) કેવળ કામચલાઉ જ છે.

( એમાં ) માત્ર મહત્વના મુદ્દાઓજ આપ્યા છે. એ રીત માટે ઠીક માહિતી મેળવવાની ત્હમારી ઇચ્છા હોય તો આપણે એક-મેકને મળીયે ત્યાં સુધી ત્હમારે રાહ જોવી જોઇએ. વસ્ત્રની કિનારી પર પણ પટીઓ લગાડવામાં આવે છે. માણસ પોતાની ઇચ્છાનુસાર વસ્ત્રનો છેડો ઉંચો લઇ શકે છે; બુદ્ધે એની પરવાનગી આપી હતી. ભોજન સમયે ( નાની તથા નીચી ખુરશી પર બેસતી વખતે ) છેડાની બન્ને બાજુ પર એક પટી તથા બાંધણુ લગાવવા જોઇએ. છેડો સ્હેજ ઉંચો ચઢાવી તેને આગળના ભાગ પર બાંધવો. આ અગત્યનો નિયમ છે. જ્યારે માણસ વિહારમાં કે સંઘના સભ્યો આગળ હોય ત્યારે પટીઓ પહેરવી કે ખભુ ખુલ્લુ રાખવું એ આવશ્યક નથી. પરંતુ વિહાર બહાર જતી વખતે કે કોઇ ગૃહસ્થના ઘરમાં પ્રવેશ કરતી વખતે તે પહેરવાં જોઇએ; બીજા પ્રસંગે માણસ તે ખભા ઉપર રાખી શકે છે. ખાનગી કામ કરતી વખતે માણસ ગમે તે પ્રમાણે તે પહેરી શકે છે. બુદ્ધની પ્રતિમા આગળ માણસે તે ( વસ્ત્રો ) નિયમસર પહેરવા જોઇએ.

વસ્ત્રનો જમણો છેડો લઇ તે ડાબા ખભા પર નાંખવો, અને તે પાછળ લટકતો રહેવા દેવો, પણ તે હાથ પર ન રાખવો જોઇએ. જો માણસને પટીઓ રાખવાનું મન હોય તો, આખું ખભુ પ્રથમ ઉઘાડું કરવું જોઇએ અને અંદરના બાંધણુથી તે પીઠ પર લેવું. વસ્ત્રનો છેડો ફરીથી ખભા પર અને વસ્ત્ર ગળાની આસપાસ આવવા દો. બન્ને હાથો વસ્ત્રની નીચે આવે છે; વસ્ત્રનો બીજો છેડો આગળના ભાગ પર લટકે છે. અશોક રાજાની પ્રતિમાને આ પ્રમાણે વસ્ત્ર પહેરાવવામાં આવ્યું છે.

ચાલતી વખતે છત્રી ઝાલવાની રીત અતિ આકર્ષક છે; આદેશ પ્રમાણેજ ઉત્તરીય વસ્ત્ર નિયમસર પહેરવું જોઇએ. છત્રી વાંસની પટીઓથી ગુંથાવવી જોઇએ, અને વાંસની છાબડી જેટલી પાતળી બનાવવી જોઇએ, પણ તે બેવડી આચ્છાદિત કરવી ન જોઇએ. પોતાની મરજી મુજબ તેનું કદ બે કે ત્રણ ફીટ (વ્યાસ જેટલું) હોઇ શકે. મધ્યબિંદુ બેવડુ, રાખવું જોઇએ કે જેથી તેમાં દાંડો આવી શકે. દાંડાની લંબાઈ ઢાંકણની પહોળાઇના પ્રમાણમાં હોવી જોઇએ. વંશ–ઢાંકણ પર વાર્નિશ લગાવી શકાય છે. તે વાંસને બદલે બરૂનું પણ ગુંથી શકાય છે; આ નેતરના ટોપને મળતું આવે છે. જો એ ગુંથણીમાં કાગળ દાખલ કરવામાં આવે તો તે વધારે મજબુત બને છે. ચીનમાં આપણે આવી છત્રી વાપરતા નથી. તોપણ એ એક અતિ અગત્યની વાપરવા જેવી વસ્તુ છે. અણધાર્યા વર્ષાદના ઝાપટા વખતે આપણા કપડાનું ભીંજાશથી રક્ષણ થાય છે, અને ગ્રીષ્મના પ્રચંડ તાપમાં આપણે ગરમીથી મુક્ત રહી શકીએ છીએ. છત્રીનો ઉપયોગ વિનયના નિયમો અનુસાર જ છે અને તે આપણા શરીરને લાભકારક છે; અને તે વાપરવામાં કશી હાની નથી. આ પ્રમાણે એ વાતનો વિચાર કરતાં આપણને માલમ પડે છે કે છત્રીનો ઉપયોગ અતિ અગત્યનો છે. પણ ચીનમાં તે વપરાતી નથી.

કાષાયનો ઉપલો છેડો ચીનમાં સામાન્ય રીતે હાથના આગલા ભાગ પર લટકે છે. જે જે હિંદી ધર્મગુરુઓ ચીન આવ્યા તે બધા ચીની રીત જ અનુસરતા. સુંવાળા રેશમનું

બનેલું કાષાય ખભા પરથી નીચે સરકી જાય છે, એ પ્રમાણે તે બાહુ પર રાખવાનો આચાર થાય છે, જે આચાર વિહિત નિયમ વિરુદ્ધ છે.

પછી જ્યારે ચીનનો ત્રિપિટક-આચાર્ય[1] (હિંદ) આવ્યો ત્યારે તેણે કાષાય (ડાબા) ખભા પર લટકતું રહેવું જોઇએ એવી હિમાયત કરી હતી, પણ આ પ્રથાને નાપસંદ કરનાર બીજા કેટલાક સ્થવિર આચાર્યો છે. પુરાણા આચારોની સામાન્ય ભૂલ આપણે જ્યાં જઇએ ત્યાં જોવામાં આવે છે.

ત્રિચીવર સબંધના વિષયમાં,(અત્યાર સુધી વપરાતી) લાંબી દોરીઓને બદલે જો ત્હમે થોડી ટુંકી પટીઓ મૂકો તો, નિયમોનું કશું ઉલ્લંઘન થતું નથી. સામાન્ય પાયજામાની જગ્યાએ જો ત્હમે શરીરના નીચલા ભાગ પર એક આખું વસ્ત્ર વીંટાળો તો, સીવવાની ભાંજગડ ત્હમને રહેશે નહિ. લોટો, ભિક્ષાપાત્ર, તથા ત્હમારી પાસે હોય તે બધીય ચીજો ત્હમારા ખભા ઉપર લટકતી રહેવી જોઇએ ત્હમારા શરીરની બાજુએ પહોચે એ પ્રમાણે તે વસ્તુઓ લટકતી રહેવી જોઇએ, અને આગલી વસ્તુ પાછળથી બીજી વસ્તુ સાથે આડી આવવી ન જોઇએ. આ ચીજો લટકાવવા માટે વપરાતી દોરી લાંબી હોતી નથી. પણ તે ખભા ઉપર રહે એટલીજ હોય છે. જો એ ચીજો છાતી ઉપર લટકતી રહે તો શ્વાસ સહેલાઇથી લઈ શકાતો નથી, અને યોગ્ય નિયમો પ્રમાણે તે (ચીજો) એ પ્રમાણે રહેવી જોઇએ નહિ.

૧ અહિં હુએન-સાંગ વિવક્ષિત છે.

લોટાની થેલી વિષે હું આગળ ઉપર લખીશ.[1] ખભા ઉપરથી લટકતી વસ્તુઓને, ઉત્તરમાં સૂલિના લોકો એકમેક સાથે આડી આવવા દે છે; તે પ્રદેશમાં આ નિયમોમાં સુધારા થયા હોય એમ લાગે છે, પણ તે નિયમો બુદ્ધપ્રણીત નથી.

જો ત્હમારી પાસે વધારાના કપડા હોય તો, કાષાય ( જે ત્હમે પહેરો છો ) પર તથા (ત્હમે લઇ જાવ છો તે) વાસણ પર તે ત્હમે ખભા ઉપર પહેરો.

જો ત્હમે દેવમંદિરે કે કોઇ ગૃહસ્થને ઘેર જાવ તો, ત્હમારે તેના ખંડ ( Hall ) આગળ જવું જોઇએ, ત્હમારી છત્રી નીચે મૂકવી જોઇએ, અને પછી જે વસ્તુઓ લટકતી રાખવાની હોય તે ભેગી કરવી જોઇએ. આવનાર માણસને પોતાની વસ્તુઓ ટીંગાડવા માટે ખંડની દીવાલ પર હાથીદાંતની ઘણી કડીઓ લગાવવી જોઇએ. બીજી બાબતો માટે ૨૬ મું પ્રકરણ જુઓ, જેમાં મિત્રને મળવાના નિયમો આપ્યા છે.

જ્યારે કાષાય પાતળા રેશમનું બનાવવામાં આવે છે ત્યારે તે અતિ બારીક હોય છે અને ખભા પર રહી શકતું નથી; અને જ્યારે ત્હમે પૂજા કરતી વખતે નમન કરો છો ત્યારે તે ઘણુંખરૂં જમીન પર સરી જાય છે. સહેલાઇથી સરી ન પડે એવા કોઇ કપડાનું તે બનાવવાની ત્હમારી ઇચ્છા હોય તો, ખરબચડું રેશમ કે સુંવાળી સફેદ શણ તે માટે ઉત્તમ છે.

૧ ઇત્સીંગ આ વચન ભૂલી જાય છે.

· ચીની સંકક્ષિકા—એ વસ્ત્ર જો ત્હમે એક હાથ વધારે લાંબુ રાખો તો તે બરાબર થશે. સંકક્ષિકા પહેરવામાં ત્હમારે જમણુ ખભું ઉઘાડું રાખવું જોઇએ, અને ફક્ત ડાબું ખભું જ આચ્છાદિત કરવું જોઇએ.

માણસ જ્યારે પોતાના આવાસમાં હોય છે ત્યારે સંકક્ષિકા તથા નિવાસ જ સામાન્ય રીતે પહેરવામાં આવે છે. પણ જ્યારે તે બહાર જાય છે અને પ્રતિમાની પૂજા કરે છે ત્યારે તેણે બીજા વધારાના કપડા પહેરવા જોઇએ. હવે નિવાસ પહેરવાની રીત હું સંક્ષેપમાં વર્ણવીશ. મૂલસર્વાસ્તિવાદનિકાયના સ્વીકૃત નિયમો મુજબ, નિવાસ એ પાંચ હાથ લાંબો અને ચાર હાથ પહોળા કપડાનો એક કટકો છે. પોતાને મળી શકે તે પ્રમાણે તેનું કપડું રેશમનું કે શણનું હોઈ શકે.

હિંદીઓ તે એકવડું જ રાખે છે, જ્યારે ચીનાઓ તે બેવડું કરે છે; તેની લંબાઇ કે પહોળાઇ નિશ્ચિત હોતી નથી. શરીર ( ના નીચલા ભાગ )ની આજુબાજુ તે વીંટાળી, નાભિ ઢંકાય ત્યાં સુધી તે ઉંચે ખેંચવું. હવે ત્હમારા જમણા હાથ વડે ઉપલો છેડો ડાબા હાથ તરફ પકડો, અને (ડાબા હાથ વડે) ત્હમારા જમણા હાથ તરફનો અંદરનો બીજો છેડો બહાર ખેંચો. ત્હમારા ઉત્તરીય વસ્ત્રના ડાબા છેડાથી ત્હમારી ડાબી બાજુ ઢાંકો, ( અને જમણા છેડાથી જમણી બાજુ ).

નિવાસના બન્ને છેડા બન્ને હાથ વડે બરાબર આગળ લાવી, વચમાં તેને ભેગા કરી તેના ત્રણ આમળા મારો.

પછી ત્હમારી પીઠ પાછળ ત્રણ ગાંઠ મારો; આશરે ત્રણ આંગળ ઉંચે તે ખસેડો, અને પછી સુમારે ત્રણ આંગળ નીચે અંદરના ભાગે ખોસો. હવે જો કાયબન્ધન ન હોય તોપણ તે ખસી જશે નહિ. હવે આશરે પાંચ હાથ લાંબો કમર–પટો લો, અને આંકડાવાળો ભાગ બરાબર નાભિ નીચે લાવો અને ત્હમારા નિવાસનો ઉપલો છેડો બાંધી દો.

કમર–પટાના બન્ને છેડા ત્હમારી પીઠ પર આવવા જોઇએ અને એક બીજા પર થઇ પસાર થવા જોઇએ; પછી તે;જમણી તથા ડાબી બાજુ પાછા પાછળ ખેંચી લેવા જોઇએ; ( આગલા ભાગ આગળ ) બન્ને છેડા જોડી ત્હમે ત્રણ ગાંઠ મારો ત્યારે ત્હમારા હાથથી તે સખત દબાવવા. જો કમરપટો ઘણો લાંબો હોય તો, તે કાપી નાંખવો; જો તે ઘણો ટુંકો હોય તો, તેની સાથે બીજો થોડો ભાગ જોડવો. કમરપટાના બન્ને છેડા સીવવા કે શણગારવા ન જોઇએ.

નિવાસ પહેરવાની ઉપર વર્ણવેલી રીત, સર્વાસ્તિવાદ નિકાયને બીજા નિકાયોથી જુદો પાડે છે, અને તે પરિમણ્ડલ નિવાસ ( –યતિ ) કહેવાય છે, જે ચાઇનીસમાં ' આજુબાજુ ધોતી વીંટાળવી ' કહેવાય છે. ( કમર– ) પટાની પહોળાઇ એક આંગળ હોય છે. જોડાની દોરી, મોજાની દોરી વગેરે ગોળ કે ચોરસ હોઇ શકે, અને તે બન્ને વિહિત છે. શણના રજ્જુ જેવી વસ્તુ વાપરવાની વિનયગ્રંથોમાં છૂટ નથી.

જ્યારે હવે નાની ખુરશી કે પાટલા પર બેસો ત્યારે ત્હમારા ઉત્તરીય વસ્ત્રની ફલક આગળ ત્હમારે નિવાસનો ઉપલો ભાગ પકડવો જોઇએ, અને ત્હમારૂ નિવાસ તરતજ ઉંચે ખેંચી લેવું જોઇએ કે જેથી તે ત્હમારી જંઘા નીચે આવી શકે. ત્હમારા બન્ને જાનુ આચ્છાદિત કરવા જોઇએ, પણ ત્હમારો ઘુંટણ નીચેનો ભાગ ખુલ્લો રાખવામાં કાંઇ દોષ ગણાતો નથી.

જ્યારે કોઇ ગૃહસ્થને ઘેર માણસ જાય ત્યારે નાભિથી પગના નળા ઉપર ચાર આંગળ સુધીના ભાગ પર નિવાસ પહેરવું જોઇએ એવો નિયમ અનુસરાય છે. પણ જ્યારે આપણે વિહારમાં હોઇએ ત્યારે, પગનો નીચલો ભાગ અનાચ્છાદિત રાખવાની પરવાનગી છે. આ નિયમ બુદ્ધે પોતે જ ઘડયો હતો, અને તે આપણી ઇચ્છા પ્રમાણે ગમે તેમ સુધારવો જોઇએ નહિ. શાસન વિરુદ્ધ વર્તવું તેમજ આપણો સ્વાર્થ સાધવો—એ ઉચિત ન લેખાય. ત્હમારૂં નિવાસ જો લાંબુ હોય અને તે જમીનને અડે તો, શ્રદ્ધાશીલ ગૃહસ્થે આપેલા પુનિત દાનને ત્હમે કલંકિત કરો છો, તેમજ તે મહાન ગુરુના આદેશની ત્હમે અવગણના કરો છો.

મ્હારા આ પ્રેમાળ સૂચનોનું ત્હમારામાંથી કોણ અનુસરણ કરશે? દશસહસ્ર ધર્મગુરુઓમાંથી એકજ એવો નીકળે જે મ્હારા કથનો પર ધ્યાન આપશે એમ હું ઇચ્છુ છું.

*હિંદમાં પહેરવામાં આવતું નિવાસ શરીરના નીચલા*

ભાગ પર આડુ વીંટાળવામાં આવે છે. નિવાસ તરીકે વપરાતું, સફેદ મુંવાળું કપડું બે હાથ લાંબુ હોય છે, અથવા કેટલીક વખત એથી અર્ધું ( –એક હાથ ) હોય છે.

ગરીબ લોક આ કપડું મેળવી શકતા નથી ( નિર્ણિત નિવાસમાં જોઇએ એટલું ). ( ખર્ચ બચાવવા ) કપડાના બન્ને છેડા જોડી, સીવી લઇ શકાય છે, અને તેના ખુલ્લા ભાગમાં પગ દાખલ કરી શકાય છે. એ પ્રમાણે તે (નિવાસની) ગરજ સારે છે.

કપડા પહેરવા સંબંધી બધા નિયમો વિનયગ્રંથમાં જોવામાં આવે છે. મેં માત્ર મહત્ત્વના મુદ્દાઓનુ સંક્ષિપ્ત વર્ણન કર્યું છે. એ વિષે સૂક્ષ્મ ચર્ચા તો આપણે મળીયે ત્યારે જ થઇ શકે.

વળી પરિવ્રાજકના બધાય વસ્ત્રો 'કન્દ'[1] (પીળા રંગ) થી રંગોવા જોઇએ. ટી–હુ આંગ–( Rehmannia Glutinosa ), પીત ચૂર્ણ (Yellow Powder), અથવા કાંટાળા નીએહ–વૃક્ષ –( Pterocarpus indicus )–માંથી એ રંગ બનાવી શકાય છે. આ રંગોને રાતી માટી રાતા પથ્થરના ચૂર્ણના રંગો સાથે મિશ્ર કરવા પડે છે. રંગ ઘણો ઘેરો કે ઝાંખો ન થાય તે પર ધ્યાન આપવું જોઇએ.

ખર્ચ બચાવવા, ફક્ત ખજુર, રાતી માટી, રકતાશ્મ ચૂર્ણ,

૧ કન્–દ અથવા ગન્–દ,' સંસ્કૃત શબ્દ લાગે છે.

જંગલી થોર ( Wild Pear ) અથવા ટુન્તુ ( જાંબુડીયા માટી ) વાપરી શકાય છે.

આ રંગોથી કપડું તવઇ જાય છે, પણ બીજા વસ્રની જરૂર પડે એટલું તે ફાટી જતું નથી.

શેતુર વૃક્ષની છાલમાંથી બનાવેલો રંગ, તેમજ ભૂરા અને લીલા રંગો નિષિદ્ધ છે. ખરો જાંબુડીયો તથા ઝાંખો બદામી રંગ પશ્ચિમમાં ( હિંદમાં ) વપરાતા નથી.

જોડા તથા ચંપલ પરત્વે, બુદ્ધે થોડા નિયમો ઘડયા છે. લાંબા જોડા કે રંગીન ( લીટીવાળી ) ચંપલ શાસન વિરુદ્ધ છે. ભરતભરેલી કે શણગારેલી ગમે તે વસ્તુ વાપરવાની બુદ્ધે રજા આપી નથી. 'ચર્મના નિયમો'[1] નામક પુસ્તકમાં એ સવિસ્તર સમજાવવામાં આવ્યું છે.

---

૧ વિનયના આ ગ્રંથનો અનુવાદ ધર્તાંગે કર્યો હતો; તે ફોડીઅન સંગ્રહમાં જ માત્ર મોજુદ છે.

# પ્રકરણ ૧૨ મું

## ભિક્ષુણીના કપડા તથા મરણક્રિયા સંબંધી નિયમો

ભિક્ષુણીનો ચીની પહેરવેશ સમાન્ય સ્ત્રીઓના જેવો જ છે, અને તે પહેરવાની હમણાની પ્રચલિત પ્રથા યોગ્ય નિયમોથી ઘણી વિરુદ્ધ છે. વિનય પ્રમાણે, ભિક્ષુણી માટે પાંચ વસ્ત્ર હોય છે :

૧. સંઘાતી.
૨. ઉત્તરાસંગ.
૩. અન્તર્વાસ.
૪. સંકક્ષિકા.
૫. કુસૂલક. ( Skirt )

આ પૈકી પહેલા ચારની રીત તથા નિયમો સંઘના સ્થવિર સભ્યોના જેવા જ છે, પણ નિવાસનો એક ભાગ જુદો છે. સંસ્કૃતમાં ભિક્ષુણીનું નિવાસ 'કુસૂલક' કહેવાય છે, જેનું ભાષાંતર 'પેટી જેવું વસ્ત્ર'–થી થાય છે, કેમકે તેનો ઘાટ એક નાની પેટી ( કુસૂલ )ના જેવો છે, અને તેના બન્ને છેડા સાથે સીવવામાં આવે છે; તેની લબાઇ ચાર હાથ, અને પહોળાઇ બે હાથ હોય છે. તે નાભિ સુધી ( શરીર ) આચ્છાદિત કરે છે, અને પગની ઘુંટી ઉપર ચાર આંગળ સુધી તે નીચે આવે છે. તે પહેરતી વખતે, તેમાં પગ ઘાલવા જોઇએ,' અને

પછી નાભિની ઉંચે તે ખેંચવું. કમરની આજુબાજુ તેને સંકોરી પીઠ પાછળ તે બાંધવું જોઇએ.

ભિક્ષુણીના કાયબન્ધન કે પટીના નિયમો તથા માપો ભિક્ષુના જેવા જ છે. એના વક્ષઃસ્થલ કે બે બાજુ તરફ કાંઇ ગાંઠ કે કપડા હોવા જોઇએ નહિ.

પણ જ્યારે તેના સ્તન ઘણા વિકાસ પામે છે ત્યારે–તે યુવતી હોય કે ઘરડી હોય તો પણ–વસ્ત્ર પહેરવામાં કાંઇ દોષ ગણાતો નથી.

માણસો આગળ ( અનાચ્છાદિત સ્તન દર્શાવતા ) લજ્જા પામવાથી જો તે નિયમોનું પાલન ન કરે તો, અથવા જો શરીરને પુષ્કળ આભૂષિત કરે તો તે ખોટું છે, અને એમ કરવાથી તે દરેક રીતે અપરાધ કરે છે. આવી અપરાધી ભિક્ષુણીના મૃત્યુ વખતે ( તેને કર્મે પડતાં ) પાપો ઝરમર વર્ષતા વર્ષાદ જેવા થશે. ઘણા અપરાધો પૈકી જો એક જ તેણે કર્યો હોય તોપણ તેણે તેનો બદલો વાળી આપવો જોઇએ. જ્યારે તે બહાર હોય છે, અથવા ભિક્ષુ સન્મુખ ઉભી હોય, કે કોઇ ગૃહસ્થને ઘેર જમવાનું નિમંત્રણ તેને આપવામાં આવ્યું હોય ત્યારે, તેનું કાષાય હંમેશા તેના ગળાની આસપાસ હોવું જોઇએ, અને તેનું શરીર તેથી ઢંકાયલું રહેવું જોઇએ; કાષાયના ખભાની પટી જોડવાની હોતી નથી. ભોજન લેતી વખતે તેણે છાતી ખુલ્લી રાખવી ન જોઇએ, પરંતુ ( કાષાય ) નીચે થઇને તેના

હાથ બહાર નીકળવા જોઇએ. સંકક્ષિકા વસ્ત્ર પહેરવું,[1] એક ખભું ઉઘાડું રાખવું, અથવા 'ખમીશ' કે પાયજામા પહેરવા—એ બધાનો બુધ્ધે પોતે નિષેધ કર્યો છે, અને ભિક્ષુણીએ એ (વસ્ત્રો) પોતાની પાસે રાખવા જોઇએ નહિ.

દક્ષિણ સમુદ્રના બધા દેશોમાં, ભિક્ષુણીઓ એક ખાસ વસ્ત્ર રાખે છે. તે જોકે હિંદી રીત અનુસાર નથી તોપણ એ સંકક્ષિકા જ કહેવાય છે. તેની લંબાઇ તથા પહોળાઇ બે હાથ હોય છે. મધ્યભાગ આગળ એક ફુટ સિવાય તેના છેડા સીવી દેવામાં આવે છે; ખૂણા એક તસુ (પાછળ લઇ લેવામાં આવે). છે, અને તેને સખત ટાંકા ભરી દેવામાં આવે છે. એ પહેરતી વખતે, તે ઉંચે પકડી તેમાં માથું તથા ખભા દાખલ કરવામાં આવે છે. જમણુ ખભું તેમાંથી આખું બહાર રખાય છે. કમર-પટી વાપરવામાં આવતી નથી. તેથી છાતી, નાભિ તથા જાનુ આજુબાજુ આચ્છાદિત થાય છે. જો તે પહેરવાની કોઇ (ભિક્ષુણી)ની ઇચ્છા હોય તો, વિના અપરાધે તે પહેરી શકાય છે.

એ વસ્ત્ર પર બેજ પટી મૂકવામાં આવે છે; લજ્જા ઢાંકવા પૂરતું તે બસ છે. પણ જો એ પહેરવાની કોઇની ઇચ્છા ન હોય

1 પોતે આગળ જણાવ્યા સાથે આ વિરોધી લાગે છે, કેમકે આ પ્રકરણની શરૂઆતમાં ઇત્સીંગ સંકક્ષિકાને ભિક્ષુણીના પાંચ વસ્ત્રો પૈકીનું એક ગણાવે છે. કદાચ અહિં ચીનાઇ સંકક્ષિકા સમજવાનું એના મનમાં હોય, જે હિંદી સંકક્ષિકાથી જુદું છે.

તો, ભિક્ષુના જેવું જ સંકક્ષિકા ( વસ્ત્ર ) તેણે પહેરવું જોઇએ. વિહારમાં કે પોતાના આવાસમાં કુસૂલક તથા સંકક્ષિકા પૂરતાં છે.

( ઇત્સીંગનું ટિપ્પણ ):

હિંદી ગ્રંથો તપાસતાં મ્હને સ્કન્ધાચ્છાદક વસ્ત્રનું નામ કદી જડયું નથી; મૂળ શબ્દ સંકક્ષિકા છે, જેનું ચાઇનીસમાં કી-ચી એવું સંક્ષિપ્ત નામ વપરાય છે. એ નિવાસ કહેવાતું નથી, પણ એ નામના ભાષાંતરો અદ્યાપિ અનેક થતા હતા.

નિયમ વિરુદ્ધના વસ્ત્રનો અસ્વીકાર કરવો જોઇએ, અને જે પહેરવાનો આદેશ હોય તે જ વસ્ત્ર વાપરવું જોઇએ. ચાર કે પાંચ હાથ લાંબા તથા દોઢ હાથ પહોળા, રેશમ કે શણના કપડાનું સંકક્ષિકા વસન બને છે. પાંચ લીટીવાળા વસ્ત્રની માફક જ તે ખભા ઉપર પહેરવામાં આવે છે. બધાય ભાગોમાં લજ્જા બરાબર ઢાંકવી જોઇએ; મૂત્રસ્થાનમાં પણ ખભા ખુલ્લા રાખવા ન જોઇએ.

આ વસ્ત્ર વસંત તથા ગ્રીષ્મઋતુમાં પહેરવું જોઇએ, અને ઇચ્છા હોય તો શરદઋતુમાં તથા શીયાળામાં ગરમ કપડા પહેરી શકાય છે. કમણ્ડલુ રાખી ભિક્ષા માંગી પૂરતી રીતે ઉદરનિર્વાહ ચલાવી શકાય છે.

જો કોઇનું-પછી ભલે તે સ્ત્રી હોય-મન ઘણું પ્રબળ હોય તો તેને વણકર તરીકે કામ કરવાની જરૂર રહે નહિ,

તેમજ સાધારણ (ગૃહ–)કાર્ય પણું ન કરવું પડે; અને વળી વધુ કપડાં–ઘડીકમાં પાંચ અને ઘડીકમાં દશ–પહેરવાની યે બીલકુલ આવશ્યકતા રહે નહિ.

કેટલાક માણસો એવા હોય છે જેઓ લોકૈષણાથી પ્રેરિત થઇ તેમાં વધુ ને વધુ આગળ ધપતાં, કદી પણ અધ્યયન કે ધ્યાન વિષે વિચાર કરતા નથી. વળી બીજા, શીલ તરફ બેદરકાર રહી, વસ્ત્ર તથા આભૂષણ પર ઘણું ધ્યાન આપે છે. આ બધા અનુયાયીઓની સામાન્ય માણસોથી તપાસ થવાનો સંભવ રહે છે. ચીન કરતાં હિંદની ભિક્ષુણીઓ ઘણી જુદી હોય છે. ભિક્ષા માંગી તેઓ ઉદરપોષણ કરે છે, અને રંક તથા સાદુ જીવન ગાળે છે.

અહિં એક પ્રશ્ન ખડો થઇ શકેઃ ' સંઘના સ્ત્રી–સભ્યોને પૂરી પાડવામાં આવતી ચીજો તથા તેના લાભો ઘણા ઓછા હોય છે, અને ઘણા સ્થળના વિહારો તેમને અન્ન પૂરૂં પાડતાં નથી. આમ હોવાથી, જો તેઓ પોતાના નિર્વાહ માટે કામ ન કરે તો ભરણપોષણનો કાંઇ માર્ગ રહેશે નહિ; અને જો તેઓ એમ વર્તે તો, તેઓ બહુધા વિનય–ઉપદેશ વિરૂદ્ધ આચરણ કરે છે, અને બુદ્ધની આર્ય ઇચ્છાને અવગણે છે. એક માર્ગ સ્વીકારવો અને બીજો અવમાનવો–એ વિષે તેઓ શી રીતે કશા નિર્ણય પર આવી શકે ? જ્યારે માણસનું શરીર સ્વસ્થ હોય ત્યારે તેનો ધર્મ આબાદ રહે છે. આ મુદ્દાઓ પર ત્હમારો નિર્ણય સાંભળીયે એવી અભ્યર્થના છે. '

એ પ્રશ્નનો ઉત્તર હું નીચે પ્રમાણે આપું છું: ' માણસની મૂળભૂત ઇચ્છા ઘરબાર ત્યજવાની હોય છે, અને તેનું ધ્યેય મોક્ષ મેળવવાનું હોય છે. ત્રણ ( વિષમય ) વૃક્ષોના[1] પીડાકર મૂળોનો ઉચ્છેદ કરવા, તથા ચાર વહેતા ઝરાનું[2] પાણી અટકાવવા, માણસે ધૂતાઙ્ગોનું પાલન કરવું જોઇએ, તથા સુખદુઃખના ભયાનક પંથથી દૂર રહેવું જોઇએ; નિખાલસ મનથી તથા વાસનાનું દમન કરી, માણસે શાંતિના સાચે માર્ગે ચાલવું જોઇએ. રાતદિન શીલનું પાલન કરવાથી ધર્મ સમૃદ્ધ રહે છે. જો માણસ તેના શરીરની સગવડ જાળવવાનોજ કેવળ વિચાર કરે તો, તે ખોટું કરે છે. જ્યારે માણસ આચારનું કડક પાલન કરે તેમજ વિનય-ઉપદેશ પ્રમાણે, તેના વર્તનમાં નિખાલસ રહે છે ત્યારે, નાગો, પ્રેતો, દેવો તથા મનુષ્યો તેને અનુસરે છે અને સત્કારે છે. તો પછી. માણસે પોતાના ભરણ પોષણ માટે શા માટે એટલી બધી ચિંતા રાખવી જાઇએ અને ( દુનિયાની ) વૃથા મહેનત શા માટે કરવી જોઇએ ?'

પાંચ વસ્ત્રો, લોટો, તથા ભિક્ષાપાત્ર ઉદરનિર્વાહ માટે ભિક્ષુણીને પૂરતાં છે; અને જીવન નિભાવવા એક નાની ઓરડી બસ છે. ખાનગી ( માલીકીની ) ચીજો ઓછી કરી શકાય છે અને એ પ્રમાણે ગૃહસ્થ-ઉપાસકોની પીડાથી વિમુખ રહી શકાય છે; પંકનિમગ્ન મહાર્હ રત્નની માફક કે જળમાં

---

૧ લોભ, તિરસ્કાર અને મૂર્ખતા.

૨ દુન્યવી વાસના. જીવન-અસ્તિત્વ. સ્ખલનશીલ મત, તથા અજ્ઞાન.

( વિરાજતા ) કમળ-પુષ્પની જેમ તેઓ નિર્મળ રહી શકે છે, અને એવી રીતે તેમનું જીવન, અધમ કહેવાતા છતાં, વાસ્તવિક રીતે, પ્રજ્ઞાનુ જીવન હોય છે જે કે ઉન્નત માણસના જીવન તુલ્ય છે.

માતાપિતાના મરણ સમયે, ભિક્ષુ કે ભિક્ષુણીઓ ઉત્તર ક્રિયામાં જોઇએ તેટલી કાળજી હંમેશા દાખવતા નથી, કે સામાન્ય માણસના જેટલો શોક દર્શાવતા નથી, અને છતાં પોતાને ' આજ્ઞાંકિત છોકરાંઓ ' ગણે છે.

કેટલાક પોતાના આવાસોમાં મૃતાત્માઓ માટે મંદિર બનાવે છે, અને બલિ અર્પે છે, અથવા તેઓ શોક પાળે છે તે દર્શાવવા રંગીન કપડું બહાર પાથરે છે. બીજાઓ પ્રચલિત પ્રથાથી વિરુદ્ધ તેમના વાળ કપાવતા નથી, અથવા શોકદંડ સાથે લઇ ફરે છે, અથવા પરાળની પથારી પર સુવે છે. આ બધા આચારો બુદ્ધે ઉપદેશ્યા નથી, અને તેથી કાંઇ અપરાધ કર્યા વિના માણસ તેને જતા કરી શકે છે. તેણે શું શું કરવું જોઇએ તે નીચે પ્રમાણે છેઃ પ્રથમ તો સદ્ગત માટે એક ઓરડો શુદ્ધ કરી આભૂષિત કરવો, કે કેટલીક વખત થોડા સમય માટે થોડા ( નાના ) વિતાન કે પડદા નાંખવા, અને સૂત્રો વાંચતી વખતે બુદ્ધનું ધ્યાન ધરતાં, ગંધ પુષ્પ અર્પવા. મૃતાત્મા સારી જગ્યાએ જન્મ લે એવી ઇચ્છા દર્શાવવી જોઇએ. આ પ્રમાણે કરવાથી માણસ ' આજ્ઞાપાલક બાળક ' બને છે, અને મૃતાત્મા જ્યારે જીવતો હોય ત્યારે તેણે કરેલા હિતોનો બદલો પણ વળાય છે.

ત્રિવર્ષી શોક કે સાપ્તાહિક અનશનવ્રત એ જ માત્ર

રીત નથી જેમાં પરોપકારી માણસની તેના મરણ પછી સેવા થઇ શકે. (આ વ્રતોથી કાંઇ લાભ મળતો નથી એટલે), મૃતાત્માઓ પુનઃ દુન્યવી દુઃખોના બંધન પામે છે (ફરી જીવાત્મા તરીકે જન્મ ધારણ કરે છે), અને (પાપની) શૃંખલાના ભોગ બને છે. એવી રીતે દ્વાદશ નિદાનોના ત્રણ ભાગોથી અજ્ઞાત રહી, પરિપૂર્ણતાની દશ દશા[૧] કદી અવલોકયા વિના તે મૃતાત્માઓ તિમિરમાંથી તિમિરમાં અને મૃત્યુમાંથી મૃત્યુમાં પ્રસાર થયા કરે છે.

બુદ્ધના ઉપદેશ પ્રમાણે, જ્યારે ધર્માચાર્ય મરણ પામે છે ત્યારે, તેણે ખરેખર દેહ છોડયો છે એવી તપાસ કરાવ્યા બાદ, તે જ દિવસે તેનું શબ મરણ–પાલખીમાં સ્મશાનભૂમિ પર લઇ જવામાં આવે છે, અને ત્યાં તેને બાળવામાં આવે છે. શબ બળતું હોય ત્યારે તેના સર્વે મિત્રો ત્યાં એકત્ર થાય છે અને એક બાજુ બેસે છે. તેઓ કાં તો ઘાસ પર, કાંતો જમીનના ઉન્નત સ્થાન પર, કાં તો ઇંટ કે પથ્થર પર બેસે છે. બીજાને કંટાળો ન ઉપજે એ આશયથી એક હુશિયાર માણસ અનિત્ય–સૂત્રમાંથી એક બે પાના વાંચે છે.

(ઇત્સીંગનું ટિપ્પણ):

, પ્રસ્તુત પુસ્તક સાથે આ સૂત્ર પણ હું મોકલી આપું છું.

ત્યાર બાદ તે બધા (બધી અવસ્થાની) અનિત્યતતા પર ચિંત્વન કરે છે. પોતાને મુકામે પાછા ફરતી વખતે, તે બધા વસ્ત્રસહિત વિહાર બહાર તળાવમાં સાથે સ્નાન કરે છે.

૧ દશ અવસ્થા જેમાંથી બોધિસત્ત્વ પ્રસાર થાય છે.

જો તળાવ ન હોય તો, તેઓ કુવા પર જાય છે અને ત્યાં ન્હાય છે. નવિન વસ્ત્ર બગડે નહિ એ આશયથી તેઓ જુના કપડા પહેરે છે; પછી તેઓ સૂકા વસ્ત્ર પહેરે છે. પોતાને મુકામે પાછા આવી, તેઓ ચૂર્ણિત ગોમયથી જમીન સાફ કરે છે; બીજી બધી ચીજો જેમ હોય તેમ રહે છે. શોકવસન પહેરવાની કાંઇ પ્રથા નથી. મૃતાત્માના શરીર–અવશેષ રાખવા તેઓ કેટલીક વખત સ્તૂપ જેવું કાંઇ બાંધે છે. તે 'કુલ' કહેવાય છે, જે નાના સ્તૂપ જેવું જ હોય છે, પણ તેના પર ઘુમટ હોતો નથી.

પરંતુ સામાન્ય માણસ અને ઉન્નત માણસના સ્તૂપો વચ્ચે થોડો તફાવત છે, જેનું સવિસ્તર વર્ણન વિનયગ્રંથોમાં આપવામા આવ્યું છે.[1]

શાક્ય પિતાના ઉમદા ઉપદેશનો ત્યાગ કરી, ચાઉના અમીરના ઉતરી આવેલા સામાન્ય રિવાજ–ઘણા માસ રડવું અને વિલાપ કરવો, અથવા ત્રણ વર્ષ શોકવસન પહેરવા–ને અનુસરવું એ ધર્માચાર્ય માટે યોગ્ય ન લેખાય.

લીન–યુ નામનો (સુઇ વંશમાં, ઇ. સ. ૬૦૫–૬૧૮). એક ધર્માચાર્ય હતો, જેણે ચીની રિવાજ પ્રમાણે કદી વિલાપ કર્યો ન હોતો કે શોકવસન કદી પહેર્યા ન હોતા. તેને મૃતાત્મા માટે ઘણું માન હતું, અને તેને માટે તે પુણ્ય કાર્યો આચરતો. રાજનગરી નજીક રહેતા ઘણા આચાર્યો એના દાખલાનું અનુસરણ કરતા. કેટલાક ધારે છે કે તે પુત્રીય નથી, પરંતુ તેમને ખબર નથી કે તેની કરણી વિનય અનુસાર છે.

૧ સંયુક્તવસ્તુ, પ્રક. ૧૮.

# પ્રકરણ ૧૩ મું

## ઉપકલ્પિત ભૂમિ

ઉપકલ્પિત ભૂમિના પાંચ પ્રકાર છેઃ—

૧. ક્રી–સીન–સ્સો–તે જ જગ્યા પર વિહાર બાંધવાના માણસના પણથી પવિત્ર કરેલી જગ્યા.

૨. કુંગ–ઇન–ચીહ–વિહાર બાંધવા માટે બેથી વધુ ભિક્ષુની જાહેરાતથી કાઢી રાખેલી જગ્યા.

૩. જ્યુ–નીયુ–વો–જ્યાં સુતેલી ગાયના આકાર જેવું મકાન હોય તે જગ્યા.

૪. ક્યુ–કૈઇ–સ્યુ–દેવાલય કે બીજા પવિત્ર મકાનોના ખંડિયેર.

૫. પીંગ–ફા–સ્સો–પવિત્ર કર્મથી ભિક્ષુએ પસંદ કરેલી અને પવિત્ર કરેલી જમીન.

૧. જ્યારે વિહાર બંધાવવાનો હોય, અને તેનો પાયો નંખાઇ ગયો હોય ત્યારે તે કામ પર તપાસ રાખતા ભિક્ષુએ નીચે પ્રમાણે પોતાની ઇચ્છા પ્રદર્શિત કરવી જોઇએઃ 'વિહાર યા મકાનની આ જગ્યા પર સંઘ માટે આપણે શુદ્ધ રસોડું બાંધીએ.'

૨. જ્યારે પાયો નંખાયો હોય ત્યારે, જો દેખરેખ નીચે

ત્રણ ભિક્ષુઓ હોય તો, એકબીજાને તેમણે આમ કહેવું જોઇએ: 'સંમાનનીય તાતો, ધ્યાન રાખજો, આપણે આ જગ્યા નિર્ણિત કરી પસંદ કરી છે, અને વિહાર કે મકાનની આ જ જગ્યા પર સંઘ માટે એક રસોડું બાંધીશું.' બીજા બે ભિક્ષુએ પણ એ જ પ્રમાણે ઉચ્ચારવું જોઇએ.

૩. જ્યુ–નીયુ–વો એ વિહારો છે. તેના મકાનો નીચે પડેલી ગાયના (આકાર) જેવા હોય છે, અને આવાસો માટેના દરવાજા અહિં તહિં રાખવામાં આવે છે. આવું મકાન જો કે કદી કોઇ કર્મથી વિનિયોજિત થયું નથી, તોપણ તે પવિત્ર મનાય છે.

૪. કયુ–ફેઇ–ચ્યુ એ સંઘે લાંબા સમયથી ત્યાગેલી જગ્યા છે. જો સંઘ ફરી ત્યાં આવે તો, તે જ જગ્યા, જેનો અગાઉ ઉપયોગ થયો હતો તે પવિત્ર થાય છે, પણ કર્મ કર્યા વિના ત્યાં રાત પ્રસાર કરવી ન જોઇએ.

૫. પીંગ–ફા–ત્સો એ કર્મ તથા નિવેદન બન્નેથી પવિત્ર કરેલી જગ્યા છે. મૂલસર્વાસ્તિવાદનિકાયૈકશતકર્મન્માં આ સમજાવવામાં આવ્યું છે.[1]

---

૧ આ બધા નામો ચાઇનીઝ છે; એના મૂળ નામો ક્યા હશે તે શોધવા કઠિન છે. મહાવગ્ગ, ૬, ૩૪, ૪–૫ માં, ચાર પ્રકારની કપ્પિય–ભૂમિનો ઉપયોગ કરવાની છૂટ છે:

(૧) જાહેરાતથી જે 'કપ્પિય' થાય છે તે (ઇત્સીંગની, ૧ અને ૨); (૨) ગોનિસાદિક (સરખાવો ઇત્સીંગની ઉપર્યુક્ત ૩ જી ભૂમિ); (૩) ગૃહસ્થનું મકાન; અને (૪) યોગ્ય રીતે પસંદ કરેલી જગ્યા–(ઇત્સીંગની–૫).

બુદ્ધ કહે છે કે, જ્યારે આ પાંચ પૈકી એક પવિત્ર નિયમનું પાલન થાય છે ત્યારે, બધા ભિક્ષુઓ તેમાં દ્વિવિધ આનંદ મેળવી શકે છે, (૧) અંદર રસોઇ કરવી અને બહાર ભંડાર રાખવો; (૨) અંદર ભંડાર રાખવો અને બહાર રસોઇ કરવી. બન્ને દોષયુક્ત છે.

જ્યારે આપણે ચાર નિકાયના સંઘોની ક્રિયાઓ સરખાવીએ, હાલના આચારો જોઇએ અને વિનયનું તાત્પર્ય બારીકાઇથી તપાસીએ ત્યારે ( માલમ પડશે કે ) ભૂમિ વિનિયોજિત કરવાના નિયમો ઘણા મળતાં છે. જો ભૂમિ હજુ ઉપકલ્પિત કરવામાં ન આવી હોય તો, તે જગ્યા પર ખાવા, પીવા કે બેસવામાં અપરાધ થાય છે; જો ક્રિયા થઇ ગઇ હોય તો તે જગ્યા પર રસોઇ કરવામાં કે બેસવામાં અપરાધ થતો નથી.

જેને આપણે વિહાર કહીએ છીએ તે ( સંઘના ) વાસની જગ્યાનું સામાન્ય અભિધાન છે, જેના આખા ભાગને વિહારનું રસોડુ ગણી શકાય. દરેક આવાસમાં, કાચું તથા પક્વ અન્ન રાખી શકાય છે. જો વિહારમાં સુવાની પરવાનગી ન હોય તો, ત્યાં રહેતા બધા ધર્માચાર્યોએ બહાર જવું જોઇએ અને બીજા કોઇ સ્થળે મુકામ કરવો જોઇએ. વળી ( અનિષ્ટ સામે ) શયનખંડને રક્ષિત ન રાખવાનો એક દોષ છે; ઉપરાંત વિહારમાં બીજી સામગ્રી રાખવાની ( વિનય અનુસાર) છુટ છે. આખા વિહારને રસોડા તરીકે ઉપકલ્પિત કરવાનો હિંદમાં સાંપ્રદાયિક રિવાજ છે, પરંતુ તેના એક ભાગને રસોડા

તરીકે વપરાશમાં લેવાની પણ બુદ્ધે પરવાનગી આપી છે. ચીનના વિનય-આચાર્યો જે મુદ્દાઓ શીખવાનું કહે છે તેજ આ મુદ્દાઓ નથી.

પોતાના કપડાની પવિત્રતાનું રક્ષણ કરવા ભૂમિને ઉપકલ્પિત કર્યા વિના જો કોઇ વિહાર બહાર સુવે તો તે દોષપાત્ર ગણાતો નથી. જો ( ભૂમિ- ) સંસ્કાર યોગ્ય રીતે કરવામાં આવે તો, ત્યાં સુનાર માણસ કાંઇ દોષ કરતો નથી. વિહારના રસોડાને સંસ્કાર કરવો પડે છે. બુદ્ધનો આપણને એવો આદેશ છે, અને આપણી પોતાની મનોવૃત્તિની જ ગણના થવી જોઇએ નહિ. વસ્ત્રની પવિત્રતા સાચવવાની વિહિત જગ્યાઓમાં, વૃક્ષ નીચેની જગ્યાઓ વચ્ચે ભિન્નતા હોય છે (અથવા ગામડામાં).

કેવળ સ્ત્રીઓથી સાવચેત રહેવા માટે જગ્યાનું રક્ષણ કરવાનો આશય નથી; જેમ (સ્ત્રી-)નોકર કોઇક વખત રસોડામાં પ્રવેશ કરે છે, અને છતાં ( વિનિયોજિત ) રસોડાને ગામ ગણવાનું નથી, ( તેમ સ્ત્રીઓ હોવા છતાં જો ભૂમિ ઉપકલ્પિત થઇ હોય તો તે પવિત્ર છે ). જ્યારે કોઇ માણસ ગામમાં પ્રવેશ કરે છે ત્યારે. સાથે ત્રિચીવર લઇ જવા એટલે સ્ત્રીથી સાવચેત રહેવું એમ ન કહેવાય. પોતાના ત્રિચીવર સાથે કર્મદાને[1] વિહારના કામોની તપાસ રાખવી-ખાસ કરીને જ્યારે કોઇ સ્ત્રી અંદર આવે ત્યારે-એ અતિ કડક રિવાજ છે-

[1] કર્મદાન વિહારનો ઉપાધ્યક્ષ.

# પ્રકરણ ૧૪ મું

## પંચ પરિષદનું વર્ષ[1]

પ્રથમ વર્ષ પાંચમા માસના કૃષ્ણ પક્ષના પ્રથમ દિવસે અને દ્વિતીય વર્ષ છઠ્ઠા માસના કૃષ્ણ પક્ષના પહેલે દિને શરૂ થાય છે; માત્ર આ બે જ દિવસે પરાવર્તન કરી શકાય છે. આ બે મિતિ વચ્ચે કોઇ પણ વખત એ ક્રિયા શાસ્ત્રમાં વિહિત નથી. પ્રથમ વર્ષ આઠમા માસના મધ્ય ભાગમાં ખતમ થાય છે, અને બીજું નવમા મહીનાના વચલા ભાગમાં. જે દિવસે પરાવર્તન સમાપ્ત થાય છે તે દિવસે ધર્માચાર્યો તથા ગૃહસ્થો પૂજાની મોટી ક્રિયા કરે છે. આઠમા માસના મધ્ય ભાગ પછી, કાર્તિક માસ કહેવાય છે; કીઆંગ–નાન (ચીન)માં 'કા–તિ' માં એક પરિષદ્ ભરાય છે–એટલે કે જ્યારે પ્રથમ ગ્રીષ્મ સમાપ્ત થાય છે ત્યારે.[2] આઠમા માસના સોળમા દિવસે કઠિન–

૧ વર્ષ = Summer Retreat જુઓ પ્રકરણ ૧ લું, ટિપ્પણ ૧.

| | | | | |
|---|---|---|---|---|
| ૨ પાંચ ઋતુઓ (વિનયમાં) | ચીનની (૧૬માથી ૧૫મા દિન સુધી) | હિંદી | | ૭ ઋતુઓ |
| શીયાળો | ૯–૧૦ માસો | માર્ગશીર્ષ | નવેંબર–જાન્યુ. | શિશિર |
| | ૧૦–૧૧ ,, | પોષ | | |
| | ૧૧–૧૨ ,, | માઘ | જાન્યુ.–માર્ચ | વસંત |
| | ૧૨–૧ ,, | ફાલ્ગુન | | |

[ ૧૯૮મા પૃષ્ઠ પર ચાલુ ]

આસ્તાર[1] ( સંઘને ઉપહાર તરીકે ) વિસ્તૃત કરવામાં આવે છે. આ પુરાણો રિવાજ છે.

વિનયમાં ( વિનય-સંગ્રહ, પ્રક. ૭ મું ) કહેવામાં આવ્યું છેઃ ' જો ( બહાર જવા માટે ) યોગ્ય અવસર હોય તો, એક દિવસ ગેરહાજર રહેવાની રજા મેળવવી જોઇએ.' આ વાક્યનો અર્થ એ છે કે માણસને ( બહાર જવાના ) ઘણા પ્રસંગો સાંપડે છે ( નિમંત્રણ કે બીજા કાંઇ કામસર ), એટલે તેણે જેટલા દિવસ ગેરહાજર રહેવું હોય તેટલા દિવસની રજા મેળવવી જોઇએ—એક રાતમાં પુરૂં કરવાના કામ માટે તેણે એક દિનની રજા લેવી જોઇએ, અને એવી રીતે સાત દિવસ[2] સુધી, પરંતુ માણસે જુદા જુદા માણસો પાસેજ જવું જોઇએ. જો

| | | | | |
|---|---|---|---|---|
| વસંત Spring | ૧–૨ માસો ચૈત્ર | | માર્ચ–મે | ગ્રીષ્મ. |
| | ૨–૩ ,, વૈશાખ | | | |
| | ૩–૪ ,, જ્યેષ્ઠ | | મે–જુલાઇ | વર્ષા. |
| | આષાઢ | | | |
| ચોમાસુ | ૪–૫ ,, શ્રાવણ | | જુલાઇ–સપ્ટેંબર | શરદ. |
| છેલ્લી ઋતુ | ૫ ૬ | | | |
| | ૬ ઠ્ઠા માસનો છેલ્લો દિવસ | | | |
| | ૬–૭ માસો ભાદ્રપદ | | | |
| લાંબી ઋતુ | ૭–૮ ,, અશ્વિન | | સપ્ટેંબર નવેંબર | હેમન્ત |
| | ૮–૯ ,, કાર્તિક | | | |

૧ Robes.

૨ ખાસ અગત્યની જરૂર સિવાય, સાત દિવસ એ વધુમાં વધુ જ હોય એમ લાગે છે. જુઓ મહાવગ્ગ, ૩, ૫, ૫.

( એકજ માણસને ) બીજી વખત મળવાનો પ્રસંગ આવે તો, વિનયનો આદેશ છે કે તેણે ફરી રજા લીધા બાદ જવું. જો ગેરહાજરીની મુદત સાત દિવસ કરતાં વધે–આઠ દિવસ કે ચાળીશ રાત સુધી પણ–તો ચાલતી ક્રિયા દરમ્યાન માણસે રજા લેવી જોઇએ. પણ વર્ષની અર્ધી મુદત સુધી બહાર રહેવાની પરવાનગી નથી; તેથી વધુમાં વધુ ચાળીશ દિવસની રજા આપવામાં આવે છે. જો કોઇ બીમાર માણસની સેવામાં કે કાંઈ મુશ્કેલ કામે જવાનુ હોય તો, માણસે ( રજા લીધા સિવાય પણ ) ચાલ્યા જવું જોઇએ; આવા કિસ્સામાં રજા લેવામાં ન આવી હોય તો પણ તે વર્ષનું ઉલ્લંઘન કરતો નથી. ઘરબાર વિનાના સભ્યોની પાંચ પરિષદે[1] આ પરાવર્તન કરવું પડે છે; એ પૈકી જરૂરી પ્રસંગે પોતાના જગ્યાએ બીજાને દાખલ કરવા પરવાનગી મેળવવા વિનંતિ કરી, નીચલા વર્ગના સભ્યને ગેરહાજર રહેવાની છૂટ છે. વર્ષ ( વર્ષા ઋતુ ) પહેલા દરેક માણસને ઓરડીઓ આપવામાં આવે છે, સ્થવિરોને સારી ઓરડીઓ અપાય છે, અને એ પ્રમાણે ક્રમશઃ છેક નીચલા વર્ગના સભ્યોને. નાલન્દ વિહારમાં આવા નિયમો હમણા પળાય છે; ધર્માચાર્યોની મ્હોટી સભા દર વરસે આ વાસો સોંપે છે. લોકજ્યેષ્ઠે આપણને શીખવ્યું તે આ છે, અને તે અતિ હિતકર છે. પ્રથમ તો, એ

૧ ભિક્ષુ, ભિક્ષુણી, શિક્ષમાણા, શ્રમણેર તથા શ્રમણેરી–એ બધા પાંચ પરિષદ કહેવાય છે; કેટલીક વખત એમાં ઉપાસકો તથા ઉપાસિકાઓ ઉમેરવામાં આવે છે, એટલે એકંદર આમ સાત પરિષદ થાય છે. જુઓ મહાવગ્ગ, ૩, ૫, ૪.

માણસની સ્વાર્થ બુદ્ધિ દૂર કરે છે; બીજું, ધર્માચાર્યો માટે યોગ્ય રીતે ઓરડીઓ રક્ષિત રહે છે. પરિવ્રાજક ભિક્ષુઓએ આ પ્રમાણે વર્તવું જોઇએ તે ઘણુ વ્યાજબી છે. કીઆંગના દક્ષિણ ભાગમાં વિહારો આ પ્રમાણે ધર્મગુરુઓને આવાસો સોંપે છે; પ્રાચીન મુનિઓએ આપણને આ ( રિવાજ ) આપ્યો છે, અને અદ્યાપિ તે પ્રચલિત છે. માણસે કોઇ મંદિરમાં મુકામ કરી તે પોતાની માલીકીનું છે એમ માનવું, અને આવો આચાર વિહિત છે કે નહિ એ જાણ્યા વિના જીવન વ્યતીત કરવું એ શું યોગ્ય છે? આગલા જમાનામાં આમ થતું નહોતું. આખા ચીનમાં પાછલા જમાનાના માણસોની દૃષ્ટિ બહાર ધર્મ ગયો છે. જો ઉપદેશ અનુસાર આવાસો નિયુક્ત કરવામાં આવે તો તે ( સંઘને ) ઘણું લાભદાયી નીવડશે.

---

# પ્રકરણ ૧૫ મું

## પ્રવારણ દિન

જે દિવસે વર્ષ સમાપ્ત થાય છે, અને વરસ પૂરૂં થાય છે તે દિવસ શુ-ધ હોવો જોઇએ—એટલે ત્રણ મુદ્દા (—માણસે જે જોયું હોય, સાંભળ્યું હોય તથા જે વિષે તેને શક હોય તે) અનુસાર સ્વેચ્છાએ બીજાના દોષો બતાવવા. ત્યાર બાદ 'એકરાર'[1] અને અપરાધો માટેનું પ્રાયશ્ચિત્ત આવે છે. પ્રવારણનું આગલું ભાષાંતર ર–સે–સ્સે હતું. એટલે કે 'આત્મ–અનિગ્રહ.'

ચૌદમા દિવસની રાતે, ઉંચી બેઠક પર બેસી, બૌદ્ધ સૂત્રો વાંચવા એક ગાયકને પરિષદે બોલાવવો જોઇએ. તે વખતે ગૃહસ્થ ભક્તો તથા ધર્માચાર્યો મેઘ કે ધૂમસની જેમ એકત્ર ટોળે મળે છે. તેઓ દીપો અવિરત પ્રગટાવે છે, અને ગંધ-પુષ્પ અર્પે છે. બીજે દિવસે સ્હવારે તે બધા ગામો કે નગરોની આસપાસ જાય છે અને ભક્તિભાવથી બધા ચૈત્યોની પૂજા કરે છે.

માળવાળી ગાડીઓ, પાલખીમાં પ્રતિમાઓ, નગારા તથા બીજાં ગગનભેદી વાદ્યો, સુવ્યવસ્થિત હારમાં ઉંચે લગાવેલી,

[1] કબુલાત, પાપનિવેદનઃ Confession

સૂર્યને આવરતી ધ્વજાઓ તથા વિતાનો, તેઓ લાવે છે. આ ચા-મ-કીન-લી ( સામગ્રી ) કહેવાય છે, જેનો અર્થ 'સમન્વય' કે ' સાથે ભેગા મળવું '—એવો થાય છે. બધા ઉપવસ્થ-દિનો આ દિવસના જેવા હોય છે. ચીનમાં આપણે આને ' નગરની આજુબાજુ જવાનો વિધિ ' કહીએ છીએ. પૂર્વાહ્નની શરૂઆતમાં (સ્હવારે ૯ થી ૧૧) તેઓ વિહારમાં પાછા ફરે છે, બપોરે તેઓ મહાન ઉપવસ્થ-ક્રિયા કરે છે, અને સાંજે પોતાના હાથમાં તાજા 'રશીસ'ના સ્તબકો લઇ બધા ભેગા મળે છે. પોતાના હાથથી તેને અડી કે પગ તળે તેને છૂંદી, તેઓ ઇચ્છા પ્રમાણે વર્તે છે-પ્રથમ ભિક્ષુઓ અને પછી ભિક્ષુણીઓ; ત્યારપછી સંઘના ત્રણ નીચલા વર્ગો. જો એવો ભય રહે કે માણસની મ્હોટી સંખ્યાને લીધે સમય ઘણો વહી જશે તો, ઘણા સભ્યોમે, એક સાથે જઇ પ્રવારણ-વિધિ કરવાનું, સંઘે ફરમાવવું જોઇએ. જો બીજો કોઇ કાંઇ અપરાધ બતાવે તો, તે કબૂલ કરી ધર્મ પ્રમાણે તેનું પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ.

એ વખતે, કાં તો ગૃહસ્થો ઉપહાર આપે છે, કાં તો સંઘ જાતે તે વહેંચે છે, અને બધી જાતના ઉપહારો પરિષદ્ સમક્ષ લાવવામાં આવે છે. પાંચ સંમાનનીય માણસોએ ( પંચ પરિષદમાંથી એકકેક ? ) સ્થવિરોને આમ પૂછવું જોઇએઃ ' સંઘના સભ્યોને આ ચીજો આપી શકાય અને તે પર તેમની માલીકી થાય કે નહિ ? ' સ્થવિરો ઉત્તર આપે છેઃ " હા. " પછી બધા વસ્ત્રો, ચપ્પુઓ, સોયો, આરા ( ચર્મપ્રભેદિકા ) વગેરે સ્વીકારાય છે અને સરખી રીતે વહેંચવામાં આવે છે.

(બુદ્ધનું) આવું શાસન છે. એ દિવસે તેઓ ચપ્પુ તથા આરા ભેટ આપે છે તેનું કારણ એ કે, દાન લેનાર (તીવ્ર) મેધા તથા કુશાગ્ર પ્રજ્ઞા પ્રાપ્ત કરે એમ તેઓ ઇચ્છે છે. આ પ્રમાણે જ્યારે પ્રવારણ સમાપ્ત થાય છે ત્યારે, બધા પોતપોતાને સ્થાને પાછા ફરે છે. જો ગ્રીષ્મમાં તેઓ પૂરેપૂરો વખત રહ્યા હોય તો ત્યાં રાત્રિ પ્રસાર કરવાની કાંઇ જરૂર રહેતી નથી; આ અન્યત્ર પૂર્ણ રીતે સમજાવવામાં આવ્યું છે એટલે અહિં તેનું સવિસ્તર વર્ણન હું આપીશ નહિ. પાપનિવેદનનો હેતુ એ હોય છે કે પોતાના અપરાધો જાહેર કર્યાથી અને પોતાના આગલા દોષો કહ્યાથી, માણસ તેનું ભૂતપૂર્વ વર્તન બદલશે અને ભાવી જીવન સુધારશે તથા પરિપૂર્ણ નિખાલસતાથી પોતાની જાતને તે ખંતથી નિંદશે. દર પખવાડીએ માણસે પોષધ કરવું જોઇએ, અને દર સ્હવારે તથા સાંજે તેણે પોતાના અપરાધો ઉપર વિચાર કરવો જોઇએ.

(ઇત્સીંગનું ટિપ્પણ):

પોષધ:[1] પોષ એટલે પોષણ, અને ધ એટલે પવિત્ર

---

૧ અહિં પોષધથી પાપનિવેદન વિવક્ષિત છે, જો કે ઇત્સીંગની વ્યુત્પત્તિ અતિ વિચિત્ર છે. આ શબ્દનું મૂળ પાલિ 'ઉપોસથો' શબ્દમાં જ શોધી શકાય છે, જેનો અર્થ ઉપવાસ, અને ઉપવાસ-દિન છે. વળી ઉપોસથ નામનો પણ શબ્દ છે. 'ઉપોષધ' વાપરતી વખતે, મૂળ ઉપવસ્થ શબ્દ ભૂલાઇ ગયો છે, અને ઉપોષધનો 'ઉ' મહેલાઇથી જતો રહ્યો હોય અને ખોટી વ્યુત્પત્તિ એ શબ્દને લાગુ પાડવામાં આવી હોય.

કરનાર–એટલે પોષણનો અર્થ સદ્‌ગુણોનું પોષણ કરવું, અને શીલનું ઉલ્લંઘન કરવાના અપરાધને પવિત્ર કરવો. અગાઉ એની જગ્યાએ પુ–સ શબ્દ વપરાતો હતો, પણ તે ઘણો સંક્ષિપ્ત તથા ખોટો શબ્દ છે.

પ્રથમ સ્કંધના અપરાધ ( પારાજિક અપરાધો )નું પ્રાયશ્ચિત્ત થતું નથી. બીજા વર્ગના અપરાધો ( સંઘાદિ શેષ અપરાધો કે પાપો )માં અપરાધીને, પ્રાયશ્ચિત્ત કર્યા પછી, ભિક્ષુના સંઘમાં પાછો લેવો જોઇએ,[1] પણ જો અપરાધ નાનો હોય તો, પોતાના દરજ્જાના નહિ એવા માણસો આગળ તે ( ગુન્હો ) કબૂલ કરી તેનું પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. સંસ્કૃતમાં આપણે તેને ' આપત્તિ–પ્રતિદેશન ' કહીએ છીએ; આપત્તિ એટલે ' પાપ ' કે ' અપરાધ ', અને પ્રતિદેશન એટલે બીજા સમક્ષ કબૂલ કરવું.

આમ પોતાના અપરાધો કબૂલ કરતાં અને પવિત્ર થવાની ઇચ્છા કરતાં, માણસ આશા રાખે છે કે, એક પછી એક પાપો કબૂલ કરવાથી તેનું પ્રાયશ્ચિત થાય છે. એકી વખતે બધાં પાપો કબૂલ કરવાની વિનયમાં રજા નથી. અગાઉ આપણે ( એને માટે ) ચાનકુઇ શબ્દ વાપરતા હતા, પરંતુ તે ' કબૂલાત ' ને અનુલક્ષતો નથી, કેમકે ક્ષમા (ચાઇનીસ ચાનનો અર્થ ક્ષમા

---

૧ સરખાવો—પાતિદ્દેસનીયા ધમ્મા, પાતિમોક્ખ, પૃ. ૫૬, S. B. E. vol. xiii.

થાય છે ) એ હિંદી શબ્દ છે અને તેનો અર્થ 'માફી આપવી' થાય છે, જ્યારે કુઇ એ ચીની શબ્દ છે જેનો અર્થ 'પશ્ચાત્તાપ' થાય છે.

પશ્ચાત્તાપને ક્ષમા સાથે લેશ પણ સંબંધ નથી. જો આપણે હિંદી પાઠને કડકાઇથી અનુસરીએ તો, પાપનું પ્રાયશ્ચિત કરતી વખતે આમ બોલવું જોઇએ; 'નિખાલસ મનથી હું મ્હારો અપરાધ કબૂલ કરૂં છું.' આ ઉપરથી આટલું તો સ્પષ્ટ છે કે ક્ષમાનો પશ્ચાત્તાપથી અનુવાદ કરવામાં કાંઇ આધાર કે પ્રમાણ નથી.

જ્યારે હિંદીઓએ કાંઇ ભૂલ કરી હોય, અથવા અજાણપણે બીજાના શરીરનો સ્પર્શ થયો હોય ત્યારે તેઓ, કેટલીક વખત, જેનો અપરાધ કર્યો હોય તેનું શરીર થાબડી, કે કેટલીક વખત તેના ખભાનો સ્પર્શ કરી, ક્ષમા ( શબ્દ ) ઉચ્ચારે છે; પોતાના દરજ્જાની પરવા વિના તેઓ આમ કરે છે; જો એમાં બન્ને પક્ષો સ્થવિરના હોય તો, નીચે લટકતા હાથ રાખી એક બીજાની સામે તેઓ જુએ છે, અથવા જો એક માણસ ઉતરતી પંક્તિનો હોય તો, તે હાથ જોડી સામા માણસને યોગ્ય સન્માન આપે છે.. ક્ષમાનો અર્થ 'ત્હમારી માફી માંગુ છું.' 'મહેરબાની કરી ગુસ્સે થશો નહિ' એવો થાય છે. જ્યારે આપણે બીજાની માફી માગીએ છીએ ત્યારે વિનયમાં ક્ષમા શબ્દ વપરાય છે. પણ જ્યારે આપણે આપણા પાપો કબૂલ કરીએ છીએ ત્યારે દેશન ( પ્રતિદેશન ) શબ્દ વપરાય છે.

ભાવિ જમાનાના માણસોને આપણે ખોટે રસ્તે દોરી જઇએ એવી બીતિથી આગલા વખતમાં જે જે ભૂલો દાખલ થઈ છે તે વિષે મેં લખ્યું છે. જો કે આપણે આધુનિક રીત-રિવાજોથી ટેવાયા છીએ, તો પણ મૂળ નિયમો અનુસરવા, આપણે પ્રયત્ન કરવો જોઈએ.

સંસ્કૃત પ્રવારણ ( શબ્દ )નું ભાષાંતર ' પોતાની ઇચ્છાનુસાર ( કરવું ) ' એવું થાય છે; ' સંતોષવું ' એવો પણ એનો અર્થ થાય છે, અને વળી 'પોતાની ઇચ્છા પ્રમાણે બીજાના અપરાધ દર્શાવવા ' એવો પણ એ શબ્દનો ભાવાર્થ છે.

---

# પ્રકરણ ૧૬ મું

## ચમચા તથા છરી

પશ્ચિમમાં ( હિંદમાં ) ખાવાની રીતના સબંધમાં ( જણાવવાનું કે ) તેઓ ફક્ત જમણો હાથ જ વાપરે છે, પણ જો કોઈ બીમાર હોય કે બીજું કાંઈ કારણ હોય તો, ચમચો ઉપયોગમાં લેવાની છૂટ છે. હિંદના પાંચે ભાગોમાં આપણે ' છરી ' વિષે કાંઈ સાંભળતા નથી; ચારે નિકાયોના વિનયમાં પણ એ વિષે કશો ઉલ્લેખ નથી, અને ચીનમાં જ તે વપરાય છે. ગૃહસ્થો સ્વાભાવિક રીતે જૂનો રિવાજ ( છરી વાપરવાનો ) પાળે છે, અને ધર્માચાર્યો તેમની મનોવૃત્તિ પ્રમાણે તે વાપરે કે નહિં યે વાપરે. છરી કદી વિહિત થઈ નથી તેમજ નિષિદ્ધ પણ નથી, એટલે સંક્ષિપ્તવિનય અનુસાર એ પ્રશ્નનું નિરાકરણ કરવું જોઈએ, કેમકે જ્યારે છરીનો ઉપયોગ થાય છે ત્યારે માણસ ચર્ચા કરતા નથી કે કાંઈ બોલતા યે નથી.

ચીનમાં તેનો ઉપયોગ થઈ શકે છે, કેમકે જો આપણે જકથી તેનો ઉપયોગ અસ્વીકાર્ય ગણશું તો, લોકો આપણને હસી કાઢશે અથવા તો તેઓ ફરિયાદ કરશે.

હિંદુસ્તાનમાં તેનો ઉપયોગ કરવો જોઈએ નહિ. સંક્ષિપ્ત વિનયનો આવો ઉપદેશ છે.

# પ્રકરણ ૧૭ મું

## વંદન માટે યોગ્ય અવસર

વંદનની રીત નિયમો અનુસાર હોવી જોઇએ, નહિ તો તે સપાટ જમીન પર પડયા બરાબર છે. તેથી બુદ્ધ કહે છેઃ ‘ બે પ્રકારનું અશૌચ છે જેની સાથે કોઇએ પણ વંદન સ્વીકારવું નહિ, બીજાને વંદન કરવું નહિ. ’

જો તે શાસન વિરુદ્ધ થાય તો, દરેક નમનમાં ઉપેક્ષાનો દોષ આવે છે. તો તે બે પ્રકારનું અશૌચ તે કયું ?

પ્રથમ, ખાવાપીવાથી આવતી અપવિત્રતા. કાંઇ પણ ખાવાથી કે દવા પીવાથી પણ, મ્હોં ધોયા વગર તથા હાથ સાફ કર્યા વિના, માણસ વંદનને લાયક થતો નથી. જ્યારે તેણે કાંઇ પાન, પાણી, સ્હા કે મધુ–જલ પીધું હોય કે ઘી કે આર્દ્ર ખાંડ ખાધી હોય ત્યારે પણ યોગ્ય રીતે શુદ્ધ થયા વિના તે ( વંદન માટે ) તેટલો જ અયોગ્ય હોય છે.

બીજું, ન્હાવા ધોવાની ઓરડીએ કે મૂત્રસ્થાને જવાથી આવતી અપવિત્રતા. ત્યાં ગયાથી માણસ અશુદ્ધ બને છે, અને (તેથી) શરીર, હાથ તથા મ્હોં પવિત્ર કરવું, આવશ્યક બને છે.

એજ પ્રમાણે જ્યારે માણસનું શરીર કે કપડાં, સુખરસ કે કફથી અગડવાથી અશુદ્ધ બન્યા હોય ત્યારે પણ.

સ્હેવારમાં દંતકાષ્ઠ ન વાપરવાથી ( આવતી ) અપવિત્રતાનો પણ આમાં સમાવેશ થાય છે.

ધર્માચાર્યોની સભા વખતે કે ઉપવસ્થ-દિને, જો માણસ અશુદ્ધ હોય તો તેણે ફક્ત પગે લાગવું. હાથ જોડવા એટલે માન આપવું, અને તેથી તેણે પૂર્ણ વંદન કરવું જોઇએ નહિ. જો તે એમ કરે તો, તે વિનય વિરુદ્ધ વર્તે છે. ઉદ્યોગી સ્થળે કે અપવિત્ર જગ્યાએ, કે રસ્તા પર વંદન કરવું ન જોઇએ. આ વિગતોનું વિનય ગ્રંથોમાં વર્ણન છે. વિનયનું કડક પાલન કરવાની ઇચ્છા છતાં ખોટા સાંપ્રદાયિક રિવાજથી કે ભિન્ન આઓહવાથી કેટલાક આચારોમાં વિક્ષેપ આવે છે.

જ્યાંસુધી આપણા જેવા વર્તનારા પડયા છે અને જેમને આપણે દોષિત સાથીઓ તરીકે જોઇ શકીએ છીએ ત્યાંસુધી આપણામાંથી કોઇ પણ નાના અપરાધથી સાવચેત રહેશે નહિ !

---

# પ્રકરણ ૧૮ મું

## મળશુદ્ધિ

હવે હું મળશુદ્ધિ સંબંધી નિયમોનું સંક્ષિપ્ત વર્ણન કરીશ. શરીરના નીચલા ભાગ પર માણસે ન્હાવાનું કપડું, અને ઉપરના ભાગ પર સંકક્ષિકા પહેરવું જોઇએ. પછી સાફ-સુફ કરવા માટે પાણીથી એક ઘડો ભરવો, લોટો લઇ જાજરામાં જવું, અને પછી અંદર ગુપ્ત રહેવા બારણું વાસી દેવું જોઇએ. માટીના ચૌદ પિંડો વર્ચસ્કુટીની બહાર રાખવામાં આવે છે અને તે માટીની થાળી કે એક નાના પાટીયા પર મૂકવામાં આવે છે. એ થાળી કે પાટીયું એક હાથ લાંબુ અને અર્ધો હાથ પહોળું હોય છે. એ માટીના પિંડોનો ભૂકો કરી નાંખવામાં આવે છે, અને તેની બે હાર કરવામાં આવે છે. દરેક પિંડનો ભૂકો જુદો જુદો રાખવામાં આવે છે. ત્યાં એક વધુ પિંડ પણ હોવો જોઇએ. માણસે બીજા ત્રણ પિંડ સંડાશમાં લઇ જઇ, ત્યાં એક બાજુએ મૂકવા જોઇએ. આ ત્રણ પૈકી-એકનો ઉપયોગ શરીર ઘસવામાં, જ્યારે બીજાનો શરીર ધોવામાં કરવાનો હોય છે. શરીર ધોવાની રીત નીચે પ્રમાણે છે: ડાબા હાથે શરીર સાફ કરવું જોઇએ, અને ફરીથી પાણી તથા માટી વડે તે શુદ્ધ કરવું જોઇએ. હજુ એક પિંડ બાકી રહે છે, જે વડે એક વખત ડાબો હાથ જેમ તેમ ધોઇ નાંખવો જોઇએ. જો પતાકડાનો કટકો હોય તો તે અંદર લાવવો ઠીક

છે, પણ તેનો ઉપયોગ થયા પછી જાંજરા બહાર તે ફેંકી દેવો જોઇએ. પણ જો જુનો કાગળ વાપરવામાં આવે તો, તેને અંદર જ નાંખી દેવો. શૌચ કર્યા પછી, કપડાં બરાબર પાછા પહેરવાં, અને જમણા હાથમાં લોટો લઇ બહાર આવવું જોઇએ. ફરીથી ડાબા હાથથી લોટાને પકડી, પણ ડાબો હાથ ભીડી, જમણા હાથથી બારણું વાસી સંડાશ છોડવું. હવે જ્યાં માટીના પિંડો રાખ્યા હોય ત્યાં આવવું, અને એક બાજુએ બેસવું; જો કોઇ સાદડી વાપરે તો, પ્રસંગ પ્રમાણે તે મૂકવી જોઇએ. ઘડો ડાબા ઘુંટણ પર મૂકવો જોઇએ અને તે ડાબા હાથથી નીચે નમાવવો. પ્રથમ તો પાસે જે સાત માટીના પિંડા પડયા હોય તે ડાબો હાથ સાફ કરવા વારા ફરતી વાપરવા, અને પછી બન્ને હાથો સાફ કરવા બાકીના સાત એક પછી એક વાપરવા.

ઈંટ તથા પાટીયાની સપાટી સ્વચ્છતાથી સાફ કરવી જોઇએ. હજુ એક પિંડ બાકી રહ્યો હોય છે જે વડે ઘડો, હાથ, પેટ તથા પગો સાફ કરવા જોઇએ; જ્યારે બધું શુદ્ધ તથા સ્વચ્છ થાય ત્યારે પોતાની ઇચ્છા પ્રમાણે માણસ જતો રહી શકે છે. ઘડાનું પાણી મ્હોં અને ઓષ્ઠે લગાડવા લાયક હોતું નથી. પછી પોતાની ઓરડીમાં પાછા આવવું જોઇએ, અને સ્વચ્છ ઘડાના પાણીથી મ્હોં ધોવું જોઇએ. જાંજરે જઇ આવ્યા બાદ જો કોઇ ઘડાને અડે તો તેણે ફરી હાથ ધોવા જોઇએ અને મ્હોં સાફ કરવું જોઇએ, અને પછી ગમે તે વાસણને તે અડી શકે છે. મળોત્સર્ગના આવા નિયમો છે. પીડાથી બચવા ધર્મા-

ચાર્ય જાતે પોતાને શુદ્ધ કરે છે; પણ જેને નોકર હોય છે તેને શરીર સાફ કરવા દે છે.

સંડાશે જઇ આવ્યા બાદ એક બે માટીના પિંડાથી ગમે તે સંજોગોમાં માણસે તેના હાથ સાફ કરવા જોઇએ, કેમકે શૌચ આદર આપવાનો પાયો છે. એ ખરું છે કે, કેટલાક આ વાતને નજીવી બાબત ગણે છે, પણ વિનયમાં ( એ માટે ) કડક નિષેધો છે.

શૌચ કર્યા વિના સંઘની માલીકીની ખુરશી પર બેસવું જોઇએ નહિ કે ત્રિરત્નને વંદન કરવું જોઇએ નહિ. આવી રીતે શેન–ત્સે ( કાયપુત્ર ) એ એક પાખંડીને વશ કર્યો હતો.[1] તેથી બુદ્ધે ભિક્ષુઓ માટે નિયમો ઘડયા હતા. જો ત્હમે ( તેના આદેશનું ) આચરણ કરશો તો, વિનય નિયમના અનુસરણથી પ્રાપ્ત થતું પુણ્ય ત્હમને મળશે, નહિ તો તેના ઉપદેશનું ઉલ્લંઘન કરવાથી થતો અપરાધ ત્હમને લાગશે. ઉપરના જેવા નિયમો ચીનમાં કદી દાખલ કરવામાં આવ્યા નથી. જો તે શીખવવામાં આવે તોપણ, લોકોને તે નાપસંદ લાગશે અને તેઓ કહેશે, ' મહાયાનબોધિત શૂન્ય વિશ્વમાં શુદ્ધ શું અને અશુદ્ધ શું ? ત્હમારું અંતર સદૈવ પૂર્ણ છે; તો પછી બાહ્ય શુદ્ધિનો શો ઉપયોગ વારુ ? ' પરંતુ તેઓ જાણતા નથી કે આ પ્રમાણે વિચારવાથી તેઓ બુદ્ધના ઉપદેશની ઉપેક્ષા કરે છે, અને તેના આર્ય હૃદયને અજુગતું કરે છે.

[1] આ નિર્દેશ વિષે કંઈ એ ચોક્કસ કહી શકાય એમ નથી.

એક બીજાને માન આપવાથી. કે એક બીજાથી તેનો સ્વીકાર કરવાથી પાપ લાગે છે. કપડા પહેરવાની તથા ખોરાક લેવાની આપણી રીતથી દેવો તથા પ્રેતો ઉદ્વેગ પામ્યા છે.

જો કોઇ પ્રક્ષાલન કરી શુદ્ધ ન થાય તો, હિંદના પાંચ ભાગના લોકો તેને હમી કાઢે છે, અને જ્યાં જશે ત્યાં એ માણસની નિંદા થશે. જેના પર ધર્મપ્રચારનું કામ અવલંબે છે તેણે ( બુદ્ધનો ) ઉપદેશ પરંપરા પહોંચાડવો જોઇએ. 'આપણે સંસારની જંજાળથી દૂર ભાગ્યા છીએ, અને ઘરબાર ત્યજી પરિવ્રાજક બન્યા છીએ એટલે શાકય પિતાના એકે એક વચન ( શબ્દ ) નું પાલન કરવા આપણે બંધાયા છીએ. વિનયના વિષય તરફ આપણે શી રીતે અરુચિકર દૃષ્ટિ નાંખીએ ? ત્હમે આ વાત ન માનો તો પણ, જેનો ( અહિં ) નિર્દેશ કરવામાં આવ્યો છે તેનું પાલન કરવા પ્રયાસ કરો તો ઠીક. પાંચ છ દિવસ પછી સાફસુફ ન કરવાના દોષો ત્હમે જાણશો.

શીયાળામાં ત્હમે ગરમ પાણી વાપરી શકો છો; બાકીની ત્રણ ઋતુમાં ત્હમારી ઇચ્છાનુસાર ત્હમે ઉપયોગ કરી શકો છો. પણ નાના વાસણનો ( પાણી રાખવા ) તથા કકડાનો ( શરીર લ્હોવા ) ઉપયોગ વિનયમાં વિહિત નથી. કેટલાક મ્હોમાં પાણી રાખી જાંજરામાંથી બહાર જાય છે; આ પ્રથા પણ શૌચના નિયમો વિરુદ્ધ છે.

ધર્માચાર્યોની રહેવાની જગ્યાએ સંડાશ સ્વચ્છ રાખવાં જોઇએ. જો એમ જાતે ન થઇ શકે તો બીજાને સમજાવી એ

કામ કરાવવું. ચારે દિશામાંથી આવતા, સરખા અને ઉન્નત આચાર્યોને આવી રીતે એક આશ્રય મળે છે. ખર્ચ ઓછો થવો જોઇએ એ મહત્વનું છે.

શૌચની આવી ક્રિયા છે અને તે નકામી વસ્તુ નથી. એક બે શિહ પાણી માઇ શકે એવડું વાસણ તૈયાર કરવું. તેમાં માટી ભરવી અને તે સંડાશ નજીક મૂકી રાખવું. પાણી રાખવા માટે, જો પોતાના ઓરડામાં પાણીનો ઘડો તૈયાર કરેલો ન હોય તો ધર્માચાર્યને માટીનું વાસણ વાપરવાની છૂટ છે.

જલપૂર્ણ ભાંડ સંડાશમાં લાવી ત્યાં એક ખૂણામાં તે મૂકવું, અને જમણા હાથથી શરીર સાફ કરવું.

પાણીવાળા પ્રદેશમાં ( ચીનમાં કીઆંગ તથા હ્વાંઇ ) જમીન નિમ્ન હોય છે અને (ચીની) ઘડો મળોત્સર્ગ માટે બહુધા વપરાય છે. તે જ સ્થળે કોઇથી પ્રક્ષાલન કરી શકાય નહિ; અને બહાર પાણી વહી જાય એવી પ્રક્ષાલન-જગ્યા જુદી બનાવવી જોઇએ.

કૈન-ચાઉમાં ફા-કુહ મંદિર; તાઇ ગિરિઉપર લીંગ-ચેન, હ્યીંગ શહેરમાં યૂ-હુસૈન; યાંગ-ચાઉમાં પા-તા;-ચીનના આ બધા દેવળોમાં, પાણી તથા માટીની ક્રિયા સિવાય, યોગ્ય નિયમો અનુસાર જાંજરા બનાવવામાં આવ્યા હતા. જો કોઇ માણસે આ એક વિગત ફેરવી હોત તો, રાજગૃહના જેવી જ ગોઠવણ થાત. આગલા આચાર્યોની ભૂલને, નહિ કે પાછલા

શિષ્યોના દોષને ઠપકો આપવો જોઇએ. સંડાશ આગળ રાખવાની માટી તથા ઘડામાં ભરવાનું પાણી સુરક્ષિત મૂકી રાખવાં જોઇએ, અને પૂરતા પ્રમાણમાં એ વસ્તુ પૂરી પાડવી જોઇએ.

બીજા ઘડાને (જેમાંથી પાણી બહાર રેડવામાં આવે છે) એક નાળચું લગાવેલું હોવું જોઇએ. જો કોઇ કુણ્ડી વાપરે તો, મેં આગળ વર્ણન કર્યું છે તે પ્રમાણે તે બનાવવી જોઇએ.[1]

પહોળા મુખવાળો અને ઢાંકણાવાળો ત્રાંબાનો ઘડો પ્રક્ષાલનમાં વાપરવા યોગ્ય નથી. જો તેની બાજુમાં એક બીજું મુખ ત્હમે કરો તો તેના ઢાંકણાના ઉપલા ભાગનું પતરાથી રક્ષણ કરવું જોઇએ, અને અણીદાર મૂર્ધભાગના મધ્ય ભાગમાં એક કાણું કોરો. જરૂર પ્રસંગે ત્રાંબાનો ઘડો ત્હમે વાપરી શકો છો.

અત્યાર સુધી મેં મ્હારી કલમ સાથે મહેનત કરી છે અને મ્હારા કાગળ વાપર્યા છે, એટલે મ્હારા વર્ણનની સવિસ્તરતા એ એનું પરિણામ આવ્યું છે. હું આશા રાખું છું કે મ્હારો બોધ સાંભળનાર અને (યોગ્ય) માર્ગનું અનુસરણ કરનારં કેટલાક માણસો નીકળશે.

તે મહા મુનિ યુગ્મ શાલ–વૃક્ષમાં નિર્વાણ પામ્યા, અને અર્હતો પણ હિંદના પાંચ ભાગોમાં ભસ્મ થયા.

... તેમની પાછળ રહેલો ધર્મ તેની છાયા અને સ્વરમાં હજુ ખીલવાની શરૂઆત કરે છે.[2] જેમણે સંસારી જીવનનો ત્યાગ કર્યો છે તેમની પાસે જઇ તેમને ત્હમારી જાત સોંપો; જેમણે

---

૧ જુઓ પ્રક. ૬.

૨ ઇત્સીંગ એમ કહેવા માગે છે કે ધર્મની અસર હજુ થોડી જ છે.

દુન્યવી જંજાળ છોડી છે એવા માણસોને અનુસરો. આ ખટપટી તથા મલિન તિમિરની દુનિયાનો ત્હમારે ત્યાગ કરવો જોઇએ; પવિત્રતાનુ પ્રશાન્ત તથા શુદ્ધ જીવન ત્હમારે ગાળવું જોઇએ. બાહ્ય મેલ તથા આંતરિક સ્ખલન એ બન્ને ત્હમારે દૂર કરવા જોઇએ, તેમજ ઉપર નીચેના બંધનોનો ત્હમારે ઉચ્છેદ કરવો જોઇએ. ત્હમારું શરીર પ્રશાન્ત તથા મન પવિત્ર રહેવાથી, ત્હમારા ચાર કામોને[1] કદી તકલીફ પડશે નહિ, અને ત્રિરત્નો ત્હમારા સદાના મિત્રો થશે.

હવે ત્હમે વિદ્યમાન માણસોના ઉપહાસપાત્ર રહેશો નહિ; મૃત્યુ–રાજા (યમ) ની કોપાયમાન દૃષ્ટિથી ત્હમારે શા માટે બ્હીવું જોઇએ ? પ્રાણીના નવ (૯) લોકને કેવી રીતે લાભ કરવા તથા ત્રણ લાંબા યુગ દરમ્યાન ( બુદ્ધત્વનું ) સારું કાર્ય પરિપૂર્ણ કરવા આપણે પૂરતા વિચાર કરવા જોઇએ.

હું ખરેખર આશા રાખું છું કે જો ( મ્હારાં લખાણથી ) લાખમાંથી એક પણ માણસ પોતાને સુધારશે તો મ્હારી વીશ[2] વર્ષની મહેનત દરમ્યાન મેં જે મુશ્કેલી તથા કટુતા સહન કર્યા છે તે માટે હું દીલગીર થઇશ નહિ.

---

૧ જવું, રહેવું, બેસવું અને સુવું.

૨ ' દ્વિદ્વાદશ વર્ષો ' એ ચીની ભાષામાં બે 'ચી' છે. સામાન્ય રીતે ચી એટલે બાર (૧૨)–એટલે અહિં ૨૪ વર્ષ થશે. પણ ઇ. સ. ૬૭૧ થી ૬૯૨ સુધીમાં–જે ગાળામાં ઇત્સિંગે પ્રસ્તુત ગ્રંથ ચીન મોકલ્યો હતો–ફક્ત ૨૦ વર્ષ થાય છે. પણ ચી શબ્દ દશ (૧૦) માટે પણ વપરાય છે એટલે અહિં ' બે દશક ' (૨૦) એવો અર્થ વિવક્ષિત છે.

# પ્રકરણ ૧૯ મું

## દીક્ષાના નિયમો

ભિક્ષુની કક્ષામાં દાખલ થતી વખતે પશ્ચિમમાં જે વિધિઓ કરવામાં આવે છે તે માટે બારીક નિયમો છે. એ બધા નિયમો ( બુદ્ધ ) મુનિએ સ્થાપિત કર્યા છે અને તે એકશતકર્મન્‌માં[1] આપવામાં આવ્યા છે; પણ તે સબંધી કેટલાક મુદ્દાનું અહિં હું સંક્ષિપ્ત વર્ણન કરીશ. ગમે તેણે પોતાના વિચારો ( ધર્મ તરફ ) ફેરવ્યા હોય અને ભિક્ષુ થવાનો તે ઉત્સુક હોય તો પોતે પસંદ કરેલા ગુરુ પાસે તે જાય છે, અને તેના આગળ પોતાની ઇચ્છા દર્શાવે છે. એક યા બીજી રીતે માર્ગમાં ,કાંઈ અંતરાય છે કે નહિ–પિતૃહત્યા, માતૃહત્યા ઈત્યાદિ–તેની ગુરુ તપાસ કરે છે.

જો તેને કાંઈ મુશ્કેલી ન જણાય તો તે ( ગુરુ ) જે વિજ્ઞપ્તિ કરવામાં આવી હોય તેની રજા આપે છે અને તેને ( સંઘના સભ્ય તરીકે ) સ્વીકારે છે. તેને સ્વીકાર્યા પછી, ગુરુ તેને દશ દિવસ કે એક માસ છૂટો રહેવા દે છે, અને પછી પાંચ શીલ[2] શીખવે છે.

---

૧ મૂલસર્વાસ્તિવાદનિકાય–એકશતકર્મન્‌.

૨ બુદ્ધના સુપ્રસિદ્ધ પાંચ શીલો કે આદેશો: (૧) અહિંસા, (૨) અસ્તેય, (૩) અસત્યનો ત્યાગ, (૪) અસંભોગ, અને (૫) મદિરાદિનું અપાન.

જે માણુસ અત્યાર સુધી સાત પરિષદનો સભ્ય નહોતો તે હવે ઉપાસક કહેવાય છે; બુદ્ધના ધર્મમાં આ એનું પ્રથમ પગથિયું છે. પછી પાટ ( સાદો ઝભ્ભો ), સંકક્ષિકા, નિવાસન, પાત્ર તથા ગરણુ વ્યવસ્થિત ગોઠવી, ગુરુ સંઘને સંબોધે છે અને કહે છે કે આ માણુસ ભિક્ષુ થવાની ઇચ્છા ધરાવે છે. જ્યારે સંઘ તેને દાખલ કરે છે ત્યારે ગુરુ પોતાના તરફથી આચાર્યોને ( તે ક્રિયા ચલાવવા ) કહે છે. પછી એકાંત જગ્યામા પેલો માણુસ પોતાના વાળ તથા દાઢી નાપિત પાસે કપાવે છે, અને ઋતુ પ્રમાણે ગરમ કે ઠંડા પાણીથી સ્નાન કરે છે. એક કે બીજા પ્રકારે ગુરુ તપાસે છે કે તે વ્યંઢળ છે કે નહિ ઇત્યાદિ, અને પછી તેને નિવાસન પહેરાવે છે. પછી તેને ઉત્તરીય વસ્ત્ર આપવામાં આવે છે, જેને પોતાના શિર્ષથી સ્પર્શ કરી તે સ્વીકારે છે. ધર્માચાર્યને ઝભ્ભો ગ્રહણુ કર્યા પછી, તે પાત્ર લે છે. હવે તે પ્રવ્રાજિત કહેવાય છે. પછી ઉપાધ્યાય સમક્ષ, આચાર્ય તેને દશ શિક્ષાપદ કંઠસ્થ બોલી કે વાંચીને ઉપદેશ કરે છે. આ ઉપદેશ લીધા પછી તે શ્રમણેર કહેવાય છે.

( ઇત્સીંગનુ ટિપ્પણુ ):

શ્રમણેરનો અર્થ–' જે આરામ લેવા યત્ન કરે છે તે'–એવો કરવાનો છે, એટલે કે ' જે નિર્વાણુપૂર્ણ આરામ પ્રાપ્ત કરવા ઇચ્છા કરે છે તે. ' એ શબ્દની જગ્યાએ અગાઉ શા–મી શબ્દ વપરાતો હતો, જે અતિ સંક્ષિપ્ત અને ઉચ્ચારમાં ખોટો છે. એનો અર્થ 'દયામાં આરામ લેતો' એવો કરવામાં આવતો હતો, જે માટે કાંઇ પ્રમાણુ નથી–જો કે અર્થ માટે કદાચ તેમ હોય.

ઉપદેશ લેવાની વિનંતિ કરવાની' અને પોતાની ઇચ્છા જાહેર કરવાની ક્રિયાઓ, મહિમા, વિધિઓ, વૃત્તિ તથા રીત-એ સર્વ જેઓ પૂર્ણ દીક્ષા (ઉપસમ્પદા) સ્વીકારવા જાય તેમને મળતું જ છે. પણ શ્રમણેરની વાતમાં વિનયમાં આપેલી બાર વિગતોનું ઉલ્લંઘન કરવાથી દોષ થતો નથી; પણ શિક્ષમાણા માટે નિયમમાં કેટલાક ફેરફાર છે. એ બાર વિગતો તે કઇ ?

૧. (શાસ્ત્રોકત તથા નિષિદ્ધ) ઝભ્ભા વચ્ચે તફાવત સમજવો જોઇએ. (નિસ્સજ્જિયા-૧-૧૦).

૨. વસ્ત્ર વિના સુવું ન જોઇએ.

૩. અગ્નિનો સ્પર્શ ન કરવો જોઇએ[1] (ઘણે ભાગે પાચિત્તિયા ૫૬).

૪. ઘણું ખાવું નહિ જોઇએ-(પાચિત્તિયા, ૩૫, ૩૬ અને ૩૪).

૫. સજીવ પદાર્થને કાંઇ ઇજા કરવી ન જોઇએ (પાચિત્તિયા ૬૧).

૬. લીલા ઘાસ પર ગંદી વસ્તુ નાંખવી ન જોઇએ (પાચિત્તિયા ૧૧ ને ૨૦).

૭. ઉંચા વૃક્ષ પર બેદરકારીથી ચઢવું ન જોઇએ (ખાસ જરૂર સિવાય).

૮. રત્નનો સ્પર્શ કરવો ન જોઇએ (પાચિત્તિયા ૮૪; નિસ્સજ્જિયા ૧૮ અને ૧૯).

---

[1] કાશ્યપ પ્રમાણે, આ ખુલ્લી જગ્યામાં બળતો અગ્નિ છે.

૯ ઉચ્છિષ્ટ ભોજન ખાવું ન જોઇએ ( પાચિત્તિયા ૩૮ )
૧૦. જમીન ખોદવી ન જોઇએ ( ,, ૯ )
૧૧ બીજા આપે તે અન્નની ના પાડવી ન જોઇએ
૧૨. ઉગતા અંકુરને કાંઇ ઇજા કરવી ન જોઇએ.

સંઘના બે ઉતરતા વર્ગો ( શ્રમણેર તથા શ્રમણેરી ) એ આ બાર નિયમોને વળગી રહેવું ન જોઇએ, પરંતુ શિક્ષમાણાઓ જો છેલ્લા પાંચ નિયમો ( ૮–૧૨ ) નું પાલન કરવાનુ ચૂકે તો તેઓ દોષપાત્ર ઠરે છે આ ત્રણ ઉતરતા વર્ગોએ પણ વર્ષનું પાલન કરવુ પડે છે

( સ્ત્રીઓ માટેના ) છ મહત્વના તથા ગૌણ નિયમો અન્યત્ર[1] આપવામા આવ્યા છે જો આ નિયમો તોડવાના

---

૧ વિનય-સંગ્રહ, પંક ૧૨. ૭ મહત્વના નિયમો

| | | |
|---|---|---|
| ૧. | સ્ત્રીએ | એકના મુસાફરી કરવી નહિ. |
| ૨. | ,, | ,, નદી ઓળંગવી નહિ |
| ૩ | , | માણસના શરીરનો સ્પર્શ કરવો નહિ |
| ૪. | ,, | માણસ સાથે મુકામ કરવો નહિ |
| ૫ | , | યુગ્મ-જોડનાર તરીકે કામ કરવુ નહિ |
| ૬ | ,, | ભિક્ષુણીએ કરેલો ગભીર ગુન્હો ઢાંકવો નહિ |

૭ ગૌણ નિયમો

| | | |
|---|---|---|
| ૧. | સ્ત્રીએ | પોતાનુ ન હોય એવુ સોનુ કે રૂપું લેવુ નહિ |
| ૨ | , | મસ્તક સિવાયના બીજા વાળ કાપવા નહિ |
| ૩ | ,, | બીનખેડાયલી જમીન ખોદવી નહિ. |
| ૪. | ,, | ઉગતું ઘાસ કે વૃક્ષ જાણી જોઇને કાપવુ નહિ |
| ૫ | , | પોતાને ન અપાયલો ખોરાક ખાવો નહિ. |
| ૬. | , | એક વખત સ્પર્શ થયલું અન્ન ખાવુ નહિ |

તેઓ દોષપાત્ર ન હોય તો તેઓ નિયમો અનુસાર વર્તે છે એમ ગણી શકાય; એમ હોય તો પાંચ પરિષદમાં તેમનો યોગ્ય રીતે સમાવેશ કરવામાં આવે છે અને તજ્જન્ય લાભોનો ભાગ તેઓ લઈ શકે છે. જે પરિવ્રાજક થયો છે તેને દશ શીલો ન બોધવા તથા તેનું ઉલ્લંઘન તે કરશે એવા ભયથી તેને મહાશીલની શિક્ષા ન આપવી એ આચાર્ય માટે અયોગ્ય લેખાય, કેમકે આવા પ્રસંગે શૈક્ષ (શ્રમણેરનું) ખોટું નામ ધારણ કરે છે (જેનો અર્થ) 'આરામ શોધવો' થાય છે, અને 'પોતાનું ગૃહ ત્યજી જતો રહ્યો છે' એવું (પ્રવ્રાજિતનું) અભિધાન વૃથા ધારણ કરે છે આ એક મ્હોટો ગેરલાભ છે, જો કે કેટલાક ભલે એમ ધારે કે આવા સંજોગોમાં પણ પરિવ્રાજક બનવામાં કાંઇક ફાયદો છે. એક સૂત્રમાં[1] કહ્યું છેઃ 'દશ શીલની શિક્ષા લીધા પહેલાં જેની પરિવ્રાજિતોમાં ગણના થાય છે તેને માટે કામચલાઉ જ બેડક ખુલ્લી હોય છે. તે બેડક શી રીતે લઇ શકે અને તે કેવી રીતે કાયમ રાખી શકે ?'

ચીનમાં જાહેર નામલેખનથી માણસને પરિવ્રાજકવર્ગમાં દાખલ કરવામાં આવે છે. વાળ કપાવ્યા પછી, તે આચાર્ય સાથે થોડો વખત આરામ લે છે; એક પણ નિષેધાત્મક નિયમનો ઉપદેશ આપવા ગુરુ પોતાને જવાબદાર લેખતો નથી તેમજ શિષ્ય દશ શીલના બોધ માટે પોતે વિનંતિ પણ કરતો નથી.

તે પૂર્ણ દીક્ષા (ઉપસમ્પદા) લે તે પહેલા-યથેષ્ટ વર્ત-

[1] મહાનિર્વાણ-સૂત્ર.

વામાં તે ખોટું કરે છે. જે દિવસે તે આ દીક્ષા લે છે તે દિવસે વિનયવિહિત કાર્યક્રમની અગાઉથી કાંઇ પણ જાણ વિના તેને બોધિમંડલમાં જવાનું ફરમાન કરવામાં આવે છે. એ વિધિ વખતે તે શી રીતે ઉચિત વર્તન રાખી શકે ? નિયમો જાળવી રાખવાનો આ રસ્તો નથી. વિહારવાસી પરિવ્રાજક બનાવવા આવો માણસ તદન નાલાયક છે. બીજાઓ પાસેથી ભેટો લેવા છતાં પણ તે ભારે દેવાદાર બને તો તેમાં શી નવાઇ ? ઉપદેશ અનુસાર તેણે પોતાનું તેમજ બીજાનું રક્ષણ કરવું જોઇએ. જેઓ જાહેર રીતે પરિવ્રાજક બને છે તેમણે પ્રથમ તે વિષે ગુરુને પૂછવું જોઇએ. ગુરુએ ( તેમાં વચ્ચે નડતાં ) વિઘ્નોની તપાસ કરવી જોઇએ, અને જો ( પરિવ્રાજક બનવાના ) અભિલાષી માણસો શુદ્ધ અને સ્વચ્છ માલમ પડે તો ગુરુએ પાંચ શીલોનો તેમને ઉપદેશ આપવો. તેનું શિરોમુંડન જોયા પછી તેણે ( ગુરુએ ) તેને પાટ ( માદો ઝભ્ભો ) આપવો, અને સાથે સાથે દશ શીલોનો પણ બોધ કરવો.

જ્યારે આ નવો શિષ્ય બધી ધાર્મિક ક્રિયાથી પરિચિત થાય અને લાયક વયનો[૧] થાય ત્યારે, જો પૂર્ણ દીક્ષા લેવાની તેની મરજી હોય તો, શિષ્યની શીલ પાળવાની ઇચ્છા તથા દૃઢ નિશ્ચય જોયા પછી, ગુરુ તેને માટે ષડ્-પરિષ્કાર ગોઠવે છે, અને ( એ ક્રિયામાં ભાગ લેવા ) બીજા નવ[૨] માણસોને બોલાવે છે. નાની અગાશી પર કે મ્હોટા વાડામાં કે કુદરતી

૧ વીશ વર્ષનો ( કાશ્યપ ).

૨ એકંદર દશ આચાર્યો હોવા જોઇએ ( કાશ્યપ ).

હદમાં એ વિધિ થઇ શકે છે. એ સ્થળે સંઘની સાદડીઓ વાપરી શકાય છે અથવા દરેક માણસ પોતપોતાની સાદડી વાપરી શકે છે. ભારે ખર્ચ કરી ગંધપુષ્પ તૈયાર રાખવામાં આવે છે. ત્યાર પછી ત્યાં હાજર રહેલ દરેક ગુરુને ત્રણ વખત વંદન કરવાનો, કે કેટલીક વખત, તેની પાસે આવતા દરેક ગુરુના પાદને સ્પર્શ કરવાનો ઉપદેશ તે શિષ્યને આપવામાં આવે છે. બુદ્ધના ઉપદેશ પ્રમાણે આ બે વંદનવિધિ છે. આ વિધિ પૂરો થયા બાદ, મહાશીલ શીખવાનો પ્રયત્ન કરવાનું તેને કહેવામાં આવે છે. તે ત્રણ વખત થઇ ગયા બાદ, પરિષદ્ સમક્ષ ઉપાધ્યાય તેને વસ્ત્રો તથા પાત્ર આપે છે.

ત્યાર પછી તેણે તે (ભિક્ષા—) પાત્ર લઇ ફરવું પડે છે, અને ત્યાં એકત્ર થયલા બધા આચાર્યોને તે વારા ફરતી બતાવવું પડે છે. જો તે યોગ્ય હોય તો, તે ધર્માચાર્ય કહે છેઃ 'સારૂ પાત્ર'; જો તેઓ આમ ન બોલે તો ધર્મનું ઉલ્લંઘન કરવાના અપરાધપાત્ર તેઓ બને છે. પછી વિધિ પ્રમાણે તે શિષ્યએ તે પાત્ર સ્વીકારવાનું હોય છે. ત્યાર બાદ આ કર્મ કરનાર આચાર્ય પોતાની આગળ ધરેલા પુસ્તકમાંથી વાંચી કે મ્હોડે બોલી તેને મહાશીલનો ઉપદેશ કરે છે; કેમકે બુદ્ધે (ઉપર્યુક્ત) બન્ને પ્રકારની છૂટ આપી છે. જેને આ શીલનો ઉપદેશ આપવામાં આવ્યો છે તે ઉપ–સમ્પન્ન કહેવાય છે (કેમકે તેણે હવે ઉપસમ્પદા દીક્ષા લીધી છે).

(ઇત્સીંગનું ટિપ્પણ):

ઉપસમ્પન્નઃ ઉપ એટલે નજીક, અને સમ્પન્ન એટલે

પૂર્ણ–અને એનો અર્થ નિર્વાણ થાય છે. આ પૂર્ણ શીલોની શિક્ષા લેવાથી માણસ નિર્વાણની વધુ સમીપ આવે છે. આ અર્થ જુના શબ્દ, યૂ–ત્સો (=પૂર્ણ) થી અસ્પષ્ટ સમજાતો હતો.

આ કર્મ પૂરું થતાની વાત (દીક્ષાનો દિવસ નક્કી કરવા) સૂર્યનો પડછાયો તરત માપવો જોઇએ, તેમજ ઋતુનું નામ પણ લખી લેવું જોઇએ. સૂર્યનો પડછાયો માપવાની રીત નીચે પ્રમાણે છેઃ પાતળી ચીપ જેવડો, એક હાથ લાંબો લાકડાનો કટકો લો; છેડેથી ચાર આંગળને અંતરે સુથારના કાટખુણાના આકારમાં તેને વાળી, લાંબા ભાગને લાકડીના સીધા ભાગથી છૂટો પડયા વિના, તેના ટુંકા છેડાને ઉંચે આવવા દો. બપોરે, જ્યારે લાકડીનો લાંબો ભાગ જમીન સાથે રાખવામાં આવે ત્યારે, તેના સીધા ભાગનો પડછાયો લાકડીના આડા ભાગ પર પડે છે. ચાર આંગળથી પડતો પડછાયો માપી શકાય છે. ચાર આંગળ (=અંગુલ) જેટલો લાંબો જો પડછાયો પડે તો, તે માપ એક પુરુષ[1] (અથવા પૌરુષ) કહેવાય છે, અને એ પ્રમાણે સમયનું માપ આટલા પુરુષ થયા એવી રીતે કહાય છે, અથવા કેટલીક વખત એક પુરુષ અને એક અંગુલ કે અર્ધ અંગુલ, કે માત્ર એક અંગુલ વગેરે (જ્યારે એક

૧ ૧૨ અંગુલ=વિતરિત. માપ તરીકે પુરુષ એટલે સામાન્ય રીતે હાથ તથા આંગળા ઉંચા કરવાથી માણસની જેટલી લંબાઇ થાય તે. એટલે આશરે એક ફેધમ=૬ ફીટ. પણ ઇત્સીંગના કહેવા પ્રમાણે, એક પુરુષ=૪ અંગુલ=$\frac{૧}{૩}$ વિતરિત=$\frac{૧}{૬}$ હસ્ત.

પુરુષ જેટલું માપ ન થાય ત્યારે ). એવી રીતે અંગુલો ઉમેરી અને બાદ કરી ( વખતના તફાવતો ) મપાય છે અને ગણાય છે.

( ઇત્સીંગનું ટિપ્પણ ):

પુરુષ એટલે માણસ; ચાર આંગળ જેટલો પડછાયો ' એક પુરુષ ' કહેવાય છે તેનું કારણ એ કે ચાર આંગળ લાંબી સીધી લાકડીનો પડછાયો પણ જ્યારે આડી લાકડી પર ચાર આંગળ હોય છે ત્યારે જમીન પર પડતો માણસનો માણસનો પડછાયો, તે માણસની જેટલી ઉંચાઇ હોય તેટલો લાંબો હોય છે. જ્યારે સીધી લાકડીનો પડછાયો આડી લાકડી પર આઠ અંગુલ પડે છે ત્યારે, જમીન પર પડતો માણસનો પડછાયો તેની ઉંચાઇથી બમણો હોય છે. મધ્યમ કદના માણસમાં આમ બને છે; બધા જ માણસોને આ નિયમ લાગુ પડતો નથી.[1] આ રીત પ્રમાણે બીજા માપો પણ બનાવાય છે.

આટલું જણાવવું જોઇએ કે ભોજન પહેલાં કે પછી ( દીક્ષાનો વિધિ થયો છે. ) જ્યારે આકાશ વાદળાથી ઘેરાયું હોય કે જ્યારે રાત્રિનો સમય હોય ત્યારે તદનુરૂપ રીત પ્રમાણે વખત માપવો જોઇએ

ચીનની રીત પ્રમાણે, એક ઉચ્ચદર્શી માપથી સૂર્યની છાયા માપવામાં આવે છે, અથવા જેના પર બાર કલાકના વિભાગો અંકિત કરવામાં આવ્યા હોય એવું ( એક યંત્ર ) વાપરવામાં આવે છે. પાંચ ઋતુઓ કઇ ? પ્રત્યક્ષ જ્ઞાન સિવાય

[1] ઇત્સીંગનું આ કથન ખોટું લાગે છે: ગમે તે માણસને આ નિયમ લાગુ પડવો જોઇએ.

મહિનાના વિભાગ જાણવા મુશ્કેલ છે, કેમકે જુદા જુદા દેશોમા તે જુદા હોય છે હિદમા પ્રથમ ઋતુ શીયાળો કહેવાય છે, અને તેના ચાર માસ છે–નવમા માસના સોળમા દિનથી પહેલા માસના પદરમા દિવસ સુધી બીજી ઋતુ વસત છે, જેમા પણ ચાર મહિના છે–પહેલા માસના સોળમા દિનથી પાચમા માસના પદરમા દિવસ સુધી ત્રીજી વર્ષા ઋતુ છે, જેનો માત્ર એક જ મહિનો છે–પાચમા માસના સોળમા દિવસથી છઠ્ઠા માસના પદરમા દિન સુધી ચોથી ' અંતિમ ' ઋતુ કહેવાય છે, જેમા માત્ર એક દિવસ અને એક રાત્રિ છે–છઠ્ઠા માસના સોળમા દિનના દિવસ તથા રાત્રિ પાચમી ' લાબી ' ઋતુ છે–છઠ્ઠા માસના સત્તરમા દિનથી નવમા માસના પદરમા દિવસ સુધી

પણ આ તો બુદ્ધના આદેશ મુજબ વિનયમા વર્ષના ભાગો છે ઋતુની વર્ગીકરણની આ રીતમા એક સ્પષ્ટ અને ઉડો અર્થ છે

જુદા જુદા પરગણાના આચારો પ્રમાણે, ત્રણ, ચાર કે છ ઋતુઓ હોય છે, જેનો અન્યત્ર ઉલ્લેખ કરવામા આવ્યો છે જ્યારે હિદના તથા દક્ષિણ સમુદ્રના બધા ગુરુઓ પહેલી જ વખત એક બીજાને મળે છે ત્યારે તેઓ આમ પૂછે છે ' પૂજ્ય, આપે કેટલા વર્ષ[1] પસાર કર્યા છે ? ' જેને પ્રશ્ન પૂછવામા આવ્યો હોય તે ઉત્તર આપે છે ' અમુક ' જો તેમણે સરખા વર્ષ વ્યતીત કર્યા હોય તો કઇ ઋતુમા તેને દીક્ષા આપ

1 વર્ષ Summer-retreat એક વરસમા બે વર્ષ થાય કે જુઓ પ્ર૦ ૧૫ સુ

વામાં આવી હતી એમ એક બીજાને પૂછે છે. જો એક જ ઋતુમાં બન્નેએ દીક્ષા લીધી હોય તો, વળી બીજો પ્રશ્ન પૂછવામાં આવે છે કે તે ઋતુના કેટલા દિવસ બાકી રહ્યા હતા. જો દિવસ પણ સરખા જ હોય તો બીજો પ્રશ્ન એમ પૂછાય છે કે તે દિવસે ભોજન પહેલા કે પછી દીક્ષા આપવામાં આવી હતી. જો બન્નેને બપોર પહેલાં એક જ દિને દીક્ષા અપાઇ હોય તો પછી પડછાયાની લંબાઇ વિષે પૂછપરછ કરવામાં આવે છે; જો એમાં તફાવત માલમ પડે તો બેમાંથી એકનું જ્યેષ્ઠત્વ નક્કી કરવામાં આવે છે. પણ જો પડછાયો પણ સરખો જ લાંબો જણાવવામાં આવે તો બે વચ્ચે કાંઇ તફાવત રહેતો નથી. એવાં પ્રસંગે એકનો ક્રમ સૌથી પ્રથમ આગમનથી નિર્ણિત થાય છે, અથવા તો કર્મદાન તેમને પોતાને એ પ્રશ્નનું નિરાકરણ કરવા દે છે. જેઓ હિંદુસ્તાન જાય છે તેમણે આ વિગતોથી ટેવાવું જોઇએ. ચીનના રિવાજ કરતાં આ સ્હેજ જુદો છે. ત્યાં ( ચીનમાં ) ધર્મગુરુઓ દીક્ષાની મિતિ જ જણાવે છે. પણ નાલન્દ–વિહારમાં 'લાંબી ઋતુ'ના પ્રથમ દિને ( છઠ્ઠા માસના સત્તરમા દિવસે– ), પ્રાતઃકાળમાં પરિવ્રાજકો ઘણુંખરું ઉપસમ્પદા દીક્ષા લે છે. તે જ ઋતુમાં દીક્ષા લેનારા પૈકી તેઓ જ્યેષ્ઠતાનો દાવો કરે છે. આ ચીનના "છઠ્ઠા માસના સત્તરમા દિવસનો પ્રાતઃકાળ છે; ( તેઓ આમ કરે છે કેમકે. નહિતર તેમને બીજું વર્ષ મળતું નથી ).[1]

( ઇત્સીંગનુ ટિપ્પણ ):

હિંદના વર્ષ[1] અનુસાર આ વર્ગીકરણ છે. ચીનના જુના

૧ જુઓ પાન ૨૨૬ પર ની ફુટનોટ ।

રિવાજ પ્રમાણે બીજું વર્ષ પાંચમા માસના સત્તરમા દિને આવે છે.

જ્યારે છઠ્ઠા માસના સોળમા દિનની રાત્રિ પૂરી થવા આવે ત્યારે જો કોઇ દીક્ષા લે તો, તે જ ઋતુમાં દીક્ષા લેનાર બધાનો તે કનીયાન ગણાશે. ( જ્યારે છઠ્ઠા માસના સત્તરમા દિને–બીજા વર્ષની શરુઆતને દિવસે–કોઇને દીક્ષા મળી હોય તો ), તેને બીજું વર્ષ પણ પ્રાપ્ત થાય છે, અને તેથી તેણે પોતાના આચાર્યો–જેમને કાંઈ નજીવી કે મહામૂલી ભેટ આપી શકાય છે–સિવાય બીજા કોઇને, દીક્ષા લીધા પછી, કાંઇ પણ ભેટ આપવી જોઇએ નહિ. જે આચાર્યો દીક્ષાની જગ્યાએ હાજર હોય ( અને તેમાં ભાગ લેતા હોય ) એવાને હાર્દિક ઉપકાર દર્શાવવા, કાયબન્ધન કે ગરણા જેવી કાંઇ ચીજ લાવીને આપવી જોઇએ. ત્યારબાદ પ્રાતિમોક્ષ[1] વાંચી સંભળાવી ઉપાધ્યાય નવા શિષ્યને અપરાધનો પ્રકાર અને શીલ કેવી રીતે ઉચ્ચારવા તે શીખવે છે.

આ શીખી રહ્યા પછી, શિષ્ય બૃહદ્ વિનય–પિટક વાંચવાનુ શરુ કરે છે; દરરોજ તે તે ( પુસ્તક ) વાંચે છે, અને દર સ્હવારે તેની પરીક્ષા લેવામાં આવે છે, કેમકે જો તે તેનો અભ્યાસ અવિરત ચાલુ ન રાખે તો તે પોતાની બૌદ્ધિક શક્તિ ગુમાવશે.

વિનય–પિટકનુ. અધ્યયન સમાપ્ત થયા બાદ, તે સૂત્રો

૧ જુઓ વિનય–પુસ્તક, ભાગ ૧–૩. B. E., vol. XIII.

તથા શાસ્ત્રો શીખવા માંડે છે. હિંદુસ્તાનમાં આ પ્રમાણે ગુરુ શિક્ષણ આપે છે. તે મુનિ (બુદ્ધ) ના દિવસો પછી જો કે લાંબો સમય વહી ગયો છે, તોપણ આવો રિવાજ અવિચ્છિન્ન હજુ ચાલુ જ છે. આ બે ગુરુઓ[1] (કર્માચાર્ય તથા ઉપાધ્યાય) ની માતપિતા સાથે તુલના થાય છે. જેણે દીક્ષા લેવા માટે અસાધારણ દુઃખ વેઠયું હોય એવા,માણસે દીક્ષા લીધા પછી શીલ પર બીલકુલ ધ્યાન ન આપવું એ શું યોગ્ય છે ?

ખરેખર એ દયાજનક છે કે આવી શરૂઆતનો અંત સંતોષકારક નથી આવતો. કેટલાક એવા છે જેઓ પોતાના ગુરુઓને પહેલ વહેલા મળતી વખતે દીક્ષા લેવાની ઇચ્છા દર્શાવ્યા પછી, દીક્ષા લીધા બાદ ફરી ગુરુઓને કદી મળતા નથી; તેઓ નથી વાંચતા શીલનું પુસ્તક કે નથી ખોલતા વિનય-ગ્રંથો; આવા માણસોને સંઘમાં નકામા દાખલ કરવામાં આવ્યા છે, અને તેઓ પોતાને તેમજ બીજાને ગેરલાભરૂપ થશે. આ પ્રકારના માણસો ધર્મનો વિધ્વંસ કરે છે.

હિંદી ધર્માચાર્યની શ્રેણિ નીચે પ્રમાણે છેઃ ઉપસમ્પદા દીક્ષા પછી તે ચ-આ-ર (=દહર) કહેવાય છે, જેનો અર્થ 'નાનો ગુરુ' થાય છે, અને જેમણે પૂરેપુરા દશ વર્ષ પ્રસાર કર્યા હોય તેઓ સ્થવિર કહેવાય છે, જેનો અર્થ 'પ્રતિષ્ઠિત સ્થિતિ' થાય છે, કેમકે સ્થવિર, ગુરુની દેખરેખ વગર, જાતે રહી શકે છે. તે ઉપાધ્યાય પણ થઇ શકે છે.

---

૧ આ બે ગુરુઓ માટે જુઓ મહાવગ્ગ, ૧, ૩૨, ૧: પૃ. ૧૭૮-૯; S. B. E. vol. viii.

રિવાજ પ્રમાણે બીજું વર્ષ પાંચમા માસના સત્તરમા દિને આવે છે.

જ્યારે છઠ્ઠા માસના સોળમા દિનની રાત્રિ પૂરી થવા આવે ત્યારે જો કોઇ દીક્ષા લે તો, તે જ ઋતુમાં દીક્ષા લેનાર બધાનો તે કનીયાન ગણાશે. ( જ્યારે છઠ્ઠા માસના સત્તરમા દિને–બીજા વર્ષની શરુઆતને દિવસે–કોઇને દીક્ષા મળી હોય તો ), તેને બીજું વર્ષ પણ પ્રાપ્ત થાય છે, અને તેથી તેણે પોતાના આચાર્યો–જેમને કાંઈ નજીવી કે મહામૂલી ભેટ આપી શકાય છે–સિવાય બીજા કોઇને, દીક્ષા લીધા પછી, કાંઇ પણ ભેટ આપવી જોઇએ નહિ. જે આચાર્યો દીક્ષાની જગ્યાએ હાજર હોય ( અને તેમાં ભાગ લેતા હોય ) એવાને હાર્દિક ઉપકાર દર્શાવવા, કાયબન્ધન કે ગરણુ જેવી કાંઇ ચીજ લાવીને આપવી જોઇએ. ત્યારબાદ પ્રાતિમોક્ષ[1] વાંચી સંભળાવી ઉપાધ્યાય નવા શિષ્યને અપરાધનો પ્રકાર અને શીલ કેવી રીતે ઉચ્ચારવા તે શીખવે છે.

આ શીખી રહ્યા પછી, શિષ્ય બૃહદ્ વિનય–પિટક વાંચવાનુ શરુ કરે છે; દરરોજ તે તે ( પુસ્તક ) વાંચે છે, અને દર સ્હવારે તેની પરીક્ષા લેવામાં આવે છે, કેમકે જો તે તેનો અભ્યાસ અવિરત ચાલુ ન રાખે તો તે પોતાની બૌદ્ધિક શક્તિ ગુમાવશે.

વિનય–પિટકનુ. અધ્યયન સમાપ્ત થયા બાદ, તે સૂત્રો

૧ જુઓ વિનય–પુસ્તક, ભાગ ૧–S. B. E., vol. XIII.

તથા શાસ્ત્રો શીખવા માંડે છે. હિંદુસ્તાનમાં આ પ્રમાણે ગુરુ શિક્ષણ આપે છે. તે મુનિ (બુદ્ધ) ના દિવસો પછી જો કે લાંબો સમય વહી ગયો છે, તોપણ આવો રિવાજ અવિચ્છિન્ન હજુ ચાલુ જ છે. આ બે ગુરુઓ[1] (કર્માચાર્ય તથા ઉપાધ્યાય) ની માતપિતા સાથે તુલના થાય છે. જેણે દીક્ષા લેવા માટે અસાધારણ દુઃખ વેઠયું હોય એવા, માણસે દીક્ષા લીધા પછી શીલ પર બીલકુલ ધ્યાન ન આપવું એ શું યોગ્ય છે ?

ખરેખર એ દયાજનક છે કે આવી શરૂઆતનો અંત સંતોષકારક નથી આવતો. કેટલાક એવા છે જેઓ પોતાના ગુરુઓને પહેલ વહેલા મળતી વખતે દીક્ષા લેવાની ઇચ્છા દર્શાવ્યા પછી, દીક્ષા લીધા બાદ ફરી ગુરુઓને કદી મળતા નથી; તેઓ નથી વાંચતા શીલનુ પુસ્તક કે નથી ખોલતા વિનય-ગ્રંથો; આવા માણસોને સંઘમાં નકામા દાખલ કરવામા આવ્યા છે, અને તેઓ પોતાને તેમજ બીજાને ગેરલાભરૂપ થશે. આ પ્રકારના માણસો ધર્મનો વિધ્વંસ કરે છે.

હિંદી ધર્માચાર્યની શ્રેણિ નીચે પ્રમાણે છેઃ ઉપસમ્પદા દીક્ષા પછી તે ચ-ગા-ર (=દહર) કહેવાય છે, જેનો અર્થ ‘નાનો ગુરુ’ થાય છે, અને જેમણે પૂરેપુરા દશ વર્ષ પ્રસાર કર્યા હોય તેઓ સ્થવિર કહેવાય છે, જેનો અર્થ ‘પ્રતિષ્ઠિત સ્થિતિ’ થાય છે, કેમકે સ્થવિર, ગુરુની દેખરેખ વગર, જાતે રહી શકે છે. તે ઉપાધ્યાય પણ થઇ શકે છે.

૧ આ બે ગુરુઓ માટે જુઓ મહાવગ્ગ, ૧, ૩૨, ૧: પૃ ૧૭૮-૯, S. B. E. વૉ. ૧૩.

પત્રોમા કે બીજા કાંઇ લેખનમાં તેને માટે અમુક અમુક શ્રમણેર, દહર કે સ્થવિર ભિક્ષુ એમ લખાય છે; પરંતુ જો તે શાસ્ત્રો તથા સાંપ્રદાયિક સાહિત્યમાં વિદ્વાન હોય અને સદ્‌ગુણી તરીકે સુપ્રસિદ્ધ હોય તો તેને માટે અમુક અમુક બહુશ્રુત લખવું જોઇએ. ( ચીનમાં લખાય છે તે પ્રમાણે ) અમુક અમુક સંઘ લખવું જોઇએ નહિ, કારણ કે સંઘ તો બધા સાધુઓની સભા છે. તો પછી જેમાં ચાર પ્રકારના ભિક્ષુઓ હોય છે એવા સંઘને પોતાની જાત તરીકે શી રીતે સંબોધી શકાય ? હિંદમાં ( ચીનના જેમ ) પોતાને સંઘ કહેવાની પ્રથા નથી.

જે ઉપાધ્યાય થાય છે તે સ્થવિર હોવો જ જોઇએ, અને તેણે પૂરા દશ વર્ષો પ્રસાર કર્યા હોવા જોઇએ. કર્માચાર્ય, ખાનગી શિક્ષક, તથા સાક્ષી તરીકે હોય એવા બીજા ગુરુઓની ઉમરની કાંઇ હદ હોતી નથી; જાતે પવિત્ર હોઇ, તેઓ વિનયથી પૂર્ણ પરિચિત હોવા જોઇએ; અને તેઓ તેમની પૂરેપુરી કે અર્ધી સંખ્યામાં હોવા જોઇએ. વિનયમાં કહ્યું છેઃ ' જે ખરેખર ઉપાધ્યાય ન હોય તેને જેઓ ઉપાધ્યાય કહે છે, કે એથી ઉલટું જેઓ જાતે ઉપાધ્યાય હોય પણ તેમ કહેવડાવવાની ના પાડે છે, તેઓ બીજાને કલુષિત કરવાના દોષપાત્ર છે. '

જ્યારે કોઇએ કોઇને આમ પૂછયું હોય–' ત્હમારા ઉપાધ્યાયનું નામ શું છે ? કે ' ત્હમે કોના શિષ્ય છો ?, ' અને વળી સંજોગ પ્રમાણે પોતાના ઉપાધ્યાયનું નામ કહેવાનું જ્યારે કોઇ યોગ્ય ધારે ત્યારે તેણે આમ કહેવું જોઇએઃ

'હાલના સંજોગ પ્રમાણે હું મ્હારા ઉપાધ્યાયનું નામ કહું છું; તેનું નામ ફલાણા ફલાણા છે.' 'હું' (સર્વનામ) અહિં વપરાયું છે એટલે કોઇએ નવાઇ પામવાની જરૂર નથી, કેમકે હિંદુસ્તાન તથા દક્ષિણ સમુદ્રના દ્વીપોમાં 'હું' એ ઉદ્ધત શબ્દ ગણાતો નથી.[૧] બીજાને 'ત્હમે'થી સંબોધવા એ પણ અસભ્ય ભાષા ગણાતી નથી.

એક બીજાથી જુદા ઓળખાવાનો જ એમાં અર્થ છે, અને આ શબ્દો ઉદ્ધતપણાનો ભાવ કદી દર્શાવતા નથી. ચીનની માન્યતા આથી જુદી છે. ત્યાં 'હું' તથા 'ત્હમે'નો ઉપયોગ અસભ્ય તથા અરુઢ મનાય છે. છતાં પણ જો કોઇને 'હું'નો ઉપયોગ ન રુચે તો, તે માણસ 'હું' ને બદલે 'હવે' શબ્દ વાપરી શકે છે.[૨] આ મુદ્દાઓ બુદ્ધના ઉપદેશ સાથે સુસંગત છે, અને તેનું ભિક્ષુઓએ આચરણ કરવું જોઇએ. જે મારૂનરમુ જોઇ શકતા નથી એવા અંધ પુરુષોના ટોળામાં ત્હમે જોડાશો નહિ.

જેઓ ધર્માચાર્યના મુકામે આવે છે અને એક દિવસ

૧ વાંચકને જણાવવું જોઇએ કે સભ્ય ચીની ભાષામાં પહેલા પુરુષનું સર્વનામ વાપરવું ઠીક ગણાતું નથી, પણ સેવક, દાસ કે પોતાનું નામ વાપરવામા આવે છે

૨ 'હુ' ને બદલે 'હવે' ચીની ભાષામા વાપરી શકાય છે, જો કે અંગ્રેજીમાં (તથા ગુજરાતીમા) તે અતિ વિચિત્ર લાગે છે.

તેમનું શિરોમુંડન થશે તથા તેઓ કાળા ઝભ્ભા પહેરશે એવા ઇરાદાથી જેઓ મુખ્યત્વે બૌદ્ધ ગ્રંથો વાંચે છે એવા સફેદ ઝભ્ભા પહેરનારા ( ગૃહસ્થો ) ' માનવ ' કહેવાય છે.

( ધર્માચાર્ય પાસે આવી ), સંસાર–ત્યાગ કરવાની કાંઇ પણ ઇચ્છા વિના, જેઓ માત્ર સાંપ્રદાયિક સાહિત્ય શીખવા માગતા હોય તે ' બ્રહ્મચારિન્ ' કહેવાય છે. આ બે જાતના માણસોને ( વિહારમાં રહેવા છતાં પણ ) પોતાના ખર્ચ પર જીવનનિર્વાહ ચલાવવો પડે છે.

( ઇત્સીંગનું ટિપ્પણ ):

હિંદના વિહારોમાં ભિક્ષુઓને ઘણા બ્રહ્મચારીઓ સોંપવામાં આવે છે, અને તેઓ તેમને સાહિત્ય શીખવે છે.

એક તરફ બ્રહ્મચારીઓ ભિક્ષુઓની, નોકર તરીકે, સેવા ઉઠાવે છે, તો બીજી તરફ ( ભિક્ષુના ) શિક્ષણથી તેઓ પુનિત અભિલાષાઓ સેવતા થશે. આથી બન્ને પક્ષને લાભ થાય છે, એટલે તેમને ત્યાં રાખવા એ ઘણું સારૂં છે. કાંઇ પણ તસ્દી વિના ધૃતથી પ્રાપ્ત કરેલા એક ઉપહારપૂર્ણ પાત્ર બરાબર એ છે. જો તેમની સેવા જ લાભ તરીકે ગણવામાં આવે તો પણ તેઓ ઉપયોગી છે; તેમને દંતકાષ્ઠ લાવવા દો કે ભોજન સમયે તેમને પીરસવા દો, અને એ જોઇતી જરૂરીયાત પૂરી પાડવા બસ છે. ગમે તેમ પણ એ ખોટી રીત નથી.

આ બ્રહ્મચારીઓને સંઘની કાયમી મીલકતમાંથી ખવડાવવું જોઇએ નહિ, કેમકે બુદ્ધના ઉપદેશમાં એનો નિષેધ છે;

પણ જો સંઘ માટે તેમણે પરિશ્રમ ઉઠાવી કાંઇ કામ કર્યું હોય તો તેમની મહેનત પ્રમાણે વિહારે તેમને ભોજન આપવું જોઇએ.

સામાન્ય કાર્ય માટે રાંધેલો ખોરાક, કે બ્રહ્મચારીના ઉપયોગ માટે કોઇ દાતાએ ભેટ આપેલું અન્ન કાંઇ પણ દોષ વિના તેમને આપી શકાય છે.

નાગ–નદીમાંથી બુદ્ધનો પડછાયો અદશ્ય થઇ ગયો છે, અને તેમના પ્રતાપની દીપ્તિ ગૃધ્ર–કૂટમાંથી ચાલી ગઇ છે; પવિત્ર ધર્મ બીજાને પરમ્પરા આપી શકે એવા અર્હતો આપણી પાસે કેટલા છે ?

શાસ્ત્રમાં આમ કહ્યું છેઃ ‘ જ્યારે મહાન સિંહે તેના નેત્રો મીચ્યાં ત્યારે બધા જોનારા પણ એક પછી એક પંચત્વ પામ્યા. જગત કલેશથી વધુ કલુષિત થયું. ( શીલનું ) અતિક્રમણ કર્યા વગર દરેકે પોતે સાવધ રહેવું જોઇએ. ’

બધા સદાચારી મનુષ્યોએ ધર્મનું રક્ષણ કરવા સંયુક્ત થવું જોઇએ. પણ જો ત્હમે, શિથિલ તથા આળસુ રહી માનવ વૃત્તિઓને ગમે તેમ વર્તવા દેશો તો, જેમનું માર્ગ દર્શન ત્હમારા હાથમાં છે એવા મનુષ્યો તથા દેવો સાથે ત્હમે શું કરશો ?

વિનયમાં કહ્યું છેઃ ‘ જ્યાં સુધી કર્માચાર્ય હશે ત્યાં સુધી મ્હારા ધર્મનો વિનાશ થશે નહિ. જો કર્મ ( નિયમો ) નું ધારણ કરનાર અને રક્ષણ કરનાર કોઇ રહેશે નહિ તો મ્હારા

તેમનું શિરોમુંડન થશે તથા તેઓ કાળા ઝભ્ભા પહેરશે એવા ઇરાદાથી જેઓ મુખ્યત્વે બૌદ્ધ ગ્રંથો વાંચે છે એવા સફેદ ઝભ્ભા પહેરનારા ( ગૃહસ્થો ) ' માનવ ' કહેવાય છે.

( ધર્માચાર્ય પાસે આવી ), સંસાર–ત્યાગ કરવાની કાંઇ પણ ઇચ્છા વિના, જેઓ માત્ર સાંપ્રદાયિક સાહિત્ય શીખવા માગતા હોય તે ' બ્રહ્મચારિન્ ' કહેવાય છે. આ બે જાતના માણસોને ( વિહારમાં રહેવા છતાં પણ ) પોતાના ખર્ચ પર જીવનનિર્વાહ ચલાવવો પડે છે.

( ઇત્સીંગનુ ટિપ્પણ ):

હિંદના વિહારોમાં ભિક્ષુઓને ઘણા બ્રહ્મચારીઓ સોંપવામાં આવે છે, અને તેઓ તેમને સાહિત્ય શીખવે છે.

એક તરફ બ્રહ્મચારીઓ ભિક્ષુઓની, નોકર તરીકે, સેવા ઉઠાવે છે, તો બીજી તરફ ( ભિક્ષુના ) શિક્ષણથી તેઓ પુનિત અભિલાષાઓ સેવતા થશે. આથી બન્ને પક્ષને લાભ થાય છે, એટલે તેમને ત્યાં રાખવા એ ઘણું સારૂં છે. કાંઇ પણ તસ્દી વિના ઘૃતથી પ્રાપ્ત કરેલા એક ઉપકારપૂર્ણ પાત્ર બરાબર એ છે. જો તેમની સેવા જ લાભ તરીકે ગણવામાં આવે તો પણ તેઓ ઉપયોગી છે; તેમને દંતકાષ્ઠ લાવવા દો કે ભોજન સમયે તેમને પીરસવા દો, અને એ જોઇતી જરૂરીયાત પૂરી પાડવા બસ છે. ગમે તેમ પણ એ ખોટી રીત નથી.

આ બ્રહ્મચારીઓને સંઘની કાયમી મીલકતમાંથી ખવડાવવું જોઇએ નહિ, કેમકે બુદ્ધના ઉપદેશમાં એનો નિષેધ છે;

પણ જો સંઘ માટે તેમણે પરિશ્રમ ઉઠાવી કાંઇ કામ કર્યું હોય તો તેમની મહેનત પ્રમાણે વિહારે તેમને ભોજન આપવું જોઇએ.

સામાન્ય કાર્ય માટે રાંધેલો ખોરાક, કે બ્રહ્મચારીના ઉપયોગ માટે કોઇ દાતાએ ભેટ આપેલું અન્ન કાંઇ પણ દોષ વિના તેમને આપી શકાય છે.

નાગ—નદીમાંથી બુદ્ધનો પડછાયો અદૃશ્ય થઇ ગયો છે, અને તેમના પ્રતાપની દીપ્તિ ગૃધ્ર–કૂટમાંથી ચાલી ગઇ છે; પવિત્ર ધર્મ બીજાને પરમ્પરા આપી શકે એવા અર્હંતા આપણી પાસે કેટલા છે ?

શાસ્ત્રમાં આમ કહ્યું છેઃ 'જ્યારે મહાન સિંહે તેના નેત્રો મીચ્યાં ત્યારે બધા જોનારા પણ એક પછી એક પંચત્વ પામ્યા. જગત કલેશથી વધુ કલુષિત થયું. ( શીલનું ) અતિક્રમણ કર્યા વગર દરેકે પોતે સાવધ રહેવું જોઇએ.'

બધા સદાચારી મનુષ્યોએ ધર્મનું રક્ષણ કરવા સંયુક્ત થવું જોઇએ. પણ જો ત્હમે, શિથિલ તથા આળસુ રહી માનવ વૃત્તિઓને ગમે તેમ વર્તવા દેશો તો, જેમનું માર્ગ દર્શન ત્હમારા હાથમાં છે એવા મનુષ્યો તથા દેવો સાથે ત્હમે શું કરશો ?

વિનયમાં કહ્યું છેઃ 'જ્યાં સુધી કર્માચાર્ય હશે ત્યાં સુધી મ્હારા ધર્મનો વિનાશ થશે નહિ. જો કર્મ ( નિયમો ) નું ધારણ કરનાર અને રક્ષણ કરનાર કોઇ રહેશે નહિ તો મ્હારા

ધર્મનો અંત આવશે.' વળી કહેવામાં આવ્યું છે: 'જ્યાં સુધી મ્હારા આદેશો પ્રવર્તશે ત્યાં સુધી હું હયાત જ છું.' આ કાંઇ મિથ્યા કથનો નથી, પણ એમાં ઉંડો અર્થ સમાયો છે, અને તેથી એનું યોગ્ય સન્માન થવું જોઇએ. એજ હું વળી પદ્યમાં સમજાવું છું:[1]

તે મહાન ગુરુનો પડછાયો અદૃશ્ય થઇ ગયો છે, અને ધર્મના મુખ્ય ઉદ્ધારકો આપણી પાસેથી ચાલ્યા ગયા છે. પાખંડીઓ, પર્વત જેટલા ઉંચા હવે ઉભા છે, અને પરોપકારના નાના ગિરિનો પણ નાશ થવા માંડયો છે.

સૂર્યસમ બુદ્ધની દીપ્તિ જાળવી રાખવી એ ખરેખર સત્પુરુષો તથા પ્રજ્ઞોનુ કાર્ય છે. જો માણુસ સંકુચિત માર્ગને અનુસરે તો, તે મહત્તર માર્ગનો કેવી રીતે ઉપદેશ આપી શકે? સદ્ભાગ્યે (એ સદ્ધર્મ) મેધાવી વર્ગને વારસામાં મળ્યો છે, અને તેણે એને ખંતથી પ્રવર્તાવવો જોઇએ.

એવી આશા રાખવી ઘટે કે એને કલુષિત કર્યા વિના પણ અને દૂરતમ ભાવિ યુગો માટે સર્વદા વધુ પરિમલવત કરી, માણસ એ ધર્મનો પ્રચાર કરશે. 'ધર્મને સર્વદા વધુ પરિમલવત કરી' એનો અર્થ શો?

શીલોદધિના તરંગો ગતિમાન કરવા એ એનો અર્થ. એમ કરવાથી બુદ્ધના ઉપદેશનો, જો કે તેનો મૃત્યુઘંટ વાગ-

[1] ગુજરાતી અનુવાદ ગદ્યમાંજ કર્યો છે. ભાષાંતર કર્તા.

વાની તૈયારી થઈ રહી છે, તો પણ અંત આવે નહી, અને ધર્મનો આચાર ખોટો થાય નહિ—જો કે તેનો લગભગ ખોટો અર્થ તો થતો આવ્યો જ છે. રાજગૃહમા જે સાચો બોધ આપવામા આવે છે તેની સાથે આપણે આપણા આચાર મળતા બનાવવા જોઈએ, અને જેત-ઉદ્યાનમા પ્રણીત થયલા અદૂષિત શીલની કક્ષાએ પહોંચવા આપણે પ્રયાસ કરવા જોઈએ.

---

# પ્રકરણ ૨૦ મુ

## યોગ્ય સમયે સ્નાન

હવે હું સ્નાન કરવાની રીતનું વર્ણન કરીશ. હિંદુસ્તાનની ન્હાવાની રીત ચીનથી જુદી છે. બધી ઋતુમાં હવામાન પરિમિત છે. હંમેશા બારમા,–છેલ્લા–માસમાં પણ ફુલો અને ફળો મળે છે. કરાં અને બરફ ત્યાં અજ્ઞાત છે; તુષાર હોય છે પણ અતિ અલ્પ ( કેટલીક ઋતુમાં ) ગરમી જણાય છે ખરી, પણ તે પ્રચંડ હોતી નથી; અને ગરમમાં ગરમ મોસમમાં પણ લોકો 'સશૂક ઉષ્મા'[૧] થી પીડાતા નથી. જ્યારે સખત ઠંડી પડે છે ત્યારે તેમના પગ ફાટતા નથી, કેમકે તેઓ પગ વારંવાર ધુવે છે તથા સ્નાન કરે છે, અને શરીરની પવિત્રતા વિષે તેઓ ઘણો વિચાર કરે છે. તેમના દૈનિક જીવનમાં સ્નાન કર્યા પહેલાં તેઓ ખાતા પણ નથી.

સર્વત્ર તળાવોમાં પાણી ભરચક હોય છે. તળાવો ખોદાવવા પુણ્ય કાર્ય મનાય છે. આપણે એક જ યોજન જઇએ એટલામાં વીશ ત્રીશ સ્નાનધામો આપણી નજરે પડે છે, તેમના કદ પણ ભિન્ન હોય છે–કેટલાક એક માઉ ( = ૭૩૩⅞ ઘન વાર સુમારે) અને બીજાં પાંચ માઉ. તળાવની ચારે બાજુએ શાલ વૃક્ષો રોપવામાં આવે છે, જે ૪૦ કે ૨૦ ફીટ ઉંચા થાય છે. આ બધા તડાગો વર્ષાદના પાણીથી ભરાય છે, અને નિર્મળ

૧ Lichen Tropicus નું એક ઉગ્ર સ્વરૂપ છે.

નદીના જેટલા તે સ્વચ્છ હોય છે. આઠે ચૈત્યો[૧] પાસે અકેક

૧ આઠ ચૈત્યો નીચે પ્રમાણે છે —

૧. બુદ્ધના જન્મસ્થાન કપિલવસ્તુમા, લુમ્બિની-ઉદ્યાનમા

૨. મગધમા, નૈરંજનાના નદી આગળ બોધિ-વૃક્ષ નીચે-જ્યા સિદ્ધાર્થ બુદ્ધ થયા હતા

૩. કાશીઓના દેશમા-વારાણસીમા ( કાશી, બનારસ )-જે જગ્યાએ બુદ્ધે પોતાના ધર્મનો પહેલ વહેલો ઉપદેશ કર્યો હતો

૪. શ્રાવસ્તીના જેત-ઉદ્યાનમા-જ્યા બુદ્ધની મહાન અનોકિક શક્તિઓ દર્શાવવામા આવી હતી

૫ કાન્યકુબ્જમા ( કનોજ )-જ્યા બુદ્ધ ત્રયત્રિંશ સ્વર્ગમાથી નીચે ઉતર્યા હતા

૬. રાજગૃહમા-જ્યા શિષ્યો વચ્ચે મતભેદ ઉભો થયો હતો, અને બુદ્ધે તેમને તદનુસાર બોધ આપ્યો હતો

૭ વૈશાલીમા જ્યા બુદ્ધ પોતાના આયુષ્યની અવધ સબધી બોલ્યા હતા. ( આ પ્રસગના સબંધમા જુઓ, ઇત્સીંગનો પ્રસ્તુત પુસ્તકનો ઉપોદ્ઘાત ).

૮ કુશીનગરમા શાલવૃક્ષોના મહાન દ્રુમમાર્ગમા જ્યા બુદ્ધ નિર્વાણ પામ્યા હતા ઉપર્યુક્ત નામો નીચેના પુસ્તકોમા જોવામા આવે છે

(૧) કાશ્યપની ટીકા, (૨) મૂલસર્વાસ્તિવાદ નિકાય-વિનય-સ ઘ સ્તવસ્તુ અધિકરણ ૩૮, જેનો અનુવાદ ઇત્સીંગે ઇ. સ ૭૧૦ મા કર્યો હતો, (૩) શીલાદિત્યવિરચિત-અષ્ટ-મહા-ચૈત્ય-સ્તોત્ર (૪) મહાચૈત્ય-અભિધાન સૂત્ર. સરખાવો—

(૧) આર સ્પૂપો-મહાપરિનિબ્બાન-સુત્ત, ૬, ૫૧-૬૨ ( પૃ ૧૩૧-૧૩૫ ).

(૨) એશીઍટીક રીસર્ચીસ, પુ ૨૦, ૬. ૨૯૬, ૩૧૫.

તળાવ છે, જેમાં તે જગદ્વન્દ્ય સ્નાન કરતા હતા. બીજા તળાવો કરતા આ તળાવોનું પાણી ઘણું નિર્મળ છે.

નાલન્દ–વિહાર નજીક દશ કરતા વધુ તડાગો છે, અને ત્યા દર સ્હવારે ધર્મગુરુઓને સ્નાન–કાળની ખબર કરવા ઘંટ વગાડવામાં આવે છે. દરેક જણ પોતાની સાથે ન્હાવાનો કટકો લાવે છે. કેટલીક વખત સો તો કેટલીક વખત એક હજાર ( ધર્મગુરુઓ ) એક સાથે વિહારમાંથી જાય છે, અને આ તળાવો તરફ બધી દિશામાં જાય છે. ત્યાં બધા સ્નાન કરે છે.

ન્હાવાના કટકાનો નિયમ નીચે પ્રમાણે છેઃ પાંચ ફીટ લાંબો અને દોઢ ફીટ પહોળો એક સુંવાળો કટકો લેવો, અને ( અંતર–વસન ઉપર ) શરીર પર તે વીટાળવો. સામાન્ય અંતર વસન બહાર ખેંચી કાઢી નાંખવું. ન્હાવાના કટકાના બન્ને છેડા આગળ લાવો. પછી જમણા હાથવડે ડાબા છેડાનો ઉપલો ભાગ પકડો, અને કમર તરફ ખેંચી તેને શરીર સાથે અડવા દો; કપડાના જમણા છેડા સાથે પછી એને જોડો; અને બન્નેના ગાંઠ વાળી, કમર તથા કપડા વચ્ચે તેને ખોસો. ન્હાવાનું વસ્ત્ર પહેરવાની આ રીત છે. સુતી વખતે અંતરવસન પહેરવાની રીત પણ એ જ છે. સ્નાન કર્યા પછી બહાર નીકળતી વખતે, તેણે શરીરને કમ્પ આપવો અને કપડાને વળગેલા જંતુઓ રખેને બહાર આવે એ બીતિથી તેણે પાણીમાંથી ઘણું ધીમે બહાર નીકળવું જોઇએ. કિનારા પર આવવા સબંધી નિયમો વિનય–ગ્રંથોમાં[1] આપવામાં આવ્યા છે.

[1] મૂલસર્વાસ્તિવાદનિકાય–સંયુક્તવસ્તુ અધિ. ૫, અને વિનય –સંગ્રહ અધિ. ૧૨.

તળાવે ગયા વિના . વિહારમાં સ્નાન કરવાના પ્રસંગે, ન્હાવાનું વસ્ત્ર એવી જ રીતે પહેરવામાં આવે છે, પણ બીજે માણસ પાણી રેડી ( ન્હવડાવે છે ), અને સ્નાન કરવાની જગ્યાએ બંધીઆર ભાગ કરવો પડે છે.

સ્નાન–આવાસ કેવી રીતે બાંધવો, ખુલ્લી જગ્યાએ ઈંટનુ તળાવ કેવી રીતે બાંધવું, તેમજ વ્યાધિ મટાડવા વૈદકીય સ્નાન કેવી રીતે કરવું–એ બધા વિષે તે જગદ્ગુરુએ ઉપદેશ આપ્યો છે. કેટલીક વખત આખું શરીર તેલથી અનુલિપ્ત કરવા, કેટલીક વખત દર રાતે તેલથી પગનું મર્દન કરવા કે દર સ્હવારે (તેલથી) માથાનું ( મર્દન કરવા ) તેમણે આદેશ કર્યો છે, કેમકે નેત્ર સારા રાખવા તથા ઠંડી દૂર કરવા માટે આ ઉપચાર ઘણો સારો છે.

આ બધી વિગતો સબંધી આપણી પાસે શાસ્રના પ્રમાણ છે. તેનું કદ એટલું છે કે તે અહિં પૂર્ણ રીતે વર્ણવી શકાય એમ નથી. તેનું સવિસ્તર વર્ણન વિનય–ગ્રંથોમાં[1] મળે છે. સ્નાન કર્યા પછી ભોજન લેવાથી બે પ્રકારના લાભ થાય છે. એક તો બધા મેલરહિત થવાથી, શરીર સ્વચ્છ તથા હલકું થાય છે. બીજું ખોરાક સારી રીતે પચશે, કેમકે ન્હાવાથી કફમુક્ત તથા આંતર અવયવોના કોઈ પણ રોગથી મુક્ત થવાય છે. ઘણું ખાધા પછી, ચિકિત્સાવિદ્યામાં સ્નાન નિષિદ્ધ છે. તેથી આપણે જોઇએ છીએ કે (ચીની) કહેવત–

૧ મૂલસર્વાસ્તિવાદનિકાય-સંયુક્તવસ્તુ, આધ, ૩. તથા ચતુર્વર્ગ -વિનય-પિટક.

'ભૂખ્યા હોવ ત્યારે વાળ ધુવો, પણ ભોજન પછી સ્નાન કરો' –દરેક દેશમાં લાગુ પડતી નથી. જ્યારે ત્રણ ફીટ લાંબુ સ્નાન–વસ્ત્ર પહેરવામાં આવે છે (જે ચીનમાં સામાન્ય છે) ત્યારે તે અતિ ટુંકુ હોવાને લીધે મર્યાદા રાખી શકતું નથી. કાંઇ પણ વસ્ત્ર (પહેર્યા) વિના સ્નાન કરવું એ બુદ્ધના ઉપદેશ વિરુદ્ધ છે. જેની લંબાઇ પહોળાઇ કરતાં ચાર ગણી હોય એવું સ્નાનવસ્ત્ર લોકોએ વાપરવું જોઇએ; ત્યારે જ સભ્યરીતે શરીર આચ્છાદિત થઇ શકે છે. આવી રીત બુદ્ધના આર્ય ઉપદેશ સાથે પૂર્ણપણે સુસંગત છે એટલું જ નહિ પણ માણસો તથા દેવો સમક્ષ કાંઇ લજ્જા એથી ઉદ્‌ભવતી નથી. બીજી બાબતોની યોગ્યાયોગ્યતા વિષે મુસ્રોએ પોતાની જાતે જ કાળજીપૂર્વક વિચારી લેવું જોઇએ.

રાતે સ્નાન કરતી વખતે પણ યોગ્ય આચારને વળગી રહેવું જોઇએ, તો પછી લોકોની દૃષ્ટિ સમક્ષ માણસે પોતાનું શરીર કેટલું વધારે આચ્છાદિત કરવું જોઇએ ?

# પ્રકરણ ૨૧ મુ

## બેસવાની ગોદડી

હિંદુસ્તાનના પાંચે ભાગોમાં પૂજા કરતી વખતે બેસવા માટે ગોદડી વાપરવાનો કાંઇ રિવાજ નથી; તેમજ ત્રણ વખત બીજાને વંદન કરવાના તથા ઉભા રહેવાના રિવાજ વિષે ચાર નિકાયના નિયમોમાં કાંઇ પણ ઉલ્લેખ નથી. વંદન કરવાના સામાન્ય નિયમો બીજા પ્રકરણોમાં ( ૨૫ તથા ૩૦ ) મળશે. બેસવા કે સુવા ( નિષિદાન ) માટે ગોદડી બનાવતી વખતે કપડાના કટકાને કાપી ( બે ભાગ કરવા ), અને એક પર બીજો કટકો મૂકી બન્નેને સીવી લેવા. ગોદડીને કોર લગાવવામાં આવે છે. તેના કદનું બારીક વર્ણન અહિં આપવાને મ્હને વખત નથી. જ્યારે કોઇ બીજાની ગોદડી પર સુવે ત્યારે તેને જાળવવા એનો ઉપયોગ થાય છે. જ્યારે જ્યારે પારકાની કાંઇ પણ વસ્તુ–જુની કે નવી–કોઇ વાપરે છે ત્યારે તેણે પોતાની ગોદડી પાથરવી જોઇએ. પણ જો અમુક વસ્તુ પોતાની જ હોય, અને જો તે જુની હોય તો, ( બીજી ગોદડી ) વાપરવાની જરુર નથી. પણ વિશ્વસનીય માણસે આપેલી ભેટો બગાડી તેનો નાશ કરવો જોઇએ નહિ. વંદન ક્રિયા કરતી વખતે ગોદડી વપરાતી નથી.

દક્ષિણ સમુદ્રના દ્વીપોના ભિક્ષુકો, બેવડ વાળેલા નાના

કટકાની જેમ, ત્રણ કે ચાર ફીટ લાંબો એક કટકો રાખે છે, અને વંદન કરતી વખતે તે પર ઘુંટણીએ પડે છે–નમન કરે છે. ચાલતી વખતે તેઓ તે ખભા પર રાખે છે. જ્યારે હિંદી ભિક્ષુઓ આ બેટોમાં આવે છે ત્યારે આ રિવાજ જોઇ તેઓ હસ્યા વિના રહી શકતા નથી.

---

# પ્રકરણ ૨૨ મુ

## સુવાના તથા આરામ લેવાના નિયમો

હિંદુસ્તાનમાં ( વિહારના ) આવાસો વિશાળ હોતા નથી, અને ત્યાં રહેનારા ઘણા હોય છે, એટલે માણસો (સ્હવારમાં ) ઉઠયા પછી, ખાટલા ત્યાંથી ખસેડી લેવામાં આવે છે. ઓરડીના એક ખૂણામાં તે મૂકવામાં આવે છે કે બારણા બહાર તેને ખસેડવામાં આવે છે. ખાટલાની પહોળાઇ બે હસ્ત ( = ૩ ફીટ ), અને લંબાઇ ચાર હસ્ત ( = ૬ ફીટ ) હોય છે. ગોદડું પણ એટલા જ કદનું બનાવવામાં આવે છે, અને તે ભારે હોતું નથી. ( ઓરડાની ) જમીન સૂકા ગોમયથી સાફ કરવામાં આવે છે. પછી ખુરશી, પાટલા, નાની ગાદીઓ વગેરે ત્યાં ગોઠવવામાં આવે છે. ત્યાર બાદ ભિક્ષુઓ પોતાના હોદ્દા પ્રમાણે બેસે છે. જરુરી વાસણો અભરાઇ પર મૂકવામાં આવે છે.

( ચીનના જેવો ) ખાટલાને પડદાથી ઢાંકવાનો રિવાજ અહિં નથી, કેમકે જો બીજાઓ સાથે એક જ ઓરડામાં સુવાને માણસ લાયક ન હોય તો, તેણે તેમ કરવું ન જોઇએ. અને જો બધા જ એક સરખા ગુણાન્વિત હોય તો પછી પડદો નાંખી એક બીજાથી જુદા શા માટે સુવું જોઇએ ?

સંઘની માલીકીનો ખાટલો વાપરતી વખતે, શરીર અને ખાટલા વચ્ચે કાંઇ મૂકવું જોઇએ; અને આજ કારણ માટે

નિષિદ્ધ વપરાય છે. જો આ નિયમ પ્રમાણે કોઈ વર્તે નહિ તો તે ' કાળી પીઠ '[1] નું પ્રતિફળ ભોગવવાને લાયક બને છે આ મુદ્દા પર આપણને બુદ્ધના કડક આદેશો છે, અને તે વિષે આપણે ઘણી કાળજી રાખવી જોઈએ

દક્ષિણ સમુદ્રના દશ બેટોમા તેમજ હિંદના પશ્ચિમ ભાગોમા લોકો માથુ ઉંચુ રાખવા ડાપ્ડ–ઉપધાન[2] વાપરતા નથી. ચીનમા જ આ રિવાજ જોવામા આવે છે

ઉશીકાના ગલેપો હિંદમા બધે સરખી જ રીતે બનાવવામા આવે છે તે માટે રેશમ કે શણ વપરાય છે, માણસની પસંદગી પ્રમાણે રંગમા ફેરફાર હોય છે એક હાથ લાંબી તથા અડધો હાથ પહોળી ચોરસ થેલીમાં તે સીવવામા આવે છે ઉન, નકામી શણ, ' પુ ' ના પુષ્પરજ, રૂ, બરૂ, ટી–આવ, સુંવાળા પાદડા, સૂકા શલભ,રયુ–મીંગ, શણ વગેરે જેવી સગવડ ભરેલી ઘરગથ્થુ વસ્તુઓથી ઉશીકુ ભરવામા આવે છે, ઠંડી કે ગરમીની ઋતુ પ્રમાણે તે ઉંચુ કે નીચું બનાવવામા આવે

૧ મૂલસર્વાસ્તિવાદૈકશતકર્મન્ મા નીચે પ્રમાણે છે

' બુદ્ધે કહ્યુ કે ભિક્ષુએ મધનો ખાટલો તે પર કાંઈ પાથર્યા વિના વાપરવો ન જોઈએ તેમણે કાળી પીઠવાળા એક માણસ તરફ નિર્દેશ કરી આનન્દને કહ્યુ કે એ માણસ આગલા એક બુદ્ધ નીચે કાશ્યપ નામનો ભિક્ષુ હતો પણ મધના ખાટલા પર કાંઈ પાથર્યા વિના સુવાથી તે નર્કમા પડયો અને ૫૦૦ વખત તે કાળી પીઠ સાથે જન્મ્યો હતો '

૨ લાકડાનુ ઉશીકુ

છે. શરીર ટેકવવાનો તથા આરામ લેવાનો એમાં આશય છે સ્પર્શ કરવાથી તે કઠણ લાગશે એવો કાંઇ ભય હોતો નથી. પણ લાકડાનું ઉશીકું કઠણ તથા ખરબચડું હોય છે, અને તેને લીધે ગળા નીચેથી પવન પ્રસાર થઇ જાય છે, અને વારંવાર માથું દુઃખે છે. પણ દેશાનુસાર રિવાજો ભિન્ન ભિન્ન હોય છે; પર-દેશમાં મેં જે સાંભળ્યું તે જ હું તો માત્ર અહિં વર્ણવું છું. અને તેથી માણસે આ પ્રમાણે વર્તવું કે નહિ તે તેણે પોતાની મરજી પ્રમાણે વિચારવાનું છે. પણ ગરમ ચીજો ઠંડી દૂર કરે છે, અને શણુ તથા માષ ( Bean ) ઘણા ફાયદાકારક હોવા ઉપરાંત આંખ માટે સારા છે; એટલે આવી વસ્તુઓ કાંઇ પણ સંકોચ વિના વાપરી શકાય છે. ઠંડા મુલકમા જો માથુ ખુલ્લુ રાખવામાં આવે તો શરદી ઘણી ખરી થઇ આવે છે ( અથવા તીવ્ર જ્વરિત વ્યાધિ થાય છે ), શીયાળાના માસોમા શ્લેશ્મ પણ એ જ કારણથી થાય છે. જો યોગ્ય વખતે માથુ રોકવામાં આવે તો કાંઇ પીડા કે રોગ થશે નહિ: (ચીનની) કહેવત-' મસ્તક ઠંડુ અને પગ ગરમ '—પર મર્યાદા ભરોસો રાખી શકાય નહિ.

કેટલીક વખત ભિક્ષુઓ રહેતા હોય તે ઓરડાની બારીમાં કે ખાસ બનાવેલા ગોખલામાં પવિત્ર મૂર્તિ મૂકવામા આવે છે. જ્યારે તેઓ ભોજન લેવા બેસે છે ત્યારે, શણના પડદાથી ભિક્ષુઓ મૂર્તિને આવરે છે. તેઓ જે જે વસ્તુ ખાવાના હોય તેનું દરરોજ બપોરે તેઓ નૈવેદ્ય કરે છે શાસ્ત્રો ( ના પુસ્તકો ) થી ભરેલી પેટી એક બાજુ પર મૂકવામાં

આવે છે. સુતી વખતે તેઓ એક બીજી ઓરડીમાં જાય છે (કે બીજી ઓરડીમાં મૂર્તિને મૂકે છે). દક્ષિણ સમુદ્રના દ્વીપોમાં પણ આજ રિવાજ છે. ભિક્ષુઓ પોતાના ખાનગી આવાસોમાં સામાન્ય રીતે જે પૂજા કરે છે તે નીચે પ્રમાણે છેઃ દરેક વિહારમાં તેની પોતાની એક મૂર્તિ હોય છે. તે એક ખાસ મંદિરમાં પ્રતિષ્ઠાપિત કરેલી હોય છે. મૂર્તિ ઘડાયા પછી મરણાંત સુધી ભિક્ષુએ મૂર્તિને સાફ કરવા ચૂકવું ન જોઇએ. અને માત્ર ઉપવસ્થ-દિને જ અન્નબલિ અર્પવાની પરવાનગી નથી. જો આ નિયમો પાળવામાં આવે તો, એકજ ઓરડામાં મૂર્તિ રાખવી એ અયોગ્ય નથી. જ્યારે બુદ્ધ હયાત હતા ત્યારે, તેના શિષ્યો તે જ ઓરડામાં રહેતા, અને મૂર્તિ તો માણસના પ્રતિનિધિરૂપ છે; કાંઈ પણ હરકત વિના આપણે તે જ (જ્યાં મૂર્તિ હોય તે) ઓરડામાં રહી શકીએ છીએ. આ સાંપ્રદાયિક રિવાજ હિંદમાં લાંબા સમયથી પળાતો આવ્યો છે.

---

# પ્રકરણ ૨૩ મુ

## યોગ્ય કસરતથી તંદુરસ્તીને થતા ફાયદા

હિંદુસ્તાનમાં ભિક્ષુઓ તથા ગૃહસ્થો સામાન્ય રીતે ફરવા જવાની ટેવ રાખે છે. યોગ્ય વખતે તથા મરજી પ્રમાણે તેઓ એક રસ્તા પર જાય છે અને પાછા ફરે છે; ઘોંઘાટવાળી જગ્યા તેઓ ત્યજે છે. ફરવાથી એક તો રોગ સારા થાય છે, અને બીજું તેનાથી ખોરાક પચવાને મદદ મળે છે. ફરવા જવાનો વખત બપોર પહેલાં ( ૧૧ વાગ્યા પહેલાં ) તથા મોડી સાંજે હોય છે. તેઓ કાં તો તેમના વિહારમાંથી ( ફરવા માટે ) જાય છે, કે ઝરુખામાં શાંતિથી આમતેમ આંટા મારે છે. જો કોઇ આ કસરતની ઉપેક્ષા કરે તો, તે બીમારીથી પીડાશે, અને પગ કે જઠર સૂઝવાથી, કે કોણી ખભાના દુઃખાવાથી તે હેરાન થશે. બેસી રહેવાની ટેવથી કફનો ઉપદ્રવ પણ થાય છે. એથી ઉલટું, જો કોઇ ચાલવાનો મ્હાવરો પાડે તો તેનું શરીર સારુ રહેશે, અને તે વડે તે તેનું ધાર્મિક પુણ્ય સુધારશે. તેથી ગૃધ્ર–કૂટ પર, બો–વૃક્ષ નીચે મૃગાદાવમાં, રાજગૃહમાં તથા બીજા પવિત્ર ધામોમાં ચંક્રમ[1] રાખવામાં આવ્યા છે, જ્યાં તે જગદ્વન્દ્ય ફરતા હતા. તે ઇંટથી બાંધેલા છે અને આશરે બે હાથ પહોળા, ચૌદ પંદર હાથ લાંબા, અને બે હાથ

---

૧ જુઓ મહાવગ્ગ, ૫, ૧. ૧૪; ચુલ્લવગ્ગ, ૫, ૧૪. ૧; ઇંડીઅન એન્ટીકવેરી, વો. ૧૦ પૃ. ૧૯૨.

ઉંચા છે, દરેકની સપાટી પર વિકસિત કમળના ચૌદ પદ્ચિત્રો મૂકેલા હોય છે એ ચૂનાના બનાવેલા છે, અને બે હાથ ઉંચા છે, તેનો વ્યાસ એક ફુટ છે (દરેક સપાટી પર) મુનિના પગથી તે અંકિત હોય છે આ ચંક્રમોને દરેક છેડે માણસના જેટલો ઉંચો નાનો ચૈત્ય હોય છે, જેમા પવિત્ર પ્રતિમા—શાક્ય મુનિની ન્ટાર મૂર્તિ—કેટનીક વખત મૂકવામા આવે છે જ્યારે કોઇ મંદિર કે ચૈત્યની આમપામ જમણી બાજુ તરફ ફરે છે ત્યારે તે ધાર્મિક પુણ્ય માટે એમ કરે છે, તેથી ખાસ આદર ભાવથી તેણે તે ક્રિયા કરની જોઇએ પણ (જે વિષે હુ હમણા લખુ છુ તે) કસરત હવા ખાવા માટે છે, અને તેનો ઉદ્દેશ માંદગી દુર તી રાખવાનો કે રાગ મટાડવાનો છે અગાઉ એનુ નામ સીંગ—ગાઉ (કે 'રસ્તા પર ફરવુ') હતુ હવે આપણે એને ગાગ—સીંગ (કે 'ગોળ ફરવુ') કહીએ છીએ બન્નેનો અર્થ તો એક જ છે પણ આ સુસ્ત ટેવ ટુંગ—ચુઆનમા તો ક્યારની લુપ્ત થઇ ગઇ છે ! સૂત્રોમા આપણે વાચીએ છીએ 'આડા તરફ દૃષ્ટિ ફેંકતા, તેઓ ફરે છે' વળી વજ્રાસન નજીક આપણે તે જ જગ્યા (—જ્યા બુદ્ધ ફરવા જતા હતા—) જોઇએ છીએ, ફકત ત્યા (ચીનમા લોકો બનાવે છે એવો કમળના જેવો ગોળ) સ્તંભ આપણા જોવામા આવતો નથી

---

# પ્રકરણ ૨૪ મુ

## વંદન પરસ્પર અવલંબતુ નથી

વંદનના નિયમોનું બુદ્ધના શાસન પ્રમાણે આચરણ કરવાનું હોય છે. જે પૂર્ણ દીક્ષા માટે ગયો હોય અને જેનો દીક્ષાકાળ (બીજાથી) વહેલો હોય તે પોતાથી કનીયાન્ માણુસો પાસેથી વંદનની અપેક્ષા રાખી શકે. બુદ્ધે કહ્યુ હતુંઃ 'વંદનને લાયક બે પ્રકારના માણુસો છે, એક તથાગત, અને બીજા સ્થવિર ભિક્ષુઓ.' બુદ્ધના આ સોનેરી શબ્દો છે, પછી નમ્ર તથા નિરભિમાની થવા આપણે શા માટે માથાકૂટ કરવી જોઇએ? જ્યારે કનીયાન્ પોતાથી વડાને મળે ત્યારે તેણે શાંતિથી તેને સન્માન આપવું જોઇએ અને 'વન્દે' (હુ વંદન કરું છું, પણ ઘણું ખરું 'વંદન') શબ્દથી તેણે નમન કરવું જોઇએ, અને તે વંદન સ્વીકારતી વખતે તે વડાએ, પોતાના હાથ આગળ લાવી, 'આરોગ્ય' (તંદુરસ્તી) શબ્દ ઉચ્ચારવો જોઇએ. આ શબ્દમા એવી અભ્યર્થના ગર્ભિત છે કે જેને એ પ્રમાણે સંબોધન કરવામા આવ્યું હોય તેને કાંઇ પણ રોગ થાય નહિ ('અરોગ') જો તેઓ આ શબ્દો સંબોધે નહિ તો, બન્ને પક્ષો દોષિત થાય છે. ઉભા હોય કે બેઠેલા હોય તોપણ સામાન્ય વિધિ બદલાવો ન જોઇએ. પોતાથી ઉતરતા દરજ્જાના માણુસ હોય તેમને જેઓ વંદનને લાયક હોય તેમણે વંદન કરવું જોઇએ નહિ. હિંદના પાચ ભાગના ભિક્ષુઓમાં આવો નિયમ છે જ્યારે વંદન થવાનું

હોય ત્યારે પોતાથી વડા માણસ ઉભા રહેશે એવી આશા રાખવી અનુચિત છે, તેમજ વંદન સ્વીકારતી વખતે પોતાથી ઉતરતા માણસને કુપિત કે નારાજ કરવાથી વડા માણસે બ્હીવું એ પણ તેને માટે ઉચિત નથી, અને આ ઉદ્દેશથી કેટલાક કનીયાન્‌ને ઉતાવળથી પકડે છે અને તેને વંદન કરવા દેતા નથી. કેટલીક વખત કનીયાન્ વંદનાર્હ થવા સતત મથે છે, પણ યોગ્ય દરજ્જે પહોંચી શકતો નથી. છતાં તેઓ વારંવાર કહે છે "જો તેઓ અન્યથા વર્તે તો, તેઓ વિધિઓનું પાલન કરતા નથી.' અફ્સોસ! તેઓ ઉમદા ઉપદેશને ગણતા નથી અને પોતાની વૃત્તિને વશ થાય છે, તથા વંદન કરવાના તેમજ સન્માન સ્વીકારવાના નિયમોને અનુસરતા નથી. આ મુદ્દા પર ખરેખર ઘણું ધ્યાન આપવું જોઇએ. આ ચિરપ્રચલિત ભૂલ કોણે અટકાવવી જોઇએ? (– લાંબા કાળથી સ્રોત ઉભરાય છે! તેને માટે કોણે બંધ બાંધવો જોઇએ?)

---

# પ્રકરણ ૨૫ મું

## ગુરુ તથા શિષ્યનુ પરસ્પર વર્તન

ધર્મની આબાદી માટે શિષ્યોપદેશ ( સદ્ધિવિહારિક ) મહત્ત્વની બાબત છે. જો એની ઉપેક્ષા કરવામાં આવે તો, ધર્મનો વિનાશ એ એનું નિશ્ચિત પરિણામ આવશે. આપણે આપણી ફરજો ખંતથી બજાવવી જોઇએ, અને જેમ એક બાળ તેમાંથી પાણી વહી જવા દે છે તેમ આપણે ( આપણે માટે વધુ પડતી છૂટ ) ન લેવી જોઇએ.

વિનયમાં[૧] કહ્યું છેઃ ' દર પ્રાતઃકાળે, દાતણ કર્યા પછી શિષ્યએ પોતાના ગુરુ પાસે જવું જોઇએ અને તેને દંતકાષ્ઠ આપવું જોઇએ, તથા તેના આસન પાસે જલ–પાત્ર તથા કટકો મૂકવા જોઇએ. ' આ પ્રમાણે એની સેવા કર્યા પછી, તેણે પવિત્ર મૂર્તિની પૂજા કરવી જોઇએ અને મંદિરની પ્રદક્ષિણા કરવી જોઇએ. ત્યાર પછી ગુરુ પાસે પાછો જઇ તે તેને (ગુરુને) વંદન કરે છે, અને પોતાનો ઝભ્ભો ઉંચો કરી, હાથ જોડી તથા ત્રણ વખત (જમીનને પોતાના માથાથી ) સ્પર્શ કરી, જમીન પર તે ઘુંટણીએ પડે છે. પછી માથુ નીચું નમાવી તથા હાથ જોડી, તે પોતાના ગુરુને આમ કહે છેઃ " મ્હારા ઉપાધ્યાય, અવાહિત રહો, " કે " મ્હારા આચાર્ય, અવહિત રહો; "

૧ મૂલસર્વાસ્તિવાદ–નિકાય–સંયુકતવસ્તુ, અધિકરણ ૨૫; તથા મહાવગ્ગ ૧,૨૫.૬.

હવે હું આપને ખબર પૂછું છું કે રાતે મ્હારા ઉપાધ્યાય કુશળ હતા કે, આપનું શરીર પૂર્ણ આરોગ્ય ભોગવતું હતું કે, આપ અનલસ તથા આનંદી છો કે, આપને ખોરાક બરાબર પચે છે કે કેમ અને સ્હવારના નાસ્તા માટે આપ તૈયાર છો કે કેમ.' સંજોગાનુસાર પૂછપરછ ટુંકી કે પૂર્ણ હોઇ શકે. પછી ગુરુ પોતાની તબીયત સબંધી પૂછપરછનો ઉત્તર આપે છે. ત્યારબાદ શિષ્ય આસપાસના આવાસોમાં રહેતા તેના વડીલોને વંદન કરવા જાય છે. પછી તે શાસ્ત્રમાંથી થોડું વાંચે છે, અને તે જે શીખી ગયો હોય તે પર મનન કરે છે. પ્રતિદિન તે નવું જ્ઞાન મેળવતો જાય છે, અને એક પણ પળ નકામી ગુમાવ્યા વિના, પ્રતિ માસ જુના વિષયોમાં તે અન્વેષણ કરે છે.

સ્હવારના નાસ્તાના[1] વખતની રાહ જોતાં તે શિષ્યએ તેની ક્ષુધા પ્રમાણે ભોજન લેવા પૂછવું જોઇએ. પોતાના ગુરુને પણ કહ્યા વિના, કે દાતણ કર્યા વગર કે પાણીમાં જીવજંતુ છે કે નહિ તેની તપાસ કર્યા વિના એટલી બધી ઉતાવળથી સ્હવાર પહેલાં ઓદન–જલ પીવા જવાથી શું વળે છે ? પોતાને સાફ કરવાનું કે શુદ્ધ કરવાનું પણ તેનાથી બની શકશે નહિ. બુદ્ધના ઉપદેશના ચાર મુદ્દાનું[2] તે ઉલ્લંઘન કરે છે એ

૧ ટીકાકાર કારયપ પ્રમાણે, પહેલા નાસ્તાનો વખત સૂર્યોદય પછી તરતજ હોય છે.

૨ (૧) સૂર્યોદય પહેલાં ખાવું; (૨) પોતે ભોજન લેવા જાય છે તેની ખબર ગુરુને ન આપવી; (૩) દંતકાષ્ઠ ન ચાવવું; (૪) પાણીમાં જંતુ છે કે નહિ તેની તપાસ ન કરવી. ( કારયપ )

આવો માણસ શું નથી જાણતો ? એમાંથી બધી ભૂલો ઉદ્ભવે છે. હું વિનંતિ કરું છું કે જેઓ ધર્મનું રક્ષણ કરવાને જવાબદાર હોય તેમણે આ મુદ્દાઓ બરાબર વ્યવસ્થિત કરવા જોઈએ.

( ઇત્સીંગનું ટિપ્પણ ):

૧. ઉપાધ્યાયઃ ઉપ એટલે નજીક. જ્યારે આપણે ' પા ' ઉચ્ચારીએ છીએ ત્યારે, તેમાં બીજો ' અ ' સમાયલો હોય છે, અને અધ્યાય એટલે વાંચતા શીખવું. આ શબ્દની જગ્યાએ હો–શાંગ ખોટી રીતે વાપરવામાં આવ્યો હતો. હિંદુસ્તાનમાં વિદ્વાન માણસો માટે સામાન્ય નામ વુ-શે છે, પણ આ બૌદ્ધ ( કે નિયમાનુસાર) શબ્દ નથી. બધા સંસ્કૃત ગ્રંથો તથા વિનય ગ્રંથોમાં ઉપાધ્યાય શબ્દ વાપરવામાં આવ્યો છે, જેનો અર્થ ' જાતે શીખવનાર આચાર્ય ' થાય છે. ઉત્તરના પ્રદેશોમાં આચાર્ય સામાન્ય રીતે હો–શે કહેવાય છે; આને લીધે અનુવાદકોએ ખોટો શબ્દ વાપર્યો.

૨. આચાર્ય એટલે વિનય-શિક્ષક; એનો અર્થ ' શિષ્યોને નિયમો તથા વિધિઓ શીખવનાર ' થાય છે. જુના ભાષાંતર કર્તાઓએ આ શબ્દને બદલે આ–શાવ–લી 'એવો ખોટો શબ્દ યોજ્યો હતો.

૩. પોતે શું શું કર્યું વગેરે–જે ઉપર જણાવવામાં આવ્યું છે–ગુરુને કહેવું એ આર્ય–દેશમાં શીખવવામાં આવતો એક આચાર છે; આર્ય એટલે ઉમદા આર્ય દેશ એ

પશ્ચિમ માટે એક નામ છે. એ એમ કહેવાય છે કારણ કે ત્યાં આર્યચરિત્રશીલ માણસો વારા ફરતી જન્મ લે છે, અને લોકો એ નામથી પોતાના દેશની પ્રશંસા કરે છે. તે મધ્ય-દેશ પણ કહેવાય છે, કેમકે તે હજારો દેશોનું કેન્દ્ર છે. બધા લોકો આ નામથી પરિચિત છે. ઉત્તરની જાતિઓ ( હુ=મોંગોલ કે તુર્ક )જ આર્ય દેશને હિંદુ કહે છે, પણ આ કાંઇ સર્વસામાન્ય નામ નથી. એ માત્ર એક દેશી નામ છે, અને એમાં કાંઇ ખાસ અર્થ નથી. હિંદુસ્તાનના લોકો બહુધા આ અભિધાન જાણતા નથી, અને હિંદ માટે ઉપયુક્તતર નામ તે આર્યદેશ છે. કેટલાક કહે છે કે ઇન્દુનો અર્થ ચંદ્ર થાય છે, અને હિંદુસ્તાનનું ચીની નામ ઇન્દુ તેમાંથી વ્યુત્પન્ન થયું છે, જો કે એવો અર્થ હોય છતાંય તે સર્વસાધારણ નામ નથી. મહાન ચાઉ ( ચીન )નું હિંદી નામ-ચીન-એ કેવળ એક નામ જ છે, અને તેનો કાંઇ વિશિષ્ટ અર્થ નથી.

વળી આપણે નોંધ લેવી જોઇએ કે હિંદના પાંચ ભાગોનો બનેલો દેશ બ્રહ્મરાષ્ટ્ર કહેવાય છે.

ઉત્તરમાં સૂલિ મોંગોલીઅન સરહદ કહેવાય છે. આ બધા નામોનો ગોટાળો કોઇએ કરવો જોઇએ નહિ તેમજ તે બધાને એક જ અભિધામથી ઓળખવા જોઇએ નહિ.

શિરોમુંડન કરાવી, પાટ ( સાદુ વસ્ત્ર ) પહેર્યા પછી, તથા પરિવ્રાજિત બની ઉપસમ્પદા દીક્ષા લીધા બાદ, વિનયમાં[1] ફરમાવ્યા પ્રમાણે તેણે પોતાના ગુરુને પાંચ બાબતો

૧ મૂલસર્વાસ્તિવાદનિકાય-વિનય સંગ્રહ, અધિ. ૧૩,

કહેવાની જરૂર નથી. તે પાંચ બાબતો આ રહીઃ (૧) દાતણ કરવું; (૨) પાણી પીવું; (૩) મળોત્સર્ગ; (૪) ચૈત્યવંદન કે પવિત્ર હદની અંદર ૪૯ ફેધમ (એક ફેધમ =૬ ફીટ) માં ચૈત્યની પૂજા કરવી. જ્યારે, દાખલા તરીકે, શૌચ ખાવાનો હોય ત્યારે તેણે પોતાના ગુરુ પાસે જવું જોઇએ, અને નિયમ સર તેને વંદન કરી, તેને નીચે પ્રમાણે જાહેર કરવું જોઇએ: 'મ્હારા ઉપાધ્યાય, અવહિત રહો; હમણા હું ત્હમને જણાવું છું કે મ્હારા હાથ તથા વાસણો હું સાફ કરૂં છું, અને ભોજન લેવા ઇચ્છું છું.' 'સાવધ રહેજે' એમ ઉપાધ્યાયે ઉત્તર આપવો જોઇએ. બીજા બધા નિવેદનો પણ આ ઉદાહરણ પ્રમાણે કરવા જોઇએ. નિવેદનની બાબત તથા સમય સબંધી શું કરવું તે ઉપાધ્યાય તેના શિષ્યને પછી કહેશે. ઘણી બાબતો જણાવવાની હોય ત્યારે શિષ્યએ તે એકી વખતે બધું જણાવવું જોઇએ. વિનયમાં પ્રભુત્વ મેળવ્યા પછી પાંચ વર્ષ બાદ, ઉપાધ્યાયથી જુદા રહેવાની તેને પરવાનગી છે. પછી તે લોકો પાસે આમ તેમ જઇ શકે છે, અને બીજા કોઇ ધ્યેય તરફ તે વળી શકે છે. છતાં પણ જ્યાં જાય ત્યાં તેણે કોઇ પણ આચાર્યની દેખરેખ નીચે રહેવું જોઇએ. દશ વરસ વીત્યા બાદ–એટલે કે તે વિનય સમજી શકે ત્યાર પછી–આ પ્રતિબંધ અટકશે. તે મહાન મુનિનો પ્રેમળ હેતુ આ ભૂમિકાએ તેને લાવવાનો છે. જો કોઇ ભિક્ષુ વિનય સમજે નહિ તો, તેણે જીવનપર્યંત બીજાની દેખરેખ નીચે રહેવું પડશે. જો કોઇ મ્હોટો ગુરુ ન હોય તો, ઉપ-ગુરુના હાથ નીચે તેણે રહેવું

જોઇએ. આ વખતે શિષ્યએ વંદન સિવાય બધું કરવું જોઇએ, કેમકે સ્હવારમાં તે ગુરુને વંદન કરી શકે નહિ કે તેની કુશળતા પૂછી શકે નહિ કારણ કે તેણે વિનય મુજબ હંમેશા વર્તવું જોઇએ—જેનો તેને પરિચય નથી; અને ગમે તે બાબત જાહેર કરવી આવશ્યક હોય તો પણ, જ્યારે તે શું કરવું એ સમજતો ન હોય ત્યારે તે એ પ્રમાણે, શી રીતે ચાલી શકે? કેટલીક વખત તે સ્હવારે તથા સાંજે ઉપ–ગુરુ પાસે શીખે છે તે આવા શિષ્યને ઉપદેશ કરે છે તો પણ જેવી રીતે વિનયનો અર્થ સમજાવો જોઇએ ( શિષ્યથી ) તેમ ન પણ સમજી શકાય, કારણ કે જો શિષ્ય પોતાનું દષ્ટિબિંદુ યથાર્થ બતાવે નહિ તો, શિક્ષક યોગ્ય આદેશ કેવી રીતે કરી શકે? તેથી પૂર્ણ ' એકરાર ' કરવો જોઇએ નહિ પરંતુ બેદરકારી ક્યારની ઘર ઘાલી બેઠી છે; સહેલે માર્ગે ચાલતાં લોકો ધર્મ પ્રમાણે વર્તવાની પરવા રાખતા નથી.

બુદ્ધના ઉપદેશ અનુસાર આપણે આચરીએ તો ધર્મ–પરમ્પરા અબાધિત ચાલ્યા કરશે. જો તેના કાનૂનો અવગણવામાં આવે તો, જેનું વજન પડે એવું બીજુ શું હોઇ શકે? એટલે વિનયગ્રંથમાં[1] કહ્યું છે: 'બીજાને ઉપસમ્પદા દીક્ષા આપ્યા પછી જે ગુરુ તેમને ઉપદેશ આપતો નથી તેવા ગુરુ થવા કરતાં ખાટકી બનો એ સારૂં.'

હિંદુસ્તાનમાં ગુરુની સેવા શિષ્ય નીચે પ્રમાણે પણ કરે છે: રાત્રિના પહેલા તથા બીજા પ્રહરે તે ગુરુ પાસે જાય છે.

૧ મૂલસર્વાસ્તિવાદનિકાય વિનય-સંગ્રહ, અધિ. ૧૩.

પહેલાં ગુરુ તેને યથાસુખ બેસવાનું કહે છે. ત્રિપિટકમાંથી (કેટલાક પરિચ્છેદ પસંદ કરી) તે સંજોગાનુસાર તેને પાઠ આપે છે, અને એક પણ વાત કે સિદ્ધાંત સમજાવ્યા વગર તે રહેતો નથી. પોતાના શિષ્યના નૈતિક જીવનની તે તપાસ કરે છે, અને તેના દોષો તથા ઉલ્લંઘનો વિષે તેને ચેતવણી આપે છે. જ્યારે જ્યારે તે શિષ્યને દોષિત જોય છે, ત્યારે ત્યારે તે તેના ઉપાયો તેની જ પાસે શોધાવે છે, અને તેની પાસે પશ્ચાત્તાપ કરાવે છે. શિષ્ય ગુરુના શરીરને મર્દન કરે છે, તેના કપડાની ઘડી કરે છે, કે કેટલીક વખત તેની ઓરડી તથા આંગણું સાફ કરે છે. ત્યાર બાદ પાણીમાં જંતુ છે કે નહિ તે તપાસ્યા પછી, ગુરુ વતી તે બધું કામ કરે છે. જો આમ કાંઇ પણ કામ કરવાનું હોય તો તે તેના વતી બધું કામ કરી લે છે. પોતાથી શ્રેષ્ઠને આ પ્રમાણે સન્માન આપવામાં આવે છે. વળી શિષ્ય બીમાર હોય તો, ગુરુ જાતે તેની બરદાસ કરે છે, બધી જુરૂરી ચીજો પૂરી પાડે છે, અને તે પોતાનો બાળક હોય તેમ ગણી તેના તરફ કાળજી રાખે છે.

બુદ્ધના ધર્મના મૂળ તત્ત્વોમાં અધ્યાપન તથા ઉપદેશ સૌથી વધુ મહત્વના ગણવામાં આવે છે. જેવી રીતે ચક્રવર્તી રાજા પોતાના જ્યેષ્ઠ પુત્રનું રક્ષણ અનિ કાળજી પૂર્વક કરે છે અને તેને ઉછેરે છે તેવી રીતે તેટલીજ ખંતથી શિષ્યને ધર્મનો ઉપદેશ કરવામાં આવે છે. વિનયમાં (એ માટે) બુદ્ધનું સ્પષ્ટ વિધાન છે; (તો પછી) આ વિષયની શું આપણે અવજ્ઞા કરવી જોઇએ?

હવે ઉપર જણાવેલા ચૈત્યવંદન વિષે. જ્યારે તે મહાન ગુરુ, તે જગદ્વન્દ્ય, નિર્વાણ પામ્યા હતા, અને તેના શરીરને અગ્નિમા બાળવા, મનુષ્યો તથા દેવો એકત્ર થયા હતા ત્યારે, તેઓ બધી જાતના ગંધદ્રવ્યો એટલા બધા લાવ્યા હતા કે તેનો એક રાશિ થયો હતો, જે ચિતિ[1] કહેવાયો હતો–ચિતિ એટલે ઢગલો. એ શબ્દમાથી પાછળથી વ્યુત્પન્ન થયેલો શબ્દ તે ચૈત્ય. પણ આ શબ્દના બીજા પણ અર્થ છેઃ (૧) તે જગદ્વન્દ્યના બધા સદ્ગુણો અહિં સામટા રાખવામાં આવ્યા છે (કે સંગ્રહવામાં આવ્યા છે, ચિત્) તેથી; (૨) ઇંટ કે માટીનો ઢગલો કરી તે બનાવવામાં આવ્યો છે તેથી. આ શબ્દનો અર્થ આમ આપણી પાસે સ્પષ્ટ રીતે આવ્યો છે. એનું બીજું નામ સ્તૂપ[2] છે. એનો અર્થ પણ ચૈત્યના જેવો જ છે. આગલા ભાષાંતર કર્તાઓએ એ માટે વાપરેલું સામાન્ય નામ તા (જાપાનીમમાં તો)[3] છે, અને ખાસ નામ ચિહ્-તિ છે. બન્ને (શબ્દો) ખોટા છે, પણ બન્ને વાપરી શકાય છે, કેમકે એ શબ્દોના અર્થની ચર્ચા કર્યા વગર, લોકો એ નામોનો અર્થ સમજે છે. નામ હિંદમાં બે રીતે વપરાય છે. (૧) અર્થ-

---

૧ સરખાવો–મહાપરિનિબ્બાન, ૬, ૩૫ सब्बगन्धानं चितकं करित्वा भगवतो शरीरं चितकमारोपेस्सुम ।–એટલે ઇત્સીંગનો ચિતિ તે ચિતક-ચિતા-ને બદલે વાપરેલો શબ્દ લાગે છે.

૨ ચૈત્ય તથા સ્તૂપ વચ્ચેના તફાવત તથા સંબંધ માટે જુઓ —Prof. Kern–Buddhismus, પૃ. ૧૭૩.

૩ તા, તો–પો (જાપાનીમ તોબ) માટે છે. સરખાવો–પાલિ થૂપ.

દ્યોતક નામ; (૨) અર્થરહિત નામ. અર્થદ્યોતક નામમાં નામનો હેતુ હોય છે, અને શબ્દના અર્થ પ્રમાણે તે ( નામ ) સમજાવવું જોઇએ. આ પ્રકારમાં નામ તથા વસ્તુ એક બીજા સાથે અનુવૃત્ત હોય છે.

શન-જુ (= મહાયાનમાં સુપ્રવિષ્ટ ) જેવા નામો શરૂઆતમાં અર્થદ્યોતક હતા, અને સત્કર્મોને લીધે તેમને ( એ ) નામ આપવામાં આવ્યા હતા, પરંતુ જ્યારે લોકો નામથી પરિચિત થાય છે ત્યારે તેઓ તેના અર્થનો વિચાર કરતા નથી, અને માણસને શન-જુ કહે છે, કેમકે જગત તેને એ પ્રમાણે સંબોધે છે. એવી રીતે એ ( શબ્દ ) અર્થરહિત નામ બન્યું છે. વન્દન એટલે પૂજા-નમન. જ્યારે આપણે ચૈત્યવન્દન માટે બહાર જવાના હોઇએ, અને આપણે કયાં જઇએ છીએ એ વિષે લોકોએ આપણને પૂછયું હોય ત્યારે આપણે આ પ્રમાણે ઉત્તર દેવો: 'ચૈત્યવન્દન માટે હમે અમુક જગ્યાએ જઇએ છીએ.' વન્દન કે પૂજાનો અર્થ પોતાથી જ્યેષ્ઠને સન્માન આપવું તથા નમ્ર રહેવું એ છે. જ્યારે કોઇ વન્દન કરવાનો હોય ત્યારે, તેને પ્રથમ ભિક્ષુનો ઝભ્ભો બરાબર પહેરવો જોઇએ, અને ( જમણા હાથ વડે ) ડાબી બાજુ વસ્ત્રને દબાવી તેને ડાબા ખભાપર લાવવું જોઇએ કે જેથી તે શરીરસંસક્ત રહે. હવે ડાબો હાથ નીચે વાળી, અંતર્વસનનો ડાબો ભાગ પકડવો, અને જમણા હાથે નિવાસનો પકડેલો ભાગ લેવો અને નિવાસના છેડાથી તેને બેવડ કરવું કે જેથી જાનુ બરાબર આચ્છાદિત કરે; એમ કરતી વખતે શરીરનો કોઇ પણ ભાગ

બીજાથી દેખાવો ન જોઇએ. નિવાસનો પાછલો ભાગ ઉતાવળથી શરીરને સ્પર્શવા દો. ઉત્તરીય તથા અંતર્વસન પકડી રાખવા અને તેને જમીનને અડવા દેવા નહિ. બન્ને એડી સાથે રાખવી જોઇએ, અને ગર્દન તથા પીઠ ટટાર રહેવા જોઇએ; જમીન પર દશ આંગળા રાખી હવે તેણે માથું નમાવવું જોઇએ. ઘુંટણની નીચે કાંઇ વસ્ત્ર હોવું જોઇએ નહિ. પછી જોડેલા હાથ આગળ લંબાવવવા જોઇએ અને ફરી મસ્તકથી જમીનનો સ્પર્શ કરવો જોઇએ. આ પ્રમાણે કાળજીપૂર્વક ત્રણ વખત નમન કરવું જોઇએ. પણ સામાન્ય વન્દન વખતે એક જ વખત તેમ કરવું બસ થશે. વચમાં ઉભા થવાની કાંઈ પ્રથા નથી. જ્યારે હિંદીઓ, કોઇ માણસને ઉભો થઇ ત્રણ વખત વન્દન કરતો જોય છે ત્યારે, તેમને તે અતિ વિચિત્ર લાગે છે. જો એમ લાગે કે ( વન્દન કર્યા પછી ) કપાળ પર કાંઇ ધૂળ લાગી છે તો, પહેલા ત્યાં ( હાથ ) ઘસી, પછી પાછું તે સાફ કરવું જોઇએ. ત્યાર બાદ પગે લાગેલી ધૂળ સાફ કરવી જોઇએ; અને કપડા ( પાછા ) બરાબર કરી, ઓરડીના એક ખૂણામાં તેણે બેસવું કે થોડા વખત તેણે ઉભા રહેવું જોઇએ. જો તે ઉભો રહે તો વન્દન પામેલો માણસ તેને બેસવાનું કહેશે. જ્યારે કાંઇ ગુન્હા માટે તેને ઠપકો મળતો હોય ત્યારે, આખો વખત તેણે અચૂક ઉભા જ રહેવું જોઇએ. બુદ્ધના સમયથી ગુરુ મારફત શિષ્ય પરમ્પરા પ્રાપ્ત આવો આચાર અવિચ્છિન્ન ચાલ્યો આવ્યો છે. સૂત્રો તથા વિનયમાં પણ તે જોવામાં આવે છે; વારંવાર એમ કહેવામાં આવે છે કે કોઇ બુદ્ધ પાસે

જાય છે, તેના બન્ને પગનો સ્પર્શ કરે છે, અને ઓરડીના એક ખૂણામાં બેસે છે. પણ (તે માટે) ગોદડી વપરાઇ હોય એમ કદી આપણા સાંભળવામાં આવ્યું નથી. વન્દન ત્રણ વખત કર્યા પછી તે ખૂણામાં ઉભો રહે છે, બુદ્ધનો આવો ઉપદેશ છે. પૂજ્ય સ્થવિરોના આવાસોમાં ઘણી બેઠકો હોય છે, અને જેઓ અંદર આવે છે તેમણે યોગ્ય આચાર પ્રમાણે ત્યાં બેસવું જોઇએ. બેસતી વખતે, તેના પગ જમીનને અડે છે, પણ આરામથી બેસવા જેવો કાંઈ આ આચાર નથી. વારંવાર કહેવામાં આવ્યું છે કે તેણે પ્રથમ ' વુ-સ્યુ-ચુ-ચીઆ '[1] કરવું જોઇએ, આનુ ભાષાંતર ' ઉંકડા બેસવું ' એમ થાય છે-એટલે કે જમીન પર બન્ને પગ રાખી તથા બન્ને જાનુ ઉંચા રાખી, અને જમીન પર પડવા ન દેતાં, કપડાંને શરીરસંસક્ત રાખવા, અને પવિત્ર વિષયો પર ચર્ચા કરતી વખતે, કપડાનું રક્ષણ કરવાનો એ સાન્માય નિયમ છે. બીજા સમક્ષ પાપનિવેદન કરતી વખતે, કે મ્હોટી પરિષદને વંદન કરતી વખતે, કે ઠપકો મળ્યો હોય ત્યારે માફી માગતી વખતે, કે ઉપસમ્પદા દીક્ષા લીધા પછી સંઘને વન્દન કરતી વખતે આજ નિયમ પાળવામાં આવે છે.

---

૧ આ ( ચીની ) શબ્દ માટે જાપાનીસ શબ્દ ' ઉ-કુટ-ચિ-ક-ક ' છે. પાલિમા ' ઉક્કુટિકં-નિસીદતિ ' શબ્દ છે; તદનુરુપ સસ્કૃત શબ્દ ' ઉત્કટુક ' ચીલ્ડર્સ ( childers ) આપ્યો છે. મસ્કૃત ઉત્કટુક આસન એટને ' પલાઠી વાળી જંઘા પર બેસવું ' એમ અર્થ થાય છે, આ આસન ધર્મીગના વર્ણનથી તદન જુદું છે. સરખાવો- ચુલ્લવગ્ગ, ૪, ૪, ૧૦.

મંદિર (-ગન્ધકુટી) જોતી વખતે કે તેની પ્રશંસા કરતી વખતે જુદી રીતે બેસવું પડે છે-જમીન પર બન્ને જાનુ ટેકવી હાથ જોડી નમન કરવું તથા પૂજા કરવી, પરંતુ પલંગ પર બેઠા બેઠા વન્દન કે પૂજા કરવાનો રિવાજ (ચીન સિવાય) બીજા કોઇ દેશમા નથીઃ તેમજ (પૂજા કરતી વખતે) ગરમ ગોદડી વાપરવાનો રિવાજ પણ જોવામા આવતો નથી. બીજાને સન્માન આપતી વખતે ઉપર્યુક્ત ઉદ્ધત વર્તન દાખવવું શું ઉપપન્ન છે ? જો કોઇ પલંગ પર અથવા ગાદી પર બેઠો હોય તો, તે સામાન્ય (સ્નેહ-) સંમેલનમાં પણ યુક્ત આદર આપતો નથી એમ કહેવાય, તો પછી પૂજ્ય ગુરુ કે તે મહાન મુનિની પૂજા કરતી વખતે તે કેટલું અયોગ્ય લેખાય ? હિંદી પ્રવચન-ગૃહો તથા ભોજન-આવાસોમાં મ્હોટા પલંગો કદી રાખવામાં આવતા નથી, પરંતુ ત્યાં પાટલા તથા નાની ખુરશીઓ હોય છે, જેના પર ભાષણ સાંભળતી વખતે કે ભોજન લેતી વખતે લોકો બેસે છે. આ ઉપપન્ન રીત છે.

પલાઠી વાળી બેસવાની રીત ચીનમાં ક્યારની દાખલ થઇ ગઈ છે. જો કે તત્કાલીન રિવાજ પ્રમાણે માણસ બેસી શકે છે, તો પણ યોગ્યાયોગ્યનો ભેદ તેણે જાણવો જોઇએ.

# પ્રકરણ ૨૬ મુ

## અપરિચિત કે મિત્રો પ્રતિ વર્તન.

તે મહાન ગુરુ હયાત હતા તે સમયે, તે પોતે ધર્મશાસ્તા હતા છતાં, જ્યારે જ્યારે કોઇ અપરિચિત ભિક્ષુ આવતો ત્યારે તે તેને આવકાર આપતા. જો કે હિંદી ભિક્ષુઓએ (તેમના મિત્રોના સત્કાર માટે) ઘણા વિધિઓ સ્થાપિત કર્યા છે, તો પણ આ સામાન્ય નિયમ છે કે જ્યારે (વિહારમાં) આવતા કોઇ માણસને-પછી તે મિત્ર હોય કે અપરિચિત, શિષ્ય હોય કે છાત્ર કે કોઇ ઓળખીતો માણસ હોય-કોઇ જોય તો, તેને આવકાર આપવા તે તરત દોડી જાય છે, અને 'સ્વાગત'[1] (ભલે પધારો) શબ્દ ઉચ્ચારે છે. પણ જો આવનાર માણસ અપરિચિત માલમ પડે તો, તે બીજી વખત 'સુસ્વાગત' શબ્દ ઉચ્ચારે છે. જો તે આ શબ્દો સંબોધે નહિ તો તે એક તરફ વિહારના વિધાનથી ચ્યુત થાય છે, અને બીજી તરફ વિનય (ના શાસન) પ્રમાણે તે અપરાધી બને છે. આગંતુક માણસ પોતાથી ઉંચા કે નીચા દરજ્જાનો છે તે પૂછ્યા વગર આ પ્રમાણે અનિવાર્ય કરવામાં આવે છે. અને હંમેશા આમ જ બને છે કે, જ્યારે કોઇ માણસ આવે છે ત્યારે, તે (યજમાન)

---

૧ અથવા આનો અર્થ એમ પણ થાય કે: પછી અતિથિ, સ્વાગત શબ્દ પછી (જવાબમાં) તરત જ સુસ્વાગત-શબ્દ ઉચ્ચારે છે. અહિં એનો અર્થ 'સારો સત્કાર કર્યો' એમ થશે ?

નવા આવનાર માણસનો લોટો તથા ભિક્ષાપાત્ર લઇ લે છે, અને દીવાલની ખીંટી પર તે લટકાવે છે, અને જો તે અતિથિ શૈક્ષ હોય તો, તેને એક વિવિક્ત જગ્યાએ સુખેથી બેસી આરામ લેવાનું તે કહે છે; જો તે સંમાનનીય મહેમાન હોય તો, આગલા આવાસમાં (તેને બેસાડવામાં આવે છે). જો યજમાન અતિથિથી કનીયાન્ હોય તો, પોતાના જ્યેષ્ઠના માનમાં તે અતિથિના પગના જંઘાપિંડ પકડે છે, અને પછી તેના શરીરના બધા ભાગો થાબડે છે; અને જો યજમાન જ્યેષ્ઠ હોય તો તે (અતિથિ) તેની પીઠ થાબડે છે–પણ કમર કે પગ જેટલે નીચે નહિ. પણ જો બન્ને સમોવડિયા હોય તો, કાંઇ તફાવત રહેતો નથી.

થાક ઉતર્યા પછી, હાથપગ ધોઇ, જ્યાં તેનો જ્યેષ્ઠ હોય ત્યાં તે (અતિથિ) જાય છે, અને એક વખત સાષ્ટાંગ પ્રણામ કરી તેને આદર આપે છે; અને ઘુંટણીએ પડી, તેના ચરણ પકડે છે. જમણો હાથ આગળ કાઢી, તે જ્યેષ્ઠ (અતિથિનુ) ખભું તથા પીઠ થાબડે છે–પણ જો તેમને છૂટા પડયાને લાંબો સમય ન થયો હોય તો, તે હાથથી તેને થાબડતો નથી. હવે આચાર્ય તેની કુશળતા પૂછે છે, અને તે કેમ છે તેનો તે શિષ્ય જવાબ આપે છે. પછી તે (શિષ્ય) એક બાજુ ખસી જાય છે, અને ઉચિત આદરપૂર્વક ત્યાં બેસી જાય છે. તેઓ ચીના (લોક) ના જેમ ઉભા રહેતા નથી હિંદમાં સામાન્ય રિવાજ નાના પાટલા પર બેસવાનો છે. અને બધાના પગ ખુલ્લા હોય છે. પૂર્વ હૂસી (ચીન) માં આવો રિવાજ નથી, અને

તેથી બીજાના ચરણસ્પર્શ કરવાની ક્રિયા ત્યાં કરવામાં આવતી નથી.

સૂત્રોમાં વારંવાર કહેવામાં આવ્યું છે કે માણસો તથા દેવો બુદ્ધ પાસે આવ્યા હતા, અને બુદ્ધના બન્ને ચરણો આગળ માથું નમાવ્યા પછી, ખસી જઇ એક બાજુ તેઓ બેઠા હતા; હું જેનું વર્ણન કરી રહ્યો છું તે જ આ રીત છે. પછી યજમાને વરસની કઇ ઋતુ ચાલે છે તે વિચારી, ગરમ પાણી કે બીજું કાંઇ પીણું ( પાન ) તેને આપવું જોઇએ.

તેની ઇચ્છા મુજબ, ઘી, મધુ ( મધ ), શર્કરા, કે બીજું કાંઇ પણ ખાદ્ય કે પેય વસ્તુ આપી શકાય છ. અથવા જો તે બુદ્ધવિહિત અષ્ટપાન[1] ( આઠ પ્રકારના પીણા ) પૈકી ગમે તે એક હોય તો, તે આપતા પહેલાં તેને ગાળી તે ચોખ્ખું બનાવવું જોઇએ. પણ જો તે કચરાથી જાડું હોય તો, બુદ્ધ તે ( આપવા ) ની કદી રજા આપતા નથી.

---

૧ અષ્ટ પાન ( Eight kinds of Syrup ) માટે જુઓ : મહાવગ્ગ ૬, ૩૫. ૬, તથા વિનયસંગ્રહ અધિ. ૮, તેમજ એકશતકર્મનૂ, અધિ. ૫. ઇત્સીંગ પ્રમાણે જે અષ્ટ પાન છે તે આ રહ્યા : ( ૧ ) મોચ, ( ૨ ) ચોચ ( ૩ ) કોલક, ( ૪ ) અશ્વત્થ, ( ૫ ) ઉત્પલ ( કે ઉદુમ્બર ), ( ૬ ) પરૂસક, ( ૭ ) મૃદ્વિકા અને ( ૮ ) ખજૂર.

મહાવગ્ગમા–૬, ૩૫. ૬ - ( ૧ ) અમ્બ, ( ૨ ) જમ્બુ, ( ૩ ) ચોચ, ( ૪ ) મોચ, ( ૫ ) મધુ, ( ૬ ) મૃદ્દિકા, ( ૭ ) સાલૂક અને ( ૮ ) ફારૂસક.

ધીમે તાપે ઉકાળેલા એપ્રીકોટનો રસ સ્વભાવે જાડો છે, અને ( તેથી ) વ્યાજબી રીતે આપણે તેને વિહિત પાનોમાંથી બાતલ કરી શકીએ. વિનયમાં કહ્યું છે: ' જ્યાં સુધી તેનો રંગ વેત્રના પીત પત્ર જેવો થાય નહિ ત્યાં સુધી પાન શુદ્ધ રીતે ગાળવું જોઇએ. '

અભ્યાગતો–આચાર્યો, છાત્રો, શિષ્યો, અપરિચિત ગૃહસ્થો કે મિત્રો–ને સત્કાર આપવાની આવી ક્રિયાઓ છે. પોતાના કપડા તથા ટોપી તરફ દરકાર રાખ્યા વિના, ઠંડી સામે બાથ ભીડી કે ગરમી સહન કરી–જેના પરિણામે હાથ પગ ઠરી જાય છે કે આખા શરીરે પ્રસ્વેદ આવે છે–, કોઇ ગૃહસ્થ આગળ આવે કે તરતજ ઉતાવળથી હો–નન (આગળ જુઓ) કરવું યુક્ત નથી. ત્વરાની આવી રીત નિયમોથી ઘણી વિરૂદ્ધ છે.

જ્યારે ગુરુ ધર્મ સિવાય બીજા ગમે તે ( વિષય ) પર લહેરથી વાત ચલાવતા હોય ત્યારે જો તે તેના શિષ્યને એક બાજુ બેસાડવાને બદલે ઉભો રહેવા દે તો તે ખોટું છું. આવો માણસ શું ખરેખર ધર્મપ્રવર્તનને અતિનિર્બંધક જરુરીઆત ગણે છે ?

હો–નનને સંસ્કૃતમાં પન્તિ ( વન્દે–હું વન્દન કરુ છું ) કે વન્દન કહે છે. લોકો ખરો ઉચ્ચાર કરી શકયા નહિ, એટલે તેમણે તેને હો–નન ( વ–નન કે જાપાનીસમાં વ–દ–ન ) કહ્યું, અને ઘણા સમયથી વપરાતો શબ્દ માણસ ફેરવી શકતો નથી, તેથી હજુ હો–નન ( શબ્દ, વન્દનની જગ્યાએ ) વપરાય છે.

પણ જો આપણે મૂળ શબ્દ લઈએ તો તે પન્તિ (વન્દે) હોવો જોઈએ.

રસ્તા પર કે જનસમૂહમાં ઉપર નિર્દિષ્ટ કરેલ વન્દન યુક્ત નથી. પણ માણસે પોતાના જોડેલા હાથ આગળ લંબાવી તથા માથુ નીચુ નમાવી પન્તિ (વન્દે) શબ્દ ઉચ્ચારવો જોઈએ. તેથી સૂત્રમાં કહ્યું છે; 'અથવા માત્ર તે તેના હાથ જોડી આગળ લંબાવે છે, અને તેનું મસ્તક સહેજ નીચે નમાવે છે.' આ પણ વન્દન કરવાની એક રીત છે. દક્ષિણ[1] તરફનો માણસ પોતાને મળનાર માણસને (કુશળતા) પૂછે છે; આ પ્રમાણે તે અજાણપણે યુક્ત આચાર મુજબ વર્તે છે. જો તે પોતાની પૂછપરછને બદલે એક માત્ર વન્દે શબ્દ વાપરે તો, વિનયના આદેશ અનુસાર જ પૂરેપુરૂં તેનું કર્મ થાય.

---

૧ ટીકાકાર કાશ્યપને મતે, દક્ષિણના માણસો તે કીઆંગ-નાન (યાંગ-ત્સે કીઆગ નદીની દક્ષિણે) ના વિનય-આચાર્યો છે, જેઓ દશાધ્યાય વિનયને માને છે.

# પ્રકરણ ૨૭ મુ

## બીમારીના લક્ષણો

મેં આગળ જણાવ્યું છે (પ્રક. ૨૫) તેમ માણસે પોતાની ક્ષુધાપ્રમાણે ખોરાક લેવો જોઇએ. એટલે કે ચાર મહા ભૂતોની[1] સ્થિતિ પ્રમાણે. જો ભૂખ સારી લાગી હોય તો સામાન્ય ખોરાક લેવો. જો તબીયત ઠીક ન લાગે તો તેનું કારણ શોધી કાઢવું જોઇએ, અને તે શોધ્યા પછી આરામ લેવો. તબીયત સુધર્યા પછી ભૂખ લાગશે. બીજી વખતના હલકા જમણ વખતે પ્રથમ અન્ન લેવું. પ્રાતઃકાળ સામાન્ય રીતે 'કફનો વખત' હોય છે, જ્યારે રાતે લીધેલા ખોરાકનો રસ હજુ છાતીની આજુ બાજુ વળગેલો હોય છે, કારણ કે તે ત્યારે વીખરાઇ ગયલો હોતો નથી. એ વખતે લીધેલો કાંઇ પણ ખોરાક સુસંગત થતો નથી.

દાખલા તરીકે-જો બળતામાં લાકડું નાંખવામાં આવે તો તે બળી જશે પરંતુ જો ચૂલામાં ઘાસ નાંખવામાં આવે તો તે તેમનું તેમ રહેશે અને દેવતા સળગશે નહિ.

સામાન્ય ખોરાક ઉપરાંત, હલકો ખોરાક લેવાની બુદ્ધ રજા આપે છે. ભૂખ પ્રમાણે ખોરાક લેવો જોઇએ-પછી તે ચોખા હોય કે તેનું ઓસામણ હોય.

શાસન પાળતા જો માત્ર ઓસામણ પર જ રહી શકાય

[1] પૃથ્વી, જળ તેજ અને વાયુ-ચાર મહાભૂતો.

તો બીજું કાંઇ ખાવું જોઇએ નહિ; પણ જો શરીર-પોષક ચોખાના રોટલાની જો કોઇને જરૂર જણાય તો અપરાધ (કર્યા) વિના તે લઈ શકાય છે. જ્યારે કોઈનું માથું દુઃખતું હોય અને તે પથારીમાં સુઇ રહ્યો હોય તે (સ્થિતિ) રોગ કહેવાતી નથી, પણ જ્યારે ખાવાથી બેચેની લાગે ત્યારે રોગનું કારણ થાય છે. જો દવાથી બીમારી મટી ન હોય તો ગમે તે અનિર્ણિત વખતે ખોરાક લઈ શકાય છે-જો વૈદ એમ કરવાની રજા આપે તો. બુધ્ધે કહ્યું છે: ' એવા પ્રસંગે ખાનગી જગ્યાએ ખોરાક આપવો જોઇએ. ' નહિતર અયોગ્ય વેળાએ ખોરાક લેવાની મનાઇ છે. ચિકિત્સા-હિંદની પાંચ-વિદ્યામાંની એક-કહે છે કે રોગીનો અવાજ તથા ચહેરો તપાસી વૈદ ચિકિત્સાના આઠ વિભાગ પ્રમાણે તેને દવા આપે છે.

આ વિદ્યાનું રહસ્ય જો તે સમજતો ન હોય તો, ખરૂં (સારૂં) કરવાની ઇચ્છા છતાં તે ભૂલ કરશે. ચિકિત્સાના આઠ વિભાગો નીચે પ્રમાણે છે:

(૧) સર્વ પ્રકારના વ્રણો; (૨) ગળાના ઉપરના ભાગમાં કોઇ પણ રોગ માટે acupuncture; (૩) શરીરના રોગો, (૪) ભૂત-રોગો; (૫) અગદ; (૬) બાળ-રોગો; (૭) દીર્ઘાયુ થવાના ઉપાયો; (૮) પગ તથા શરીરને શક્તિ આપવાની રીતો.[1]

૧ (૨) શાલાક્ય; (૩) કાય-ચિકિત્સા; (૪) ભૂત-વિદ્યા; (૫) દવા; (૬) કૌમાર-ભૃત્ય; (૭) રસાયણ; (૮) વાજીકરણ.

(૧) વ્રણો બે પ્રકારના હોય છે–બાહ્ય અને આંતરિક,

(૨) ગળા ઉપરના ભાગનો રોગ તે ચહેરા તથા માથા પર જે થાય તે.

(૩) ગળાની નીચેના ભાગમાં થતો કોઇ પણ રોગ શારીરિક રોગ કહેવાય છે.

(૪) ભૂત–રોગ એટલે ભૂતો–પિશાચો–ના ' હુમલા '

(૫) અગદ એટલે ઝેરો ઉતારવાની દવા.

(૬) બાળકો એટલે છેક ગર્ભથી સોળ વર્ષ સુધીની વયના છોકરા.

(૭) દીર્ઘાયુ થવું એટલે લાંબો વખત જીવવા શરીર ટકાવવું.

(૮) શરીર અને અવયવો મજબુત તથા તંદુરસ્ત રાખવા તે.

આ અષ્ટ કળા અગાઉ આઠ ગ્રંથોમાં હતી, પરંતુ હમણાંજ એક માણસે સારરૂપ તે બધું એક પુસ્તકમાં લખ્યું છે. હિંદના પાંચે ભાગોના વૈદો આ પુસ્તકને જ અનુસરે છે, અને જે વૈદને એનું ઘણું સારૂં જ્ઞાન હોય છે તેને સરકારી નોકરી મળ્યા વિના રહેતા નથી. હિંદીઓ વૈદોને તથા વેપારીઓને ઘણું માન આપે છે, કેમકે તેઓ બીજાને તેમજ પોતાને ફાયદો કરે છે. ચિકિત્સાનો મેં પૂર્ણ અભ્યાસ કર્યો હતો, પણ તે મારો યોગ્ય ધંધો ( વિષય ) ન હોવાથી મેં છેવટે તે છોડી દીધો છે.

વળી આપણે જોવું જોઇએ કે હિંદની ઔષધિ ચીનના

જેવી જ નથી, એક દેશમાં થતી વસ્તુ બીજા દેશમાં મળતી નથી, અને બધી ચીજો એક જ પ્રકારે બધે વાપરી શકાય નહિ દાખલા તરીકે–ટાંગ–કુઇ, મા–હુઆંગ, વગેરે ચીનમા ઉત્તમ ઔષધિ છે, પણ તે હિંદુસ્તાનમા કદી જડતી નથી. હગતક હિંદમાં પુષ્કળ છે, ઉત્તર (હિંદ) મા કોઇક વખત કુકુમ જણાય છે, અને આ વેઇ[૧] હિંદની પૂર્વ સીમામા પુષ્કળ થાય છે દક્ષિણ સમુદ્રના દ્વીપોમાં બરૂસ–કપૂર થોડું થાય છે. દ્વાર(વતી)મા એલચીની ત્રણે જાત થાય છે, લવિંગની બે જાત પુલો–કોન્ડોરમાં મળે છે ઉપર નિર્દિષ્ટ કરેલી ઔષધિ ચીનમાં જેવી રીતે વપરાય છે તેવી જ રીતે હિંદમા પણ વપરાય છે, બીજી બધી ઔષધિ ચયન કરવા લાયક નથી

સામાન્ય રીતે શરીરને લાગુ પડેલો રોગ અલ્પાહારમાથી ઉદ્દભવે છે, પણ કેટલીક વખત અતિ પરિશ્રમથી કે આગલો ખોરાક પાચન થયા પહેલા ફરી ખાવાથી પણ તે ઉપસ્થિત થાય છે જ્યારે બીમારીનું આવું કારણ હોય છે ત્યારે તે ફોગળી યામાં પરિણમે છે તેથી લાગ લગટ ઘણી રાત્રિ સુધી બીમારી લાગ્યા કરશે પેટ દશ કરતાં વધુ દિન સૂઝેલું રહેશે એવી સ્થિતિમાં પૈસાદાર માણસો મૂત્રપિંડમાથી તૈયાર કરેલા ઓષધી

૧ આ–વેઇ–પર્શીઆમા થાય છે એ (ઝાડ) આઠ નવ ફીટ ઉચો હોય છે, અને તેની છાલ બદામી છે ત્રીજા માસમા એને પાદડા આવે છે અને તે ઉદરના કાન જેવા હોય છે. એને ફુલ કે ફળ આવતા નથી (કાશ્યપ)

ગોળીઓ ખરીદી શકે છે અથવા તો ટા-ચિન (સિરિયા) થી આવતો કીમતી મલમ.

પણ ગરીબ લોકો કાંઇ કરી શકતા નથી અને મરણના ભોગ થઈ પડે છે. બીમારી ભયંકર લાગતી હોય તો શું કરવું ? બધા ઇલાજ નકામા જશે—લુ—નો વૈદ સ્હવારે આવી ગોળી કે ચૂર્ણ આપે, અથવા પી—એન—ચીઆવ સાંજે આવી ક્વાથ કે લેપ આપે તો યે શું ? ડામ દઇ અથવા 'છિદ્ર પાડી' લાકડા કે પથ્થરની જેમ શરીર પર ઉપચાર કરવામાં આવે છે. પગ હલાવવાથી અને માથું ફેરવવાથી ફક્ત માંદો માણસ શબ્દથી જુદો પડે છે.

રોગનું કારણ ન જાણવાથી તથા ઉપાય કરવાની સમજના અભાવે આવા પરિણામો આવે છે. એમ કહી શકાય કે ઝરણાના મૂળ આગળ પાળ બાંધ્યા વિના જેમ તેનો પ્રવાહ અટકાવવાની ઇચ્છા કેટલાક માણસો રાખે છે, તેમ કેટલાક લોકો ઉપાય કર્યા વિના સાજા થવાની આશા રાખે છે, અથવા જંગલનો નાશ કરવા ઉત્સુક છતાં જેઓ ઝાડોને સમૂળ કાપી નાંખતા નથી—પરંતુ પ્રવાહને અગર નવા ઉગેલા ફાલને આગળને આગળ વધવા દે છે.

જેઓ સૂત્રો અને શાસ્ત્રો શીખે છે તેઓ ત્રિપિટક જોઇને જ આગળ અભ્યાસ કરવા અશક્તિમાન હોવાથી હંમેશ માટે શોક કરશે, અને જેઓ ધ્યાન આચરી રહ્યા છે તેઓ ધ્યાનના

આઠ વિભાગનો વિચાર કરતા ( ચાર ધ્યાન, અને ચાર અરુ-પઘાતુ ) ચિરકાળ નિઃશાસા નાંખશે. મીંગ કીંગ[1] ને પહોંચવા પ્રયાસ કરનારે ' હૈમાશ્વદ્વાર '[2] આગળ લગામો કાપવી પડશે, અને જે ચીન–શીહની હરોળમાં બેસવા તત્પર છે તે અંતે ' અશ્મ–ગટરની અદાલત '[3] તરફ જતો અટકશે. બીમારી આપણને કામ અને ધંધો કરતાં રોકે એ શું દુઃખદ નથી ? આપણી કીર્તિ ગુમાવવી એ કાંઇ નજીવી વાત નથી અને તેથી જ મેં આ વિષય પરત્વે આટલું લખ્યું છે. મ્હને આશા છે કે વાંચક એને લાંબી પુનરુક્તિ ગણી વાંધો ઉઠાવશે નહિ. મ્હારી ઇચ્છા છે કે ઘર ઘાલી બેઠેલો રોગ ઘણી દવા કર્યા વગર સારો થઈ શકે અને નવો રોગ થતો અટકાવી શકાયઃ એથી વૈદની જરૂર રહેશે નહિ, અને પછી તંદુરસ્તી તથા કોઇ પણ રોગના અભાવની આશા રાખી શકાય. ચિકિત્સાના અભ્યાસથી જો માણસો પોતાને તેમજ પારકાને ઉપયોગી થઇ શકે તો તે શું લાભદાયી નથી !

પણ વિષ પીવું, અથવા મરણ કે જન્મ એ ઘણું ખરૂં માણસના આગલા કર્મ અનુસાર હોય છે; પણ તેથી એમ ફલિત નથી થતું કે, જે વસ્તુ રોગને મદદ કરે છે અથવા જેવડે તે અટકી શકે છે તેનાથી દૂર રહેવા અથવા તેમ કરવા માણસે આ જીવનમાં ખંચકાવું જોઇએ.

---

૧ Master of Classics.

૨ Gate of the Golden Horse: વિદ્વાનો માટેનો એ બાદશાહી મહેલ છે. હન વંશના વુ–ટીએ ત્યાં કાંસાનો અશ્વ મૂકાવ્યો હતો તે ઉપરથી એનું નામ એ પ્રમાણે પાડયું છે.

૩ બાદશાહી પુસ્તકાલય.

# પ્રકરણ ૨૮ મું

## દવા આપવા સંબંધી નિયમો

પ્રાણી માત્ર ચાર મહાભૂતના શાંત કાર્ય વા નિષ્ફળતાને વશ છે. એક પછી એક ક્રમશઃ આવતી આઠ દશાઓ–શારીરિક અવસ્થાના વિકાસ અને ફેરફાર–અવિરત ચાલ્યા કરે છે. રોગ લાગુ પડે એટલે તરત આરામ તથા કાળજી લેવી જોઈએ.

તેથી બુદ્ધે પોતે ચિકિત્સા–વિદ્યા પર એક સૂત્ર લખ્યું હતું. તેમાં તે કહે છેઃ 'ચાર મહાભૂતનું અનારોગ્ય નીચે પ્રમાણે છેઃ—

૧. ચ્યુ–લુ–પૃથ્વી–મહાભૂતના વધવાથી શરીર ભારે તથા આળસુ બનવું.
૨. સીહ–પો–જળનો સંગ્રહ થવાથી કફ થવો.
૩. પી–ટો–તેજની અતિ ગરમીથી માથું તથા છાતી ઘણા તાવવાળા થવા.
૪. પો–ટો–વાયુની ફરવાની અસરથી, સખત વાત છૂટવો.[1]

ચીનમાં આપણે આ બધાને આ નામોથી ઓળખીએ છીએઃ (૧) શરીર ભારે લાગવું; (૨) કફનો રોગ; (૩) પીત

૧ સંસ્કૃત શબ્દોઃ (૧) ગુરુત્વ ( અથવા ગુરુ કે ગૌરવ ). (૨) શ્લેષ્મ ( કફ )-મરખાવો પાલિ મેમ્હો. (૩) પિત્ત અને (૪) વાત.

(પીળો) જ્વર; (૪) 'ઉછળતો વાયુ' (તમ્મર આવવા, દમ, શરદી). પરંતુ પ્રચલિત રિવાજ મુજબ આપણે રોગની ચર્ચા કરીએ તો (ચારને બદલે) માત્ર ત્રણ પ્રકારના રોગો છેઃ ત્રિદોષઃ-(૧) વાતજન્ય, (૨) પિત્તજન્ય અને (૩) કફજન્ય-દોષો. શરીર ભારે લાગવું એ કફજન્ય દોષ જેવો જ છે, અને તેથી પૃથ્વી મહાભૂતનો રોગ જળના રોગથી જુદો પાડવામાં આવ્યો નથી. માંદગીનુ કારણ જાણવા માટે સ્હવારમાં શરીર તપાસવું જોઇએ. એ તપાસ અંગે ચાર મહાભૂતમાં કાંઇ ગરબડ જણાય તો પ્રથમ ખોરાક લેવો બંધ કરી દેવો. ઘણી તૃષા લાગે તો પણ પાણી કે કોઇ પણ પાન પીવું નહિ, કેમકે આ વિદ્યા (ચિકિત્સા) માં એની સખત મનાઇ છે. રોગમુકત થવાય ત્યાં સુધી આમ કરવું ચાલુ રાખવું-કોઇક વખત એક બે દિવસ અને કોઇક વખત ચાર પાંચ દિવસ સુધી. સાજા થવામાં (આમ કરવાથી) કાંઇ વાંધો આવશે નહિ. જો એમ લાગે કે પેટમાં અન્ન પડી રહ્યું છે તો, નાભિ આગળ પેટ દબાવવું અથવા તો તે ઉપર જરા ઠોકવું, પી શકાય એટલું ગરમ પાણી પીવું અને ગળામાં આંગળી ખોસી ઉલટી કરવી; અંદર રહેલો ખોરાક બધો (બહાર) નીકળી જાય ત્યાં સુધી (પાણી) પીવું અને ઉલટી કરવી ચાલુ રાખવી.

અથવા ઠંડુ પાણી પીવામાં પણ કાંઇ નુકશાન નથી. સુંઠ મેળવી ગરમ પાણી પીવું એ ઉત્તમ ઉપચાર છે. જે દિવસે ઉપચાર ચાલુ કરવામાં આવે તે દિવસે તો બીમાર માણસે બીલકુલ ખાવું નહિ. બીજે દિવસે સ્હવારે પહેલી જ વખત

ખાવું. જો આ મુશ્કેલ લાગે તો સંજોગ પ્રમાણે બીજો કાંઇ રસ્તો લેવો. સખત તાવ આવ્યો હોય તો પાણી ( ના પોતા મૂકી ) તાવ ઉતારવાની મનાઇ છે. શરીર ભારે લાગે ત્યારે અને કકડાવીને ટાઢ વાય ત્યારે સગડી (અગ્નિ) પાસે બેસવું એ સર્વોત્તમ ઉપચાર છે પરંતુ યાંગ-ત્સે (નદી) અને રેંજની દક્ષિણ તરફ આવેલા ગરમ તથા ભેજવાળા ભાગોમાં ઉપલો ઉપચાર કરવો નહિ. એ પ્રદેશોમાં તાવ આવે તો પાણીના પોતા મૂકવા અસરકારક નીવડે છે. ફેંગ-ચી ( વા ) ના દરદમાં ઘવાયલી તથા દુઃખતી જગ્યા પર તેલ ઘસવું અને ગરમ કટકાથી શેક કરવોએ ઉત્તમ ઉપાય છે. ગરમ તેલનુ જો મર્દન કરવામાં આવે તો યે પરિણામ સારૂં આવે છે. કેટલીક વખત આપણને માલમ પડે છે કે દશેક દિવસ કફ ગળામાં રહે છે, મ્હોમા પીક આવ્યા કરે છે તથા નાક ગળ્યા કરે છે. વાયુ-નાલિકામાં સંચિત થઇ રહેલા વાયુથી ગળામાં સખત દુઃખાવો થાય છે. આવી સ્થિતિમાં બોલી શકવું પણ મુશ્કેલ બને છે અને બધો ખોરાકે સ્વાદ રહિત લાગે છે.

ઉપવાસ એ રામબાણ ઇલાજ છે. તેમાં માથાને દાબવાની કે ગળાને મર્દન કરવાની કાંઈ પણ પીડા હોતી નથી. ક્વાથ કે બીજી કાંઇ પણ દવાના ઉપચાર વિના રોગ નાબૂદ કરવો એ ચિકિત્સા ( વિદ્યા ) ના સામાન્ય નિયમ સાથે સુસંગત છે.

એનું કારણ એ છે કે જઠર ખાલી હોવાથી સખત તાવ ઉતરે છે; જ્યારે ખોરાક ( થી થયલો ) રસ શોષાઈ જાય છે ત્યારે

કફજન્ય દોષ મટે છે અને જ્યારે આંતરિક અવયવો શાંત હોય છે અને જ્યારે દૂષિત વાત છૂટો પડે છે ત્યારે સખત ઠંડી સ્વાભાવિક રીતે જ દૂર થશે. આ ઉપચાર અજમાવવામાં આવે તો એ નિષ્ફળ જશે નહિ.

નાડી જોવી સહેલી વાત છે; તો પછી ભવિષ્યવેત્તા પાસે શા માટે જવું જોઇએ ?

દરેક જણ પોતે મ્હોટો વૈદ છે; કોઇ પણ માણસ જીવક[1] થઇ શકે છે. ટાન-લાન[2],-ધર્મનો આચાર્ય-ગરમી ઉતારી રોગો મટાડતો; કોઇ તપસ્વી જ આમ કરી શકે. હુઇ-સ્સૂ[3]-ધ્યાન-ગુરુ-એ ઓરડામાં બેસી ( ધ્યાન ધરી ) એક અનિષ્ટ રોગ નષ્ટ કર્યો હતો; સામાન્ય જ્ઞાન આવું કદી સિદ્ધ કરી શકે નહિ. પૂર્વ પાટનગર-લો-યાંગ-માં કોઇ પ્રખ્યાત તબીબની સલાહ લેવી આવશ્યક જણાય તો ( ખર્ચના કારણે ) ગરીબો મૃત્યુવશ થાય છે; અને જ્યારે પશ્ચિમના ક્ષેત્રમાંથી સર્વોત્તમ ઔષધિ લાવવાનો પ્રસંગ આવે ત્યારે અનાથ અને નિરુપાય માણસો જીવન ખોય છે. પરંતુ ઉપવાસનો ઇલાજ સાદો અને શ્લાઘ્ય છે, કેમકે તે ધનવાન કે અકિંચન એક સરખી રીતે અજમાવી શકે છે. શું તે અગત્યનો નથી ?

બધા રોગોમાં ખોરાક લેવો બંધ કરવો જોઇએ-દાખલા

૧ જીવકઃ બુદ્ધના સમયનો એક પ્રસિદ્ધ વૈદ.
૨ સુખાવતી સંપ્રદાયનો પિતા-મરણ ઇ. સ. ૫૪૨.
૩ દિએન-ધાઇ પંથનો ત્રીજો પિતા-મૃત્યુ ઇ. સ. ૫૭૭.

તરીકે: ગાંઠ કે નાનું ગુમડું એકાએક નીકળવું; લોહીનું એકાએક ધસવું અને તજ્જન્ય જ્વર; હાથ અને પગ સખત દુઃખવા; દૈવી ઉત્પાત–( દા. ત. વીજળી પડવી ) જન્ય પીડા, હવામાન, તલવાર કે ધનુષ્યથી શરીરને ઇજા થવી: પડી જવાથી થયેલો વ્રણ (ઘા), તીવ્ર જ્વરસૂચક વ્યાધિ કે કોગળીયું; અર્ધાહ્નિક સંગ્રહણિ, માથાનો દુઃખાવો, હૃદયવ્યાધિ, નેત્રવ્યાધિ, કે દાંતનો દુઃખાવો. સાન–તેંગ નામની ગોળી ઘણા વ્યાધિ મટાડે છે અને તે મેળવવી મુશ્કેલ પણ નથી. હરીતક ( કે કી ) નું છોડું, સુંઠ અને ખાંડ એક સરખા પ્રમાણમાં લેવા; પહેલી બે વસ્તુને ખાંડી તેમાં થોડું પાણી નાંખી. ખાંડ સાથે તે મેળવી દેવું, અને પછી તેમાંથી ગોળી બનાવવી. દર સ્હવારે આશરે દશ ગોળી એક વખત લેવી; એમાં પરેજી પાળવાની જરૂર નથી. સંગ્રહણિમાં વીશથી ત્રીશ ગોળી સાજા થવા માટે પૂરતી છે. આ ગોળીથી ઘણો ફાયદો થાય છે, કેમકે તેના સેવનથી ચક્કર આવવા, શરદી અને અપચો મટી જાય છે; તેથી જ હું એનો અહિં ઉલ્લેખ કરૂં છું. ખાંડ નહિ હોય તો ગુરુઓ કે મધ પણ ચાલશે. હરીતકનો કટકો જો દરરોજ સહેજ ચૂંસવામાં આવે અને તેનો રસ પીવામાં આવે તો આખી જીંદગી વ્યાધિમુક્ત રહે છે. ચિકિત્સાની આ વિગતો શક્ર દેવેન્દ્રથી પરંપરાગત હિંદની પાંચ વિદ્યામાંની એક વિદ્યા તરીકે ઉતરી આવી છે, અને હિંદના પાંચે ભાગોમાં એનું અનુસરણ થાય છે. તેમાં અતિ અગત્યનો નિયમ ઉપવાસનો છે. જુના ભાષાંતરકર્તાઓએ કહ્યું હતું કે સાત દિવસ ઉપવાસ કર્યાથી વ્યાધિ સારો ન થાય

તો પછી અવલોકિતેશ્વરની મદદ લેવી. ઘણા ખરા ચીનાઓ આવા પ્રયોગથી અપરિચિત હતા અને તેથી તેમણે એને એક જુદો ધાર્મિક ઉપવાસ ગણ્યો. એ પ્રમાણે વિદ્યા તરીકે એનો પ્રયોગ કે અભ્યાસ તેમણે કદી કર્યો નહિ. આ ભૂલનુ કારણ જુના ભાષાંતરકર્તાઓના ચિકિત્સા-વિદ્યાના જ્ઞાનનો અભાવ છે. ટાન-શીહ ( રાતો પથ્થર ) ગળી જવાથી ઉપસ્થિત થયલી બીમારીમાં, ઘર ઘાલી બેઠેલી માંદગી કે જઠરનું સૂઝી જવું-એ બધામાં ઉપર્યુક્ત પ્રયોગ અજમાવી શકાય છે.

( ઇત્સીંગનું ટિપ્પણ ):

મ્હને ભય છે કે એવા કેટલાક માણસો હશે કે જેઓ ટાન-શીહ[1] ખાય છે; જો કે એનાથી ક્ષુધા દબાય છે તો પણ એમ કરવું ઠીક ન કહેવાય. ચીન સિવાય બીજા કોઈ પણ દેશમાં ફેઇ-ટાન[2] મળતો નથી. પથ્થર ખાવાનો આચાર માત્ર ચીનમાં જ પ્રચલિત છે. સફેદ પથ્થર કોઇક વખત અગ્નિ ઉત્પન્ન કરે છે; જો તે પેટમાં જાય તો શરીર ' બળી જાય છે અને ચીરાઇ જાય છે. ' હાલના લોકો આ જાણતા નથી અને એ ભૂલના, એ અજ્ઞાનના ભોગ થનારા અસંખ્ય માણસો છે. તેથી દરેકે તજ્જન્ય ભયથી પૂર્ણ વાકેફ રહેવું જોઇએ.*

---

૧ ' Red Stone ': Red sulphuret of mercury ( કાશ્યપ )

૨ ' Flying Red Stone. ' એ જો ખાવામાં આવે તો માલુમ ઉડી શકે છે. ( કાશ્યપ )

સર્પદંશના જેવા ઝેરો ઉપર્યુક્ત રીત પ્રમાણે ઉતારાતા નથી. આપણે ખોરાક ન લેતા હોઇએ ત્યારે બીલકુલ ચાલવું કે કાંઇ કામ કરવું ન જોઇએ.

લાંબી મુસાફરીએ જનાર માણસ ઉપવાસથી કાંઇ પણ નુકશાન થવાના ભય વિના ચાલી શકે છે; પરંતુ જે વ્યાધિ માટે તે ઉપવાસ કરી રહ્યો હોય તે સારો થયા બાદ તેણે આરામ લેવો જોઇએ, અને તાજા રાંધેલા ચોખા ખાવા જોઇએ તથા મસાલાયુકત સારૂ ઉકાળેલું મસુરનુ પાણી તેણે પીવું જોઇએ. જો ઠંડી લાગે તો ઉપરતું પાણી, પીપર આદુ તથા પિપ્પલી સાથે મેળવી પીવું. જો શરદી જણાય તો પલાણ્ડુ અથવા રાઇ ( વાટી ) લગાવવી.

વૈદક શાસ્ત્રમાં કહ્યું છે: 'સુંઠ સિવાય ગમે તે તીખી. કે ઉષ્ણ વસ્તુ ઠંડી મટાડે છે.' પણ જો એને બીજી ચીજો સાથે મિશ્ર કરવામાં આવે તો પણ સારૂં. જેટલા દિવસ ખોરાક લેવામાં ન આવે તેટલા દિવસ શરીરને આરામ આપવો. ઠંડુ પાણી પીવું નહિ, તથા વૈદની સલાહ પ્રમાણે બીજી પરેજી પણ પાળવી. જો ચોખાનુ.પાણી પીવામાં આવે તો કફ વધવાનો ભય રહે છે. શરદી થઇ હોય તો ખોરાકથી નુકસાન થતું નથી; તાવ માટે તિકત Ginseng સારી રીતે ઉકાળી તેનો-કવાથ અપાય છે.

ચહા પણ સારી છે. સ્વદેશ છોડયાને વીશ વર્ષ થઇ ગયા છે અને ( તે દરમ્યાન ) એજ ( ચહા ) તથા જીનસેંગ-કવાથ

મેં દવા તરીકે લીધા છે; અને પરિણામે મ્હને ભાગ્યે જ કોઇ ગંભીર રોગ થયો હશે.

ચીનમાં ઔષધિ, પથ્થર, કુંપળો અને મૂળોની જાત ચારસોકરતાં વધારે છે. તેમાંની ઘણીખરી જાત ઉત્તમ, રંગે તથા સ્વાદે દુર્લભ તથા અતિ સુવાસિત હોય છે. તેનાથી આપણે ગમે તે વ્યાધિ સારો કરી શકીએ છીએ હમજ મિજાજ કાબુમાં રાખી શકાય છે. Acupuncture તથા ડામથી સારા કરવાની કળામાં તેમજ નાડી પરીક્ષાના કૌશલ્યમાં જમ્બુદ્વીપ (હિંદ) નો કોઇ પણ ભાગ ચીનની હરોલમાં કદી આવી શકયો નથી. દીર્ઘાયુ કરવાની ઔષધિ ફક્ત ચીનમાં જ છે. આપણા ગિરિઓ હિમાલય સાથે સંકલિત છે અને આપણા પર્વતો ગન્ધમાદનનો[1] એક ચાલુ ભાગ જ છે; ત્યાં સર્વ પ્રકારની વિચિત્ર અને મહાર્હ ચીજો પુષ્કળ મળે છે.

માણસોના ચારિત્ર તેમજ વસ્તુઓના ગુણ પરથી ચીન દિવ્ય ભૂમિ કહેવાય છે. હિંદુસ્તાનના પાંચે ભાગોમાં એવો કોણ માણસ છે જે ચીનને ન વખાણતો હોય ? ચાર સમુદ્રના બધા આદર પૂર્વક શાસન ગ્રહણ કરે છે. તેઓ ( હિંદીઓ ) કહે છે

---

૧ ગન્ધમાદન: અનવતપ્ત સરોવર-જેમાંથી શિતા, ગઙગા, સિંધુ અને વક્ષુ ( ઓક્ષસ )-ચાર નદીઓ નીકળે છે-નો પ્રદેશ. આ સરોવર કદાચ માનસરોવર હોય, એટલે હિમાલયની ઉત્તરના ઉચ્ચ પ્રદેશને આપણે ગન્ધમાદન ગણી શકીએ.

કે મઞ્જુશ્રી[1] હમણા ચીનમાં રહે છે. જ્યારે તેઓ એમ સાંભળે છે કે અમુક માણસ દેવ-પુત્રનો ધર્મગુરુ છે ત્યારે બધા તે જ્યાં જાય ત્યાં તેને ઘણું માન આપે છે. દેવ એટલે સ્વર્ગ અને પુત્ર એટલે છોકરો; દેવ-પુત્રના ધર્મગુરુનો વધુ સરળ આ થાયઃ 'ચીનનો દેવ-પુત્ર જ્યાં રહે છે ત્યાંથી આવનાર માણસ.' આપણે જોઇએ છીએ કે ઔષધિ તથા પથ્થરો ખરેખર ઉત્તમ છે તેમજ તેમાં અસાધારણ ગુણો છે, પણ શરીરની માવજત તથા તેનું રક્ષણ તેમજ વ્યાધિના કારણોની તપાસ-એ બધા તરફ ઘણુ દુર્લક્ષ અપાય છે.તેથી હાલની જરૂરીયાતોને પહોંચી વળવા માટે મેં અહિં દવાના ઉપચારની સામાન્ય વાતે વર્ણવી છે ઉપવાસથી જ્યારે કાંઇ પણ નુકશાન થતું ન હોય ત્યારે દવા પદ્ધતિસર શરૂ કરવી. તિક્ત-જીનસેંગમાંથી તૈયાર કરેલો કવાથ તાવ મટાડવા ખાસ કામ લાગે છે. ગી, તેલ કે પાનો (Syrups) ઠંડી હળવી કરે છે. પશ્ચિમ હિંદમાં લાટ[2] દેશમાં માંદા માણસો એક પખવાડીયું કે એક માસ સુધી બીલકુલ ખોરાક લેતા નથી. જે વ્યાધિથી તેઓ પીડાતા હોય તે પૂર્ણ સારો ન થાય ત્યાં સુધી તેઓ કદી ખાતા નથી. મધ્ય હિંદમાં ઉપવાસની લાંબામાં લાંબી અવધિ એક અઠવાડીયું છે જ્યારે દક્ષિણ સમુદ્રના દ્વીપોમાં ત્રણ દિવસ છે. આનુ કારણ દેશ, આચાર તથા શરીર બંધારણની ભિન્નતા છે.

---

૧ ઇત્સીંગના સમયમા મઞ્જુશ્રી ચીનમાં રહેતેરહતો એમ હિંદીઓ માનતા લાગે છે. પ્રક. ૩૪ માં પણ આવું જ કથન આવે છે.

૨ લાટ: બૃહત્ સંહિતા, ૬૯, ૧૧, માં માલવ, ભરૂચ, સુરત (સુરાષ્ટ્ર) લાટ અને સિંધુનો એક શબ્દસમૂહમાં ઉલ્લેખ છે.

રોગ સારો કરવા ચીનમાં ઉપવાસનો પ્રયોગ અજમાવવો કે નહિ તે હું કહી શકતો નથી. પણ જો સાત દિવસ ખોરાક ન લેવાથી મરણ નીપજે તો તેનું કારણ એ કે વ્યાધિ શરીરમાં રહેતો નથી, કારણ કે જો તેમ હોય તો એથી પણ વધુ દિવસ ઉપવાસ કરવાથી મૃત્યુ થતું નથી. થોડા સમય પહેલા મેં એક માણસને જોયો હતો, જે એક માસ ઉપવાસ કર્યા બાદ પુનઃ સાજો થયો હતો, તો પછી દીર્ઘ ઉપવાસની અસર વિષે આપણે શા માટે શંકા રાખવી જોઇએ ?

તેમજ એક માણસ બીમાર છે એટલું જ માત્ર જોઇ, પણ તેની બીમારીનું કારણ તપાસ્યા વગર, સખત જ્વરથી પીડાતા તે માણસને બળજબરીથી ગરમ ઓસામણ પાવું કે ખોરાક આપવો એ પણ સારૂ નથી; એમ કરવું ભય ભરેલું છે !

આવા ઉપચારોથી કદાચ કોઇ સાજો થાય ખરો, છતાંય લોકોને તે પ્રમાણે કરવા કહેવું યોગ્ય ન ગણાય. વૈદક શાસ્ત્રમાં એની સખત મનાઇ છે. વળી ચીનમાં હાલના લોકો ઘણું ખરૂં મચ્છી તથા શાકો રાંધ્યા વિના ખાય છે; કોઇ પણ હિંદી આમ કરતો નથી. બધા શાકો બરાબર રાંધવા જોઇએ અને ઘી, તેલ કે કોઇ મસાલા સાથે મિશ્ર કર્યા પછી જ તે ખાવા જોઇએ.

( અહિંના ) લોકો કોઇ પણ જાતના કાંદા ખાતા નથી. કોઇ કોઇ વખત હું લોભાતો અને તે ખાતો, પણ ધાર્મિક ઉપવાસ કરતી વખતે તે ( કાંદા ) થી દુઃખ થાય છે અને તે પેટને નુકસાન કરે છે. તે ઉપરાંત આપણી દૃષ્ટિ ( આંખ )

બગડે છે, વ્યાધિ વધે છે, અને શરીર વધારે ને વધારે નિર્બળ થતું જાય છે. આ કારણને લીધે હિંદીઓ કાંદા ખાતા નથી. મ્હારા કથન પર સુજ્ઞોએ ધ્યાન આપવું જોઇએ; જે ઉપયોગી છે તેનું તેમણે આચરણ કરવું જોઇએ અને જે વાંધા ભરેલું હોય તેનો ત્યાગ કરવો જોઇએ, કારણ કે વૈદના કહેવા પ્રમાણે જો વર્તવામા ન આવે તો પછી તેનો ( વૈદનો ) કાંઇ દોષ નથી.

જો ઉપર કહ્યા પ્રમાણે આચરવામાં આવે તો ઉપર્યુક્ત ઉપચારથી શરીરમાં સ્ફૂર્તિ તથા ધાર્મિક ક્રિયામાં પૂર્ણતા આવશે, અને એ પ્રમાણે બીજાને તથા પોતાને લાભ થશે. જો એનો અસ્વીકાર કરવામાં આવશે તો દુર્બળ શરીર તથા સંકુચિત જ્ઞાન એ પરિણામ આવશે, અને પારકાની તેમજ પોતાની સફળતા તદન નષ્ટ થશે.

# પ્રકરણ ૨૯ મુ

## નુકશાનકારક ઉપચાર અજમાવવા જોઇએ નહિ

એવી કેટલીક જગ્યા છે કે જ્યાં અધમ રિવાજ લાંબા સમયથી પ્રચલિત છે; જ્યારે જ્યારે બીમારી ઉદ્‌ભવે છે ત્યારે ત્યારે લોકો મળ અને મૂત્રનો દવા તરીકે ઉપયોગ કરે છે, કેટલીક વખત કુક્કર કે બિલાડીનું ' છાણુ '–જે થાળીમાં મૂકવામાં આવે છે અથવા તો ઘટમાં રાખવામાં આવે છે–પણુ તેઓ દવા તરીકે વાપરે છે. લોકો તેને નાગ–ક્વાથ કહે છે. જો કે એનુ નામ તો સુંદર છે, પણુ તે ખરાબમાં ખરાબ ગંદો કચરો છે. કાંદા ખાતી વખતે પણુ ( જેની બુધ્ધે પરવાનગી આપી છે ) તે માણુસ પોતાની ઇચ્છાથીજ એક જુદા ઓરડામાં બેસે છે અને સંઘમાં આવતા પહેલા સાત દિવસ સુધી ન્હાઇ ધોઇ પોતાને શુદ્ધ કરે છે. જ્યાં સુધી કોઇનું શરીર અશુદ્ધ હોય ત્યાં સુધી તે પરિષદમાં કદી દાખલ થતો નથી, સ્તૂપની આજુબાજુ પ્રદક્ષિણા કરવા તે યોગ્ય ગણાતો નથી અને તેણે વંદન કે પૂજા કરવી જોઇએ નહિ.

કાંદા દુર્ગંધ મારે છે તેમજ તે અશુદ્ધ છે. તેથી બીમારી સિવાય બીજા પ્રસંગે તે ખાવાની છુટ નથી. સડેલા અને ફેંકી દીધેલા પદાર્થથી સાજા થવું–ભિક્ષુના ચાર ' નિસ્સાય '[1] પૈકી

---

[1] ચાર નિસ્સાય' મહાવગ્ગ–૧, ૩૦, ૪.

(૧) પિણ્ડિયાલોપભોજનમ્; (૨) પંસુકુલચીવરમ્, (૩) રૂક્ખમૂલસેનાસનમ્; (૪) પૂતિમૂત્તભેસજ્જમ્. જુઓ–ચતુર્વર્ગ–વિનય, પ્રક ૩૫.

એક–તે આ છેઃ સડેલી અને વાસી ફેંકી દીધેલી વસ્તુનો ઉપ-યોગ; માત્ર જીવનનિર્વાહ પૂરતી વસ્તુ બાકી રહે એટલી હદ સુધી કરકસર કરવાનો એમાં ઉદ્દેશ છે. બેશક, કીમતી દવા બધા કરી શકે છે, અને તે લેવી એ કદી ખોટું પણ નથી.

• 'સડેલી–ફેંકી દીધેલી દવા'નો સંસ્કૃત પર્યાય 'પૂતિ-મુક્ત–ભૈષજ્ય' છે.

મળ અને મૂત્ર દવા તરીકે વાપરવાની પરવાનગી વિનયમાં છે, એ વાછરડાનું છાણ તથા ગાયનું મૂત્ર છે. હિંદુસ્તાનમાં જેને અધમમાં અધમ અપરાધીઓ ગણવામાં આવે છે તેમના શરીર છાણથી લિપ્ત કરવામાં આવે છે, અને તેમને જન–સમાજ-માંથી બહિષ્કૃત કરી જંગલમાં બળાત્કારથી કાઢી મૂકવામાં આવે છે. ભંગીઓ ફરતા હોય ત્યારે લાકડીનો[1] અવાજ કરી તેઓ તેમની હાજરી જણાવે છે; જો ભૂલથી (અજાણપણે) કોઇ તેનો સ્પર્શ કરે તો તે સ્નાન કરે છે અને (પહેરેલા) કપડા ધોઇ નાંખે છે.

આપણા મહાન ગુરુ જો કે સંજોગને અનુસરી કામ

૧ આ કથનને ફાન્હીએનનું સમર્થન મળે છે. તે કહે છેઃ 'જેમને દુષ્ટ માણસ ગણવામાં આવે છે અને જે બીજા માણ-સોથી જુદા વસે છે તેમને 'ચણ્ડાલ' કહેવામાં આવે છે. જ્યારે તેઓ શહેરના દરવાજામાં કે પણ્યાગારમાં પ્રવેશ કરે છે ત્યારે, તેમની હાજરી જણાવવા તેઓ લાકડી ઠોકે છે જેથી લોકો તેમનાથી દૂર ખસે છે અને તેમનો સ્પર્શ કરતા નથી.'

કરતા અને લોકના બડબડાટ તેમજ નિંદાથી સદા દૂર ભાગતા તો પછી શું તે તત્કાલીન લોકોની ઇચ્છા વિરુદ્ધ છાણ જેવી ગંદી વસ્તુઓનો ઉપયોગ કરવાની રજા આપે ખરા ? એમ નહિ કરવાના કારણો પોતે વિનયમાં સવિસ્તર સમજાવ્યા છે. મળ કે મૂત્ર જેવી ગંદી ચીજ બીજાને દવા તરીકે આપવી એ ખરેખર અધમ છે. એ પ્રમાણે લોકોને વર્તવા દેવા ન જોઇએ તેમજ એનો પ્રચલિત રિવાજ કરવા દેવો ન જોઇએ. જો પરદેશીઓ આ વાત સાંભળે તો આપણા દેશની બીજાને. પલટાવવાની અસર ઓછી થઇ જશે. અને વળી આપણે ત્યાં પુષ્કળ પ્રમાણમાં મળતી સુવાસિત ઔષધિઓ આપણે શા માટે ન વાપરવી ? ગંદા પદાર્થો તો આપણને નાપસંદ છે; તો પછી તે બીજાને આપણે શા માટે આપવા દેવા જોઇએ ( સર્પ-દંશની વિષનાશક દવા તરીકે આપણી પાસે 'ગંધકના પથ્થરો', 'ગંધકના ફુલો' તથા ગેમ્બોજ છે. આમાંની એકાદ વસ્તુ આપણી પાસે રાખવી એ કાંઇ અતિ મુશ્કેલ વાત નથી. તાવ કે મેલેરીઆ આવે ત્યારે હેંગ-શાનના[1] મૂળનો કવાથ આપણે વાપરી શકીએ છીએ. આદુ, પીપર તથા પિપ્પલી-ફળ લેવાથી ઠંડી હંમેશા મટે છે. ઘન તથા શુષ્ક ખાંડ ખાવાથી તૃષા અતિતૃપ્ત થઇ જાય છે.

દવાના ખર્ચ પૂરતું કાંઇ બચાવ્યું ન હોય તો પૈસાની તંગી જરૂર વખતે જણાશે જ. જો આપણે ઉપદેશનો અનાદર કરશું અને આપણે વર્તવું જોઇએ તેવું આચરણ ન રાખશું તો

૧ એક જાતની જંગલી વડા ( કામ્વ૫ )

આપણે શું દોષરહિત ગણાશું ? લોકો છૂટે હાથે પૈસા વાપરે છે અને તાત્કાલિક જરૂરીયાત માટે સગવડ રાખવા બેદરકાર રહે છે. જો હું તેમને ચેતવણી ન આપું તો એ મુદ્દાઓ સ્પષ્ટ રીતે કોણ સમજશે ? અફસોસ ! લોકો સારી દવા લેતા નથી, અને ઓછામા ઓછા ખર્ચની અપેક્ષા રાખી નાગ-ક્વાથ વાપરે છે ! જો કે તેમનો હેતુ આવી દવા વાપરી ફાયદો મેળવવાનો હોય છે, છતાંય તેઓ ઉમદા ઉપદેશનો ગંભીર ગુન્હો કરે છે તેની તેમને ખબર નથી. આર્યઅમ્મિતિ પંથના કેટલાક અનુયાયીઓ પૂતિ-મુક્ત-ભૈષજ્યનો ( ગંદા પદાર્થ તરીકે ) ઉલ્લેખ કરે છે, પણ અલબત, એ પંથ હમારાથી ભિન્ન છે અને તેની સાથે હમને કાંઇ લેવાદેવા નથી. જોકે વિનય-દ્વાવિંશતિ-પ્રસન્નાર્થ-શાસ્ત્રમાં પણ આવી દવા વિષે અમુક નિર્દેશ છે, પણ આર્ય-સર્વાસ્તિવાદ સંપ્રદાયમાં જે પુસ્તકનું અધ્યયન થાય છે તે આ પુસ્તક નથી.

# પ્રકરણ ૩૦ મુ

## વંદન વખતે જમણી તરફ ફરવું

'જમણી તરફ ગોળ ફરવું' એ સંસ્કૃતમાં 'પ્રદક્ષિણમ્' કહેવાય છે. 'પ્ર' ઉપસર્ગના અનેક અર્થ છે; અને અહિં આ શબ્દનો તે એક ભાગ હોવાથી, તેનો અર્થ 'ગોળ ફરવું' થાય છે. દક્ષિણ એટલે 'જમણું' અને સામાન્ય રીતે કોઇ પણ સુગમ તથા આદરણીય વાત એવો અર્થ એ શબ્દ સૂચવે છે. તેઓ (હિંદીઓ) તેથી જમણા હાથને 'દક્ષિણ બાહુ' કહે છેઃ 'જમણી બાજુ જવું' એ માનનીય, તથા સગવડ ભરેલું છે એમ અર્થ સૂચવે છે. એ કારણથી પ્રદક્ષિણાની ક્રિયામાં એ અનુકૂળ છે. દક્ષિણા–(સ્ત્રી લિંગ નામ તરીકે)નો અર્થ દાન થાય છે અને એ પ્રસંગે મેં આગળ જણાવ્યા પ્રમાણે (જુઓ પ્રક. ૯) ઉપર કરતાં એનો અર્થ જુદો થાય છે. હિંદના પાંચે વિભાગમાં તેઓ પૂર્વ દિશાને 'સામી' (Front) અને દક્ષિણને જમણી કહે છે, પણ જમણી અને ડાબી (બાજુ)ને એ પ્રમાણે કહી શકાતું નથી.

સૂત્રોમાં આપણે આ પ્રમાણે વાંચવું જોઇએઃ 'ત્રણ પ્રદક્ષિણા કરી',[1] પણ જો 'બુદ્ધની પ્રદક્ષિણા કરી' એમ એનું ભાષાંતર આપણે કરીએ તો તે ખોટું છે. 'ત્રણ વખત

---

૧ મહાપરિનિબ્બાન, પ્રક. ૬. ૪૬: 'પદક્ખિણં કત્વા.'

પ્રદક્ષિણા કરી '–સૂત્રના એ શબ્દો ફરવાનું સંપૂર્ણ વર્ણન છે; વળી બીજું એક ટુંકુ સૂત્ર આ રહ્યું: ' શતસહસ્ર વખત ગોળ ફરી ', પણ અહિં ' જમણી તરફ ' એવો ઉલ્લેખ નથી.

જમણી કે ડાબી બાજુ ગોળ ફરવું એટલે શું એ ચોક્કસ કરવું સહેજ મુશ્કેલ લાગશે. જો એક માણસ પોતાના જમણા હાથ તરફ ચાલે તો શું તે ' જમણી બાજુ ગોળ ફરવું ' કહેવાય છે કે ડાબા હાથ તરફ ચાલવું એ ? એકદા ચીનમાં મેં એક વિદ્વાન માણસ પાસેથી એનો અર્થ આમ સાંભળ્યો હતો: 'પ્રદક્ષિણા કરવી' એટલે આપણો જમણો હાથ વર્તુલમાં રાખવો[1] અને ડાબી બાજુ ફરવું,–એટલે ડાબો હાથ વર્તુલમાં હોવો; અને વસ્તુતઃ જ્યારે માણસ પોતાના ડાબા હાથ તરફ

[1] હિંદી રિવાજ પ્રમાણે આ અર્થ નિઃશંક ખરો છે, પણ ઇત્સીગ એથી વિરુદ્ધ કહે છે. કાસ્યપ નીચે પ્રમાણે ઉદાહરણ આપે છે:—

(અ) (બ)







(અ) પ્રદક્ષિણં કૃ: એટલે ' એક વસ્તુ તરફ જમણો હાથ ફેરવવો. '
(બ) પ્રસવ્યં કૃ: એટલે ' એક વસ્તુ તરફ ડાબો હાથ ફેરવવો. '

ગોળ ફરે છે ત્યારે જમણી તરફ ફરાય છે.' આ તે વિદ્વાન માણસનો એક માત્ર અભિપ્રાય છે, જે બીલકુલ ખરો નથી. આથી અજ્ઞાત માણસો ખરી રીત વિષે ગુંચવણમાં પડ્યા છે અને કેટલાક પ્રખ્યાત માણસો પણ ઉપલા અર્થમાં પોતાની હાજી હા ભણી, ખોટે રસ્તે દોરવાયા છે. તો હવે માત્ર સિદ્ધાંતોથી અનુમાન કરી આ પ્રશ્નનુ આપણે શી રીતે નિરાકરણ કરવું ? આપણે માત્ર સંસ્કૃત ગ્રંથો પરજ આધાર રાખવો પડશે અને વ્યક્તિગત મતો ત્યાજ્ય કરવા પડશે. જમણા હાથ તરફ ફરવું એટલે જમણી બાજુ ગોળાકારમાં ફરવું[1] અને ડાબા હાથ તરફ ફરવું એટલે ડાબી બાજુ ગોળાકારમાં ફરવું. આ બુદ્ધે રચેલો નિયમ છે એટલે એ વિવાદાતીત છે.

હવે યોગ્ય સમય અને અયોગ્ય સમય વિષે આપણે વિવેચન કરશું. યોગ્ય સમયની ચર્ચા કરતા સૂત્રમાં જુદા જુદા સંજોગોને અનુકળ સમયો પરત્વે ભિન્ન ભિન્ન વાત છે. પણ ચાર નિકાયના વિનય-ગ્રંથોમાં સર્વાનુમતે કહેવામાં આવ્યું છે

૧ ઇત્સીંગના કહેવા પ્રમાણે 'પ્રદક્ષિણં કૃ' નીચે પ્રમાણે થશે—



પ્રદક્ષિણા કરી '–સૂત્રના એ શબ્દો ફરવાનું સંપૂર્ણ વર્ણન છે; વળી બીજુ એક ટુંકુ સૂત્ર આ રહ્યું: ' શતસહસ્ર વખત ગોળ ફરી ', પણ અહિં ' જમણી તરફ ' એવો ઉલ્લેખ નથી.

જમણી કે ડાબી બાજુ ગોળ કરવું એટલે શું એ ચોક્કસ કરવું મહેજ મુશ્કેલ લાગશે. જો એક માણસ પોતાના જમણા હાથ તરફ ચાલે તો શું તે ' જમણી બાજુ ગોળ ફરવું ' કહેવાય છે કે ડાબા હાથ તરફ ચાલવું એ ? એકદા ચીનમાં મેં એક વિદ્વાન માણસ પાસેથી એનો અર્થ આમ સાંભળ્યો હતો: 'પ્રદક્ષિણા કરવી' એટલે આપણો જમણો હાથ વર્તુલમાં રાખવો[1] અને ડાબી બાજુ ફરવું,–એટલે ડાબો હાથ વર્તુલમાં હોવો; અને વસ્તુતઃ જ્યારે માણસ પોતાના ડાબા હાથ તરફ

૧ હિંદી રિવાજ પ્રમાણે આ અર્થ નિઃશંક ખરો છે, પણ ઇત્સીંગ એથી વિરુદ્ધ કહે છે. કાસ્યપ નીચે પ્રમાણે ઉદાહરણ આપે છે:—

(અ) (બ)







(અ) પ્રદક્ષિણં કૃ: એટલે ' એક વસ્તુ તરફ જમણો હાથ ફેરવવો.'
(બ) પ્રસવ્યં કૃ: એટલે ' એક વસ્તુ તરફ ડાબો હાથ ફેરવવો.'

ગોળ ફરે છે ત્યારે જમણી તરફ ફરાય છે.' આ તે વિદ્વાન માણસનો એક માત્ર અભિપ્રાય છે, જે બીલકુલ ખરો નથી. આથી અજ્ઞાત માણસો ખરી રીત વિષે ગુંચવણમાં પડયા છે અને કેટલાક પ્રખ્યાત માણસો પણ ઉપલા અર્થમાં પોતાની હાજી હા ભણી, ખોટે રસ્તે દોરવાયા છે. તો હવે માત્ર સિદ્ધાંતોથી અનુમાન કરી આ પ્રશ્નનુ આપણે શી રીતે નિરાકરણ કરવું ? આપણે માત્ર સંસ્કૃત ગ્રંથો પરજ આધાર રાખવો પડશે અને વ્યક્તિગત મતો ત્યાજ્ય કરવા પડશે. જમણા હાથ તરફ ફરવું એટલે જમણી બાજુ ગોળાકારમાં ફરવું[1] અને ડાબા હાથ તરફ ફરવું એટલે ડાબી બાજુ ગોળાકારમાં ફરવું. આ બુદ્ધે રચેલો નિયમ છે એટલે એ વિવાદાતીત છે.

હવે યોગ્ય સમય અને અયોગ્ય સમય વિષે આપણે વિવેચન કરશું. યોગ્ય સમયની ચર્ચા કરતા સૂત્રમાં જુદા જુદા સંજોગોને અનુકૂળ સમયો પરત્વે ભિન્ન ભિન્ન વાત છે. પણ ચાર નિકાયના વિનય-ગ્રંથોમાં સર્વાનુમતે કહેવામાં આવ્યું છે

૧ ઇત્સીંગના કહેવા પ્રમાણે 'પ્રદક્ષિણં કૃ' નીચે પ્રમાણે થશે—



કે મધ્યાહ્ન ( જમણ માટે ) અનુકૂળ વખત છે. ( સમય ચૂકવાના ) અપરાધથી જે માણસ સાવધ રહે છે તે જો ચાર મુખ્ય દિશાઓ ચોક્કસ જાણવા માગતો હોય તો તેણે રાતે ઉત્તરધ્રુવની સ્થિતિ નક્કી કરવી જોઇએ અને તરત જ દક્ષિણ-ધ્રુવ ( ની દિશા )નું અવલોકન કરવું જોઇએ, અને ( આમ કરવાથી દક્ષિણ તથા ઉત્તરની ) ચોક્કસ લીટી તે નક્કી કરી શકે છે

સુગમ જગ્યાએ માટીની એક નાની ટેકરી તેણે કરવી જોઇએ એ ( ટેકરી ) ગોળ, એક ફુટ વ્યાસની, અને પાચ ઇંચ ઉંચી હોવી જોઇએ તેના મધ્યભાગમા એક નાનકડી લાકડી ખોસવામા આવે છે અથવા તો વાસની ચોપ–સ્ટીક જેટલો પાતળો અને ચાર આગળની પહોળાઇ જેટલો ઉચો ખીલો એક પથ્થરની બેઠક પર બેસાડવો જોઇએ બરાબર બપોરે બાર વાગે ( લાકડીના ) પડતા પડછાયા આગળ નિશાની કરવી જોઇએ. જો પડછાયો એ નિશાની વટાવી આગળ ચાલ્યો ગયો હોય તો જમવું જોઇએ નહિ હિંદુસ્તાનમાં લગભગ બધે જ આવા (સમયમાપક) યંત્રો બનાવવામા આવે છે· એ વેલાચક્ર કહેવાય છે જ્યારે તે લાકડીનો પડછાયો નાનામા નાનો હોય ત્યારે તે જોવો એ પડછાયો માપવાની રીત છે. આ સમય તે મધ્યાહ્ન હોય છે, પણ જમ્બુદ્વીપમા સ્થળો જુદી જુદી જગ્યાએ આવેલા હોવાને લીધે પડછાયાની લંબાઇ બધે એક સરખી હોતી નથી. દાખલા તરીકે–લો[૧]પ્રાતમા પડછાયો બીલકુલ પડતો નથી, પણ બીજા

[૧] લો પ્રાન્ત મધ્ય ભાગે મધ્ય હિંદ છે. લો ચીનની રાજધાની પણ હતું.

ભાગોમાં એમ હોતું નથી. વળી એક વધુ ઉદાહરણ લઈએ: શ્રીભોજ દેશમાં, આઠમા માસના મધ્ય ભાગમાં,[૧] વેલાયકનો પડછાયો લાંબો કે ટુંકો થતો નથી. તે દિવસે બપોરે ઉભેલા માણસનો પડછાયો બીલકુલ પડતો નથી. વસંત ઋતુના મધ્ય ભાગમાં પણ એમજ બને છે.[૨] વરસમાં બે વખત સૂર્ય આપણા મસ્તકની બરાબર ઉપર થઈ પસાર થાય છે. જ્યારે સૂર્ય દક્ષિણમાં અયન કરે છે ત્યારે (માણસનો) પડછાયો ઉત્તર તરફ પડે છે અને તે બે ત્રણ ફીટ લાંબો હોય છે. જ્યારે સૂર્ય ઉત્તરમાં હોય છે ત્યારે પડછાયો દક્ષિણ તરફનો જેવો જ હોય છે. ચીનમાં ઉત્તર વિભાગમાં દક્ષિણ વિભાગ કરતા પડછાયો જુદો હોય છે, ઉત્તર પ્રદેશમાં બારણા હંમેશા સૂર્યાભિમુખ રાખવામાં આવે છે. ચીનના પૂર્વ સમુદ્ર કિનારામાં (હાઈ–ટુંગ) જ્યારે મધ્યાહ્ન હોય છે ત્યારે કવાન–ફ્રમીમાં (શેન–સીની પશ્ચિમ તરફનો પ્રદેશ) બપોર હોતો નથી. એ પ્રમાણે કુદરતની ભિન્નતા હોવાને લીધે એકજ સમય સાર્વત્રિક હોવો જોઈએ એમ કહી શકાય નહિ તેથીજ વિનયમાં કહ્યું છે: 'જુદા જુદા સ્થળોમાં મધ્યાહ્ન પ્રમાણે તે સમયનો નિર્ણય થઈ શકે છે'. જેમ દરેક ધર્મગુરુ પવિત્ર કાનૂન પ્રમાણે વર્તવા ઉત્સુક હોય છે અને દરરોજ ખોરાક લેવો એ આવશ્યક છે તેમ નિર્ણિત વેલાએ ખોરાક લેવા માટે પડછાયો માપવા તેણે કાળજી રાખવી જોઈએ. જો તે આટલું કરવાનું યે ચૂકે તો તે બીજા આદેશો

૧ About the time of the autumnal equinox

૨ About the time of the vernal equinox.

કેવી રીતે પાળી શકે ? તેથી પ્રખ્યાત માણસોએ, જેઓ ધર્મનો ઉપદેશ તેમજ તેનું પાલન કરે છે, અને જેઓ આવા સૂક્ષ્મ તથા ગુંચવણ ભરેલા નિયમોથી આશ્ચર્ય પામતા નથી, જળમાર્ગે સફર કરતી વખતે પણ પોતાની સાથે વેલાચક્ર લેવું જોઇએ; જમીન પર મુસાફરી કરતી વખતે તો તે ખાસ લેવું જ જોઇએ. હિંદુસ્તાનમાં એક કથન છેઃ 'પાણીમાં જંતુઓની જે તપાસ કરે છે તથા મધ્યાહ્ન સમય બરાબર પાળે છે તે વિનયગુરુ કહેવાય છે.'

એ ઉપરાંત, હિંદુસ્તાનના મઠોમાં Clepsydrae ઘણા વપરાય છે. આ યંત્રો, તથા તે જોનારા છોકરા, કેટલા વાગ્યા છે તે મઠવાસીઓને જણાવવા માટે, અનેક પેઢીઓના રાજાઓ તરફથી દાન તરીકે અપાયલા હોય છે. એક ત્રાંબાના વાસણમાં પાણી ભરવામાં આવે છે અને તેમાં ત્રાંબાનોએક પ્યાલો તરતો રાખવામાં આવે છે. એ પ્યાલો પાતળો અને નાજુક હોય છે અને તેમાં બે શાંગ ( પ્રસ્થ ) પાણી માય છે. તેના તળીયામાં ટાંકણી જેટલું બારીક છિદ્ર કોરેલું હોય છે જેમાંથી પાણી ઉપર આવે છે. વરસની મોસમ પ્રમાણે આ છિદ્ર નાનું કે મ્હોટું કરવામાં આવે છે. કલાકની ગણત્રી કરવા એ બરાબર ગોઠવવું જોઇએ.

સ્હવારથી આરંભ કરી, પહેલી વાર તે પ્યાલો ડૂબી જાય એટલે ઘંટપર એક ટકોરો વગાડવામાં આવે છે; બીજી વખત બે, અને ત્રીજી વખત ત્રણ. પણ ચોથી વખત ચાર ટકોરા ઉપરાંત બે શંખનાદ અને ઘંટ પર એક વધુ ટકોરો થાય છે.

આ પ્રથમ ‘ કલાક ’ કહેવાય છે—એટલે કે એ વખતે સૂર્ય પૂર્વ તરફ હોય છે ( શિરો બિંદુ અને ક્ષિતિજની વચ્ચે ). જ્યારે બીજી વખત પ્યાલાના ચાર નિમજ્જન પૂરા થાય છે ત્યારે, પહેલાના જેમ ઘંટ પર ચાર ટકોરા થાય છે અને શંખ પણ ફૂકવામાં આવે છે જેના પછી ( ઘંટ પર ) બે વધુ ટકોરા વગાડવામાં આવે છે. આ બીજો ‘ કલાક ’ કહેવાય છે—એટલે બરાબર મધ્યાહ્ન ( ની શરૂઆત ). ( એ વખતે ) જો છેલ્લા બે ટકોરા થઈ ગયા હોય તો ધર્મગુરુઓ ખાતા નથી, અને જો કોઇ જમતો માલમ પડે તો વિહારના નિયમ પ્રમાણે તેને બહાર કાઢી મુકવામાં આવે છે. બપોર પછી પણ બીજા બે ‘ કલાકો ’ છે જેની ચેતવણી ઉપર મુજબ જ અપાય છે. તેમજ દિવસના જેવા રાત્રિના પણ ચાર ‘ કલાકો ’ હોય છે. એ પ્રમાણે એક દિવસ અને એક રાત્રિના આઠ ‘ કલાક ’ થાય છે. જ્યારે રાતે પહેલો કલાક ખતમ થાય છે ત્યારે કર્મદાન, મઠની મેડીમાં ઘંટ વગાડી, તે બધાને જાહેર કરે છે. નાલન્દવિહારમાં આ પ્રમાણે સમયની ગણત્રી થાય છે. સૂર્યોદય તથા સૂર્યાસ્ત સમયે દરવાજા બહાર ઘંટ વગાડવામાં આવે છે. આવા સામાન્ય કામો નોકરો તથા મજુરો પાસે કરાવવામાં આવે છે. સૂર્યાસ્તથી સૂર્યોદય સુધી ઘંટ વગાડવાનું કામ ધર્મગુરુઓનુ કે નોકરોનુ હોતું નથી. એ ફરજ કર્મદાનની હોય છે. ( ઘંટના ) ચાર અને પાંચ ( ટકોરામાં ) ભિન્નતા હોય છે જેનો સંપૂર્ણ ઉલ્લેખ અન્યત્ર કરવામાં આવ્યો છે.

મહાબોધિ તથા કુશીનગરના વિહારમાં ઉપર કરતાં જરાતરા જુદી રીતે સમયના ભાગ પાડવામાં આવે છે. સવાર અને બપોર સુધીમાં સોળ વખત પ્યાલો ( પાણીમાં ) ડુબાવવામાં આવે છે.

દક્ષિણ સમુદ્રના પુલો–કોન્ડોર દેશમાં, પાણીથી ભરેલું એક મ્હોટું તામ્ર વાસણ ( કે ઘટ વાપરવામાં આવે છે. તેના તળીયામાં એક છિદ્ર પાડવામાં આવે છે જેમાંથી પાણી બહાર નીકળે છે. જ્યારે તે વાસણ ખાલી થઇ જાય છે ત્યારે, ઘંટ પર એક ટકોરો મારવામાં આઆવે છે. જ્યારે ચાર ટકોરા થાય છે. ત્યારે મધ્યાહ્ન થયો હોય છે. સૂર્યાસ્ત સુધી એ જ પ્રમાણે કરવામાં આવે છે. દિવસના જેમ રાતે પણ આઠ ' કલાક ' થાય છે, અને એ પ્રમાણે બધા મળી સોળ ' કલાક ' થાય છે આ Clepsydra તે દેશના રાજાએ ભેટ તરીકે આપ્યું છે.

એના ઉપયોગને લઇને ઘનઘોર દિવસે પણ મધ્યાહ્નનો સમય વર્તવા કાંઇ ગફલત થતી નથી, અને ( ચોમાસામાં ) અંધકારપૂર્ણ રાત્રિઓ હોય ત્યારે પણ ચોકી મૂકવાનો ભય રહેતો નથી. રાજાની મદદ માંગી ( ચીનના વિહારોમાં ) આવી વ્યવસ્થા કરવી ઇષ્ટ છે, કેમકે સંઘના સભ્યો માટે એ અંતિ આવશ્યક છે.

આવું ' યંત્ર ' તૈયાર કરવા, પ્રથમ દિવસ તથા રાત્રિ ( ના સમય ) ની ગણત્રી કરી, પછી તેના કલાકમાં પેટા વિભાગ પાડવા. સ્હવારથી બપોર સુધીમાં પ્યાલાના આઠ નિમ-

જ્જન (પાણીના વાસણમાં) થાય. કદાચ આ નિમજ્જન આઠ કરતાં ઓછાં થાય તો પ્યાલાનું છિદ્ર સહેજ મ્હોટું કરવું. પણ તે બરાબર કરવા કુશળ યંત્રકારની જરૂર પડે છે. જ્યારે દિવસ કે રાત્રિમાં ક્રમશઃ ઘટાડો થતો જાય ત્યારે અર્ધી કડછી પાણી ઉમેરવું, અને જ્યારે તેમાં વધારો થતો જાય ત્યારે તેટલું જ પાણી કાઢી લેવું.

પણ આનો ઉદ્દેશ કેટલા વાગ્યા છે તે જણાવવાનો છે એટલે કર્મદાનને પોતાના ખંડમાં નાનો પ્યાલો વાપરવા દેવો વ્યાજબી ગણાય.

જો કે ચીનમાં (રાતે) પાંચ 'પહેરા' હોય છે, અને હિંદમાં ચાર 'કલાક' હોય છે, તો પણ પુરુષદમ્યસારથિના[1] ઉપદેશ પ્રમાણે તો માત્ર ત્રણ 'કલાક' છે–એટલે એક રાત્રિના ત્રણ ભાગ પાડવામાં આવ્યા છે.[2] પ્રથમ અને તૃતીય ભાગમાં યાદ કરવું, (પ્રાર્થના) બોલવી, અને ધ્યાન (ધરવું)–આટલું કરવામાં આવે છેઃ વચલા ભાગમાં પોતાના વિચારો કાબુમાં રાખી ધર્મગુરુઓ નિદ્રા લે છે. બીમારી સિવાય બીજા પ્રસંગોમાં આમાંથી ચલિત થનારા ધર્મનું ઉલ્લંઘન કરવાના અપરાધ પાત્ર થાય છે. જો તેઓ ઉપર પ્રમાણે આદરપૂર્વક વર્તે તો તેઓ પોતાનું તેમજ પારકાનું ભલું કરે છે.

૧ બુદ્ધ.
૨ એ પ્રમાણે દિવસ અને રાત્રિ મળી ૭ 'કલાક' થશે

# પ્રકરણ ૩૧ મુ

## પૂજાની પવિત્ર વસ્તુ સાફ કરવાના નિયમો

ત્રિરત્નની પૂજા કરતાં બીજી કાંઇ વધુ વંદનયોગ્ય પૂજા નથી તેમજ ચાર ઉમદા સત્યના ચિંતન કરતાં પરિપૂર્ણ જ્ઞાન ( ની પ્રાપ્તિ ) માટે બીજો કોઇ ઉચ્ચતર માર્ગ નથી. પણ એ સત્યનો અર્થ એટલો ગંભીર છે કે તે સામાન્ય કોટિના માણસોની સમજ શક્તિથી પર છે, જ્યારે પવિત્ર પ્રતિમાનો સ્નાનવિધિ બધાથી થઇ શકે એવો છે. જો કે તે મહાન ગુરુ નિર્વાણ પામ્યા છે, પણ તેની પ્રતિમા હજુ હયાત છે, અને તેની હાજરીમાં જ જાણે આપણે હોઇએ એવા ઉત્સાહથી આપણે તેની પૂજા કરવી જોઇએ. જેઓ તેને હંમેશા ગંધપુષ્પ અર્પે છે તેઓ તેમના વિચાર શુદ્ધ રાખી શકે છે, તેમજ જેઓ તે પ્રતિમાને કાયમ સ્નાનવિધિ કરે છે તેઓ તિમિરમાં નાંખે એવા પાપો[1] નિવારી શકે છે. જે આ કામમાં લાગેલા રહેશે તેમને અવિજ્ઞપ્ત[2] બદલો મળશે અને જેઓ એમ કરવા બીજાને ઉપદેશ આપે છે તેઓ વિજ્ઞપ્ત કર્મથી પોતાનું તથા બીજાનું ભલું કરે છે. તેથી ધાર્મિક પુણ્ય સંચિત કરવા જેઓ

---

૧ સ્ત્યાનકર્મ: સ્ત્યાનકર્મ સ્ત્યાનઔદ્ધ—અભિધર્મ ( Metaphysics ) નો સાંકેતિક શબ્દ છે. ઇત્સીંગ અહિં તે વિસ્તૃત અર્થમાં વાપરે છે.

૨ Invisible.

ઉત્સુક છે તેમણે આ કર્મોના અનુષ્ઠાનમાં પોતાનું ચિત્ત પરોવવું જોઇએ એ ઇચ્છનીય છે.

હિંદી વિહારોમાં, જ્યારે મઠવાસીઓ સ્હવારે,પ્રતિમાને સ્નાન કરાવવાના હોય, ત્યારે તે જાહેર કરવા -કર્મદાન ઘંટ વગાડે છે. રત્નજડિત છત્ર વિહારના આંગણામાં ઉપર લટકાવ્યા પછી, અને મંદિરની બાજુમાં સુવાસિત પાણીના ઘડા એક હારમાં ગોઠવી, સુવર્ણ, રજત, તામ્ર કે પાષાણની પ્રતિમા તેજ પદાર્થના વાસણમાં મૂકવામાં આવે છે, અને તે વખતે કન્યાઓની એક ટુકડી ત્યાં સંગીત ગાય છે. સુગંધીદાર તેલથી પ્રતિમાને અનુલિપ્ત કર્યા પછી તેના પર સુવાસિત જળ રેડવામાં આવે છે.

( ઇત્સીંગનું ટિપ્પણ ):

સંસ્કૃત શબ્દ–કર્મદાન–નો[૧] અર્થઃ કર્મ એટલે કામ અને દાન એટલે આપવું–એટલે કે ' જે બીજાને જુદા જુદા કામો સોંપે છે તે માણસ. ' અત્યાર સુધી આ શબ્દનો અનુવાદ 'વેઇ–ન'થી કરવામાં આવતો હતો, પણ તે ખરો નથી. વેઇ–એ ચાઇનીઝ શબ્દ છે અને તેનો અર્થ ' ગોઠવવું ', ' વ્યવસ્થા કરવી ' એવો થાય છે, જ્યારે 'ન' એ સંસ્કૃત શબ્દ છે; અને ' કર્મદા 'નો ચાઇનીસ પર્યાય ' વેઇ ' છે.

---

૧ કર્મદાનઃ એ ધર્મગુરુ છે. કોઇ પણ ક્રિયા કે વિધિની શરૂઆત ઘંટ વગાડી જાહેર કરવી, તથા રસોઇની તપાસ રાખવી એ કામ એનું છે.

ચંદન નીચે પ્રમાણે બનાવવામાં આવે છેઃ ચંદન વૃક્ષ જેવા કોઇ પરિમલયુકત ઝાડ ( ની શાખા ) નો કટકો લેવો અને તેને ઓરસીયા પર પાણી સાથે ઘસવો એટલે તેનું ચંદન થાય છે. પછી તે વડે પ્રતિમાને અનુલિપ્ત કરી પછી પાણીથી તે ધોઇ નાંખવી.

તેને ધોયા પછી સ્વચ્છ સફેદ વસ્ત્રથી તેને લૂંછવી; ત્યાર બાદ મંદિરમા તે મૂકવામાં આવે છે જ્યાં સર્વ પ્રકારના સુશોભિત પુષ્પો હોય છે. આ ક્રિયા કર્મદાનની વ્યવસ્થા નીચે વિહારવાસીઓ કરે છે.

વિહારના પોતાના ખંડોમાં પણ ધર્મગુરુઓ દરરોજ એટલી બધી કાળજીથી પ્રતિમાને સ્નાન કરાવે છે કે કોઇ પણ વિધિ રહી જતો નથી. વૃક્ષ કે છોડના પુષ્પો ચઢાવી શકાય છે. બધી ઋતુમાં સુવાસિત ફુલો કાયમ ખીલે છે અને અને શેરીઓમાં ઘણા લોકો તે વેચે છે. ચીનમાં, ઉદાહરણ તરીકે, ગ્રીષ્મ અને શરદ ઋતુમાં કમળ તથા પીંક (ગુલાબ ?) અહિં તહિં. વિકસે છે; વસંતમાં સુવર્ણ–કંટક, પીચીસ, એપ્રીકોટસ સર્વત્ર ખીલે છે. એસ્થીઆ, દાડમડી, ચેરી અને આલુ એક પછી એક કુસુમિત થાય છે.

જંગલનુ સુવાસિત ઘાસ ઈત્યાદિ લાવી ચઢાવવા તૈયાર રાખવું જોઇએ. દૂરથી માત્ર નિહાળવા બગીચામાં તે રાખી મૂકવા ન જોઇએ. પણ શીયાળામાં ક્યારેક ફુલ બીલકુલ ન મળે; એવા સંજોગોમાં રેશમના કટકા કરી અને સારી સુગં-

ઘિથી તેને અનુલિપ્ત કરી કૃત્રિમ પુષ્પ બનાવી શકાય અને બુદ્ધની પ્રતિમાને તે ચઢાવી શકાય છે. આ ઘણો સારો રસ્તો છે.

મ્હોટી કે નાની તામ્ર પ્રતિમાઓ આદર્શ ( Mirror ) જેવી સ્પષ્ટ તથા સુશોભિત અને ત્યાં સુધી તે પર પાણી રેડી, અને સુંદર રાખો અથવા ઇટનો ભૂકો ઘસી ચકચકિત બનાવવી જોઇએ. મ્હોટી મૂર્તિ મહિનાના મધ્ય ભાગમા અને અંતમાં બધા ધર્મગુરુઓએ, અને નાની મૂર્તિ, બને તો, જુદા જુદા ધર્મગુરુએ, ધોવા જોઇએ. એમ કરવાથી નાના ભોગથી મહત્ પુણ્ય મળે છે.

જે પાણીથી મૂર્તિ ધોવામાં આવી હોય તે જો કોઇ બે આગળી વડે લઇ (પોતાના) માથા પર છાંટે તો તે 'શુકનનુ પાણી' કહેવાય છે, જેથી સારા ભાગ્યની આશા રાખી શકાય. મૂર્તિને ચઢાવવામા આવેલા પુષ્પો સુંઘવા જોઇએ નહિ તેમજ તે લઇ લીધા પછી તેને પગ નીચે છૂંદવા પણ ન જોઇએ, પણ તેને એક જગ્યાએ નાંખવા. આખા જીવનમાં કોઇ ધર્મગુરુ પવિત્ર મૂર્તિને ધોવાની ઉપેક્ષા બતાવે એવું કદી બનવું ન જોઇએ, અને જો ખેતરોમાં સર્વત્ર મળતા સુંદર પુષ્પો પણ ચઢાવવા તે દરકાર ન રાખે તો તે નિંદાપાત્ર ઠરે છે. તેણે નવરા તથા બેદરકાર રહેવું જોઇએ નહિ. ફુલ ચૂંટવાની તથા મૂર્તિને સ્નાન કરાવવાની દરકાર રાખ્યા વિના તેણે ઉદ્યાન તથા સરોવરને માત્ર નિહાળવા ન જોઇએ; તેમજ માત્ર ખંડ બોલી અને સામાન્ય પૂજા કરી તેણે આળસથી પૂજા ઝટ ખતમ ન કરવી જોઇએ. જો આમ બને તો આચાર્ય અને શિષ્યની પરમ્પરા તૂટશે અને પૂજાવિધિ સપ્રમાણ થશે નહિ.

હિંદુસ્તાનમાં ધર્મગુરુઓ અને ગૃહસ્થો ચૈત્ય અથવા માટીની મૂર્તિઓ બનાવે છે, અથવા રેશમ કે કાગળ પર બુદ્ધની પ્રતિકૃતિ અંકિત કરે છે, અને જ્યાં જાય ત્યાં તેઓ બલિથી તેની પૂજા કરે છે. કયારેક તેઓ એક ઢગ કરી અને તેની આજુબાજુ ઇંટ મૂકી બુદ્ધના સ્તૂપો બનાવે છે. વળી કોઇક વખત એકાંત ક્ષેત્રોમાં તેઓ આવા સ્તૂપો બનાવે છે, અને પછી ભાંગી પડવા ત્યા જ તે રહેવા દેવામાં આવે છે. પૂજાની વસ્તુઓ બનાવવા કોઇ પણ આ પ્રમાણે કરી શકે છે. વળી જ્યારે લોકો મૂર્તિઓ અને ચૈત્યો–જે સુવર્ણ, રજત, તામ્ર, અયઃ ( લોખંડ), માટી, રોગાન, ઇંટ તથા પાષાણના બને છે–બનાવે છે, અથવા જ્યારે તેઓ સફેદ રેણુનો ઢગ કરે છે ત્યારે તેઓ મૂર્તિઓ અને ચૈત્યોમાં બે જાતના ' શરીર ' મૂકે છેઃ (૧) તે મહાન ગુરુ ( બુદ્ધ ) ના અવશેષ; (૨) કાર્યકારણ શૃંખલાની ગાથા. તે ગાથા[1] નીચે પ્રમાણે છેઃ—

" બધા ધર્મો હેતુમાંથી ઉદ્‌ભવે છે; તેમનો હેતુ તથાગતે કહ્યો છે. આ હેતુનો અંતે નાશ કરવામાં આવ્યો છે. મહાશ્રમણ (બુદ્ધ) નો આવો ઉપદેશ છે. "

મૂર્તિઓમાં કે ચૈત્યોમાં જો આપણે આ બે મૂકીએ, તો તેથી અત્યંત સુખ પ્રાપ્ત થાય છે. એજ કારણથી સૂત્રો, મૂર્તિઓ, તથા ચૈત્યો બનાવવાનુ પુણ્ય અનિર્વચનીય છે–દૃષ્ટાંતરૂપ કથાઓમાં

---

૧ કાશ્યપ મૂળ ગાથા નીચે પ્રમાણે આપે છેઃ
ये धर्मा हेतुमभवास्तेषां हेतुं तथागत उवाच ।
तेषां च यो निरोध एवंवादी महाश्रमणः ॥

એવી પ્રશંસા છે. જો કોઈ માણસ જવના દાણા જેટલી નાની મૂર્તિ બનાવે, અથવા બોરના કદનું ચૈત્ય બનાવે અને તેના પર એક ગોળ આકૃતિ, અથવા નાની ટાંકણી જેવી એક લાકડી મૂકે તો, તેથી ( બીજા ભવમાં સારો જન્મ મેળવવાનું એક ખાસ સાધન ( કારણ ) ઉપલબ્ધ થાય છે, અને તે સપ્ત સમુદ્ર જેટલું અમર્યાદ થશે અને સત્ફળો ભાવિ ચાર જન્મો સુધી પહોંચશે. આ બાબતનો સવિસ્તર હેવાલ જુદા સૂત્રોમાં મળે છે.

આચાર્ય તથા શિષ્યોએ હંમેશા આ બાબત પર લક્ષ આપવું જોઇએ. પવિત્ર મૂર્તિને ધોવી એ પુણ્ય કર્મ છે, જે દરેક જન્મમાં બુદ્ધનો સમાગમ કરાવે છે; અને ગંધપુષ્પ ચઢાવવા એ દરેક ભાવિ જીવનમાં સમૃદ્ધિ તથા આનંદનું એક સાધન છે. ત્હમે પોતે એમ કરો તથા બીજાને પણ એ પ્રમાણે કરવા બોધ કરો. એથી ત્હમને અમિત સુખ લાધશે.

ચતુર્થ માસના આઠમે દિવસે[૧] મેં ચીનમાં કોઈ સ્થળે રસ્તા પર એક મૂર્તિ લાવતા કેટલાક ધર્મગુરુઓ તથા ગૃહસ્થો જોયા હતા; તેમણે મૂર્તિને યોગ્ય રીતે ધોઇ પરંતુ તેને કેવી રીતે લૂંછવી તે તેઓ જાણતા ન હતા, અને તદુચિત નિયમોની દરકારવિના, પવનથી અને સૂર્ય ( ના તાપ ) થી તે મૂર્તિને તેમણે સુકાવવા દીધી.

૧ આ દિવસ બુદ્ધની જન્મતિથિ તરીકે રાખવામાં આવ્યો છે. બુદ્ધ ( ની મૂર્તિ ) ને સ્નાન કરાવવાનો રિવાજ હજુ જાપાનમાં પ્રચલિત છે.

# પ્રકરણ ૩૨ મુ

## મંત્રોચ્ચારણની ક્રિયા

બુદ્ધના નામોના જાપ જપી તેને વંદન કરવાનો રિવાજ દિવ્ય ભૂમિ ( ચીન ) માં જાણીતો છે, કેમકે તે પ્રાચીન કાળથી પરમ્પરાગત છે, પણ બુદ્ધના સદ્ગુણો ગાઇ તેની પ્રશસ્તિ કરવાની પ્રથા પ્રચલિત નથી. ( પહેલા કરતાં બીજો રિવાજ વધારે અગત્યનો છે ), કારણ કે વસ્તુતઃ તેના ગુણોનું માત્ર શ્રવણ કરવાથી આપણને તેની પ્રજ્ઞાની અધિકતા સમજવામાં કાંઇ મદદ મળતી નથી; જ્યારે વર્ણનાત્મક ગાથામાં તેના સદ્ગુણો ગાવાથી, તેના ગુણો કેવા ઉદાત્ત છે તે આપણે સમજી શકીએ છીએ. પશ્ચિમમાં ( હિંદ ) ધર્મગુરુઓ ચૈત્ય-વંદન કરે છે તથા સામાન્ય એવા બપોર પછી મોડેથી કે સંધ્યાકાળે કરે છે. ત્યાં એકત્ર મળેલા બધા ધર્મગુરુઓ વિહારના દરવાજા બહાર આવે છે અને ગંધપુષ્પ અર્પી, સ્તૂપની ત્રણ વખત પ્રદક્ષિણા કરે છે. તે બધા ઘુંટણીએ પડે છે અને તેમનામાંથી સારું ગાનાર એક જણ તે મહાન ગુરુના સદ્ગુણોનું વર્ણન કરતી ગાથાઓ મધુર, શુદ્ધ તથા ગંભીર સ્વરે ગાવા માંડે છે, અને દશ કે વીશ શ્લોકો ગાય છે. વિહારમાં જ્યાં તેઓ હંમેશા ભેગા થાય છે ત્યાં તેઓ હારબંધ પાછા ફરે છે. બધા બેઠી ગયા પછી, સિંહાસન પર ચઢી સૂત્ર-વાંચનાર એક નાનું સૂત્ર વાંચે છે. સાધારણ કદનું એ સિંહાસન મુખ્ય ધર્મગુરુ આગળ મૂકવામાં આવે છે. આવા પ્રસંગે વાંચવાના ધર્મશાસ્ત્રો

પૈકી 'ત્રિ-કણ્ડિકા-વંદન' ઘણુખરૂં વંચાય છે; માનનીય અશ્વઘોષની આ કૃતિ છે. દશ શ્લોકના પ્રથમ ભાગમાં ત્રિરત્નનુ સ્તુતિસૂક્ત છે. બીજા ભાગમાં બુદ્ધના કથનોના કેટલાક ધર્મશાસ્ત્રોમાંથી ચૂંટેલા વાક્યો છે. ત્રીજા ભાગમાં, પોતાના પુણ્ય કર્મો ફળીભૂત થાય એવી ઇચ્છા દર્શાવતા સ્તુત્યાત્મક દશ કરતા વધારે શ્લોકો છે.

આ ત્રણ કણ્ડિકા ક્રમશઃ આવે છે જે ઉપરથી એનું નામ ત્રિ-કણ્ડિકા-વંદન ઉદ્ભવ પામ્યું છે. આ કાર્ય સમાપ્ત થયા પછી એકત્ર થયલા બધા ધર્મગુરુઓ 'સુભાષિત' શબ્દ ઉચ્ચારે છે. સુ એટલે સારૂં, ઠીક, અને ભાષિતં એટલે બોલાયું. આ શબ્દથી ધર્મશાસ્ત્રો ઉત્તમ છે એવી પ્રશંસા કરવામાં આવે છે. કેટલીક વખત તેઓ ઉક્ત શબ્દને બદલે 'સાધુ' (ઠીક કર્યું) એવો શબ્દ ઉચ્ચારે છે.

સૂત્ર-વાંચનાર નીચે ઉતર્યા પછી મુખ્ય ધર્મગુરુ, ઉભો થઈ સિંહાસનને નમન કરે છે. ત્યાર બાદ સંતોના[1] આસનોને તે વંદન કરે છે, અને પછી પોતાની બેઠક પર તે પાછો જાય છે. હવે તેનાથી ઉતરતા દરજ્જાનો ધર્મગુરુ, ઉભો થઇ, પહેલાના જેમ જ તેમને વંદન કરે છે, અને પછી વડા ધર્મગુરુને નમન કરે છે.

૧ કાશ્યપ કહે છે કે 'સંતો' શબ્દનો અર્થ અહિં બોધિસત્ત્વ અને અર્હત્ થાય છે.

જ્યારે પોતાની બેઠક પર એ પાછો ફરે છે ત્યારે ત્રીજો ધર્મગુરુ, અને પછી એવી જ રીતે બધા ય ધર્મગુરુઓ એક પછી એક એજ ક્રિયાઓ કરે છે. પણ જો એમની સંખ્યા મ્હોટી હોય તો, ત્રણ કે ચાર જણે ઉપર્યુક્ત વિધિ કર્યા બાદ બાકીના ધર્મગુરુઓ એકી વખતે વંદન કરે છે અને પછી સ્વેચ્છાએ તેઓ ચાલ્યા જાય છે. પૂર્વ આર્યદેશ (હિંદ) માં તામ્રલિપ્તિમા[૧] ધર્મગુરુઓ જે ક્રિયાઓ કરે છે તેનું આ વર્ણન છે.

નાલન્દ–વિહારમાં ધર્મગુરુની સંખ્યા મ્હોટી છે, અને તેઓ ૩૦૦૦ કરતાં વધારે છે, આટલાં બધા માણસોને એક સ્થળમાં એકત્ર કરવા મુશ્કેલ છે. આ વિહારમાં આઠ વિશાળ ખંડ છે, અને ત્રણ સો ઓરડા છે. દરેક માણસને વધુ સગવડ પડતું લાગે તેમ વંદન પૃથક્ પૃથક્ જ થઇ શકે છે. દરરોજ ગંધપુષ્પ લઇ, વિહારવાસી માણસો સાથે એક આચાર્યને શ્લોકો ગાતો ગાતો એક જગ્યાથી બીજી જગ્યાએ મોકલવામાં આવે છે. તે એક ખંડમાથી બીજા ખંડમાં જાય છે, અને દરેકમાં, બધા સાંભળી શકે એટલા ઉંચા સ્વરે તે ત્રણ કે પાંચ શ્લોક ગાય છે. સાયંકાળે તે પોતાનું કાર્ય સમાપ્ત કરે છે. આ આચાર્યને સામાન્ય રીતે વિહાર તરફથી એક ખાસ પૂજા આપવામાં આવે છે. વળી બીજા કેટલાક ગન્ધકુટી

૧ તામ્રલિપ્તિ જુનુ રાજ્ય અને શહેર: ઇત્સીંગના સમયમા હિંદ અને ચીન વચ્ચેના વેપારનું કેન્દ્ર (હુગલી નદીના મુખ આગળનુ હાલનુ તામલુક).

( મંદિર ) સામે એકલા બેસી, મનમાં બુદ્ધની સ્તુતિ કરે છે, તો બીજા કેટલાક, મંદિરમાં જઇ, સાથે ટટાર ઉભા રહી નમન કરે છે, પછી જમીન પર હાથ મૂકે છે અને છેવટે પોતાના મસ્તકથી ભૂમિનો સ્પર્શ કરે છે: એ પ્રમાણે તેઓ ત્રણ પ્રકારનું વંદન કરે છે. પશ્ચિમમાં[1] ( હિંદ ) આવી વંદનક્રિયાઓ છે. વૃદ્ધ અને અશક્ત ધર્મગુરુઓને વંદનક્રિયા વખતે નાની ગાદડીઓનો ઉપયોગ કરવા દેવામાં આવે છે. જો કે ( ચીનમાં ) બુદ્ધના સ્તુતિ શ્લોકો લાંબા કાળથી ગવાય છે, પણ બ્રહ્મરાષ્ટ્ર ( હિંદુસ્તાન ) કરતાં જુદી રીતે તેનો ત્યાં ઉપયોગ થાય છે. ' બુદ્ધના ચમત્કારોની સ્તુતિ કરો ' થી શરુ થતા શબ્દો—જે ( ચીનમાં ) બુદ્ધની પૂજા કરતી વખતે બોલવામાં આવે છે— એક સરખા લાંબા સ્વરમાં તાણીને ગાવા જોઇએ. એકી વખતે દશ કે વીશ શ્લોકો એ પ્રમાણે ગાવાનો સામાન્ય નિયમ છે. ' હે તથાગત, ' ઇત્યાદિથી શરુ થતી ગાથા વાસ્તવિક રીતે બુદ્ધના પ્રશંસાત્મક શ્લોકો જ છે.

એ ખરું છે કે જ્યારે સુર ઘણો ખેંચવામાં આવે છે ત્યારે ગવાતા શ્લોકનો અર્થ સમજવો કઠિન હોય છે. જ્યારે એકત્ર થયલા ધર્મગુરુઓ ઉપવાસની રાતે શાંત બેઠા હોય

૧ ઇત્સીંગ ' પશ્ચિમ ' ને હમેશા હિંદુસ્તાનના અર્થમાં વાપરે છે; એનો અર્થ ' પશ્ચિમ હિંદ ' કદી એ પોતે કરતો નથી. અહિં નાલન્દ-વિહારનું વર્ણન ચાલે છે. એ વિહાર પશ્ચિમ હિંદમાં નહિ પણ મધ્ય હિંદમાં, પ્રાચીન રાજગૃહથી સાત માઇલ દૂર છે.

જુઓ પુરાતન ભૂગોળ-કનીંગહામ; પૃ. ૧, પૃ ૪૬૭.

ત્યારે કોઇ હુશીઆર માણસને 'સાર્ધશતક–બુદ્ધ પ્રશંસા–ગાથા,'[1] અથવા 'ચતુઃશતક–ગાથા' કે બીજી કાંઇ પણ પ્રશંસાગાથા, ગાતા સાંભળવો એ ખરેખર આનંદજનક છે.' હિંદુસ્તાનમાં કે વંદનક્રિયા વખતે ગાવાની અનેક પ્રશંસાગાથાઓ પરમ્પરાગત અતિ કાળજીપૂર્વક આવે છે, કેમકે દરેક ચતુર વિદ્વાને, ગમે તે પૂજવા યોગ્ય માણસની પ્રશંસા શ્લોકોમા કરી છે. માનનીય માતૃચેટ આવો પુરૂષ હતો; સદ્‌ગુણો તથા વિદ્વત્તામાં તે પોતાના યુગના બધા વિદ્વાનોમાં શ્રેષ્ઠ હતો. એને માટે નીચે પ્રમાણેની વાત ચાલે છેઃ જ્યારે બુદ્ધ હયાત હતા ત્યારે એકદા પોતાના શિષ્યોને ઉપદેશ આપતી વખતે તે એક અરણ્યમાં લોકો સાથે ભટકતા હતા. હિરણ્યપર્વત જેવા ભવ્ય, અને પરિપૂર્ણ લક્ષણોથી આભૂષિત એવા બુદ્ધને જોઇને તે કાન્તારના બુલબુલે, જાણે તેની (બુદ્ધની) પ્રશંસા ગાથા ગાતું હોયને એમ મધુર સ્વરે ગાન શરુ કર્યું. પોતાના શિષ્ય તરફ જોઇ બુધ્ધે કહ્યું: 'મ્હને જોઇને આનંદ–સાગરમાં ડુબી આ પક્ષી અજાણપણે મધુર ગાન કરે છે. આ સત્કૃત્યને લીધે, મ્હારા નિર્વાણ પછી, એ પંખી મનુષ્ય જન્મધારણ કરશે. અને એનું નામ માતૃચેટ[2] પડશે; અને તે સત્ય કદરથી

---

૧ ૧૫૦ અને ૪૦૦ શ્લોકની ગાથાઓ માતૃચેટ–ગાથાઓ છે. નાલન્દ–વિહારમાં ઇત્સીંગ રહેતો હતો ત્યારે (ઇ. સ. ૬૭૫–૬૮૫) ૧૫૦ શ્લોકોનું એણે ભાષાંતર કર્યું હતું, અને પાછળથી (ઇ. સ. ૭૦૮) તે સુધાર્યું હતું.

૨ માતૃ=જનની, ચેટ=બાળક.

મ્હારા સદ્ગુણોની પ્રશંસા કરશે.' અગાઉ, બીજા ધર્મના અનુયાયી તરીકે, જ્યારે માતૃચેટ મનુષ્ય તરીકે જન્મ્યો હતો ત્યારે તે એક તપસ્વી હતો અને તેણે મહેશ્વર દેવની પૂજા કરી હતી. એ વખતે એણે એ દેવના પ્રશંસા શ્લોકો રચ્યા હતા. પરંતુ પોતાના જન્મની આગાહી આગળથી થઇ હતી એ વાત જાણવાથી, કાષાય પહેરી અને વીતરાગ બની તે બૌદ્ધ ધર્મમાં દાખલ થયો. પોતાનો ઘણોખરો સમય બુદ્ધની સ્તુતિ કરવામાં અને તેના યશોગાન ગાવામાં તે વ્યતીત કરતો, પોતાના ભૂતપૂર્વ પાપોનો પશ્ચાત્તાપ કરતો, બુદ્ધના સન્માર્ગે ચાલવાને ઉત્સુક રહેતો, અને પોતે તે મહાન ગુરુને જાતે જોઇ શકયો નહિ પરંતુ તેની મૂર્તિ જ જોવાને (તે ભાગ્યશાળી થયો) તેથી તે શોક પામતો. પૂર્વોક્ત આગાહી સિદ્ધ કરવા, પોતાની સાહિત્યક શકિત પ્રમાણે તેણે બુદ્ધના સદ્ગુણોની પ્રશંસા-ગાથા રચી.

પ્રથમ તેણે ૪૦૦ શ્લોકની, અને પછી ૧૫૦ શ્લોકની ગાથા રચી. સામાન્યતઃ તે ષડ્પારમિતા વિષે લખે છે અને બુદ્ધના બધા ઉત્તમ ગુણો સમજાવે છે. આ મનોહર કૃતિઓ સ્વર્ગકુસુમો જેટલી સુંદર છે, અને તેના ઉચ્ચ સિદ્ધાંતો ગિરિરાજના તુઙ્ગ શિખરોની ભવ્યતાની સ્પર્ધા કરે છે. જે શ્લોકો રચે છે તેઓ તેની શૈલીનુ અનુકરણ કરે છે અને તેને સાહિત્યનો પિતા ગણે છે. અસઙ્ગ અને વસુબન્ધુ જેવા બોધિસત્ત્વો પણ તેની ઘણી પ્રશંસા કરતા.

આખા હિંદુસ્તાનમાં જે માણસ સાધુ બને છે તેને, તે પંદર શીલ ગાઇ શકે કે તરત જ, માતૃચેટની બન્ને ગાથાઓ શીખવવામા આવે છે.

મહાયાન તથા હીનયાન બન્ને પંથમાં આજ ક્રમ માન્ય છે. એના છ કારણો છેઃ (૧) આ ગાથાથી આપણે બુદ્ધના મહાન અને પ્રૌઢ ગુણો જાણી શકીએ છીએ; (૨) શ્લોકો કેવી રીતે રચવા તે આપણને એ ગાથાઓ બતાવે છે; (૩) ભાષા શુદ્ધિની તે ગાથાઓ ખાત્રી આપે છે. (૪) એ શ્લોકો ગાવાથી છાતી વિસ્તૃત થાય છે, (૫) તે ગાથા ગાવાથી પરિષદમા આવતો ક્ષોભ જતો રહે છેઃ (૬) તેના ઉપયોગથી વ્યાધિરહિત બની દીર્ઘાયુ થવાય છે. આ શ્લોકો ગાવાની શક્તિ આવ્યા બાદ, બીજા સૂત્રો શીખવવામાં આવે છે. પણ આ સુંદર માહિત્ય કૃતિઓ હજુ ચીનમાં લાવવામાં આવી નથી.[1]

એના પર ઘણા ભાષ્યો લખાયા છે; તેમ એના અનુકરણો[2] પણ કાંઇ થોડાં નથી. બોધિસત્ત્વ જિને પોતે આવું એક અનુકરણ રચ્યું છે. આ ૧૫૦ શ્લોકના દરેક શ્લોક પહેલાં તેણે એકેક શ્લોક (રચી) ઉમેર્યો છે. એટલે એકંદર ૩૦૦ શ્લોક થયા. તેનું નામ 'સંયુક્ત–પ્રશંસા' છે. મૃગાદાવના[3] શાક્ય-

૧ આ પ્રકરણને અંતે ઇત્સીંગ કહે છે કે તેણે પ્રસ્તુત પુસ્તક સાથે આ ૧૫૦ શ્લોકનું ભાષાંતર પણ મોકલ્યું હતું.

૨ એ પૈકી એક અનુકરણ કદાચ 'મમરયા–શ્લોક' હોય.

૩ Deer-Park.

દેવ[1] નામના એક પ્રખ્યાત ધર્મગુરુએ જિનના દરેક શ્લોક આગળ એકેક શ્લોક ઉમેર્યો અને પરિણામે 'દ્વિધા–સંયુક્ત–પ્રશંસા' નામે એકંદર ૪૫૦ શ્લોકોની એ કૃતિ થઇ.

જે ધાર્મિક કાવ્યો રચે છે તે બધા આને નમૂના તરીકે લે છે. બોધિસત્ત્વ નાગાર્જુને 'સુહૃલ્લેખ'[2]–સુહૃદને (મિત્રને) લખેલો પત્ર–નામનો એક પદ્યાત્મક પત્ર લખ્યો હતો; દક્ષિણ હિંદના એક મહાન દેશના જિ–ઇન–ત–ક (જેતક)[3] નામના

૧ શાકયદેવ: એની જગ્યાએ કદાચ શક્રદેવ પણ હોય, પરંતુ શાકયદેવ હોવાનો વધારે સંભવ છે.

૨ સુહૃલ્લેખ. નાગાર્જુનનું આ એક પ્રસિદ્ધ ઊનકડું કાવ્ય છે. એના ચાર ભાષાંતરો છે–એક તિબેટન અને ત્રણ ચાઇનીઝ. પ્રથમ ભાષાંતરનો સમય અચોક્કસ છે, જ્યારે ચાઇનીસ અનુવાદોનો કાળ તદ્દન નિર્ણિત છે પહેલું ભાષાંતર (ગુણવર્મન્) ઇ. સ. ૪૩૧; બીજું (સંઘવર્મન્) ઇ. સ. ૪૩૪, અને ત્રીજું–ઇત્સીંગ-કૃત–ઇ. સ. ૬૭૩, જ્યારે તે પ્રથમ તામ્રલિપ્તિ આવ્યો હતો.

૩ સો–તો–ફો–હાન–ન–જેનું બીજું (ખાનગી) નામ જિ–ઇન–ત–ક હતું–કોણ હતો તે હજુ ચોક્કસ થયું નથી. એને વિષે નીચે પ્રમાણે હકીકત મળી આવે છે:

(અ) હુએન–સાંગ એને દક્ષિણ કોસલનો રાજા કહે છે, અને નાગાર્જુન તથા એ રાજા વિષે એક દંતકથા આપે છે. એના કહેવા પ્રમાણે એ રાજાનું નામ સદ્વાહ છે.

(બ) તારાનાથ કહે છે કે એ રાજાનું નામ ઉદયન (અથવા ઉત્રયન) હતું, અને તે આન્તિવાહન પણ કહેવાતો હતો. બીજા એક પાઠ પ્રમાણે શાન્તિવાહન શબ્દ પણ છે. જ્યારે નાગાર્જુન એને નાનપણમાં મળ્યો હતો ત્યારે ઉદયન જેતક નામથી ઓળખાતો હતો.

આટલી માહિતીથી આપણે સો–તો–ફો–હાન–નને સદ્વાહન અને જિ–ઇન–ત–કને જેતક તરીકે ઓળખી શકીએ.

રાજાને જે સો–તો–કો–હાન–ન (સદ્વાહન અથવા સાતવહાન) તરીકે ઓળખાતો હતો–તેના જુના દાનપતિને એ પત્ર અર્પણ કરવામાં આવ્યો હતો. આ કૃતિની સુંદરતા આકર્ષક છે અને સત્ય માર્ગ ગ્રહણ કરવા તેના ઉપદેશ–વચનો ખરા અંતરના છે. સ્વજનથી યે ચઢીયાતી તેની અનુકમ્પા છે અને તેના પત્રનુ (લેખનું) તાત્પર્ય ખરેખર અનેકવિધ છે. તે કહે છે કે આપણે ત્રિરત્નને[1] માન આપવું જોઇએ અને તેના પર શ્રદ્ધા રાખવી જોઇએ તેમજ આપણાં માતાપિતાને મદદ કરવી જોઇએ. આપણે શીલનુ પાલન કરવું જોઇએ અને દુષ્કૃત (પાપ) કરવા જોઇએ નહિ.

માણસનુ ચારિત્ર્ય જાણ્યાં વિના તેના સંસર્ગમાં આવવું જોઇએ નહિ. ધન અને સૌંદર્યને આપણે ગંદામાં ગંદી વસ્તુ ગણવી જોઇએ. આપણા ગૃહકાર્યો આપણે સારી રીતે ચલાવવ જોઇએ, અને આ જગત નશ્વર છે એમ હંમેશા યાદ રાખવું.

૧ ત્રિરત્નઃ આ શબ્દ ઇત્સીગ પ્રસ્તુત પુસ્તકમાં વારંવાર વાપરે છે. ત્રિરત્ન તે–બુદ્ધ, ધર્મ અને સંઘ. ફયુજીરિયમા, અમિતાભ, અવલોકિતેશ્વર અને મહાસ્થામને ત્રિરત્ન ગણે છે. સુહલ્લેખમાં પહેલા બે નામો આવે છે ખરા પણ ત્રીજું નામ જણાતું નથી.

દીપવંશ–૧૧. ૩૫–માં એક શ્લોક આ પ્રમાણે છેઃ—

बुद्धो दक्खिणेय्यानं अग्गो, धम्मो अग्गो विरागीनाम्
संघो च पुञ्ञक्खेत्तग्गो, तीणि अग्गा सदेवके ॥

જોઇએ. પ્રેતો, તિર્યગ્યોનિ તથા દેવ મનુષ્ય અને નરક-પ્રેતોની સ્થિતિનું તે સવિસ્તર વિવેચન કરે છે. તે આગળ જણાવે છે કે આપણા મસ્તક પર અગ્નિની જ્વાલ ભભૂકતી હોય, તોપણ તે બુઝાવવા એક પળ પણ નકામી ગુમાવવી નહિ, પણ કાર્યકારણ શૃંખલાના સત્યોનુ ચિંતન કરતા, આપણા મોક્ષને સતત ધ્યાનમાં રાખવો.

ત્રણ પ્રજ્ઞાનુ[1] આચરણ કરવા તે આપણને બોધ આપે છે જેથી આપણે આઠ આર્ય માર્ગો[2] સ્પષ્ટ સમજી શકીએ, અને પરિપૂર્ણતાની દ્વિવિધ પ્રાપ્તિ સિદ્ધ કરવા ચાર આર્ય સત્યો[2] તે આપણને શીખવે છે. અવલોકિતેશ્વરના જેમ, આપણે મિત્ર અને શત્રુ વચ્ચે કોઇ ભેદ રાખવો ન જોઇએ બુદ્ધ અમિતાયુ ( અથવા અમિતાભ ) ની શકિતથી-જેવડે મોક્ષની ઉચ્ચતર શકિત આ જગત પર ચલાવી શકાય છે-પછી આપણે અમુત્ર સુખાવતીમાં સદાને માટે રહીશું.

હિંદુસ્તાનમાં વિદ્યાર્થીઓ પોતાના અભ્યાસક્રમની શરુઆતમાં આ પદ્યાત્મક પત્ર શીખે છે, પણ ભાવિક જનો તેમના સારા જીવનમાં તે ( પત્ર ) ને અભ્યાસના એક વિશિષ્ટ પુસ્તક તરીકે રાખે છે. ચીનમાં જેવી રીતે અવલોકિતેશ્વર વિષેના

૧ ત્રિપ્રજ્ઞા (૧) શ્રુતપ્રાપ્ત, (૨) ચિંતનપ્રાપ્ત અને (૩) ભાવના-પ્રાપ્ત (પ્રજ્ઞા)

(૨) અષ્ટ આર્ય માર્ગ તથા ચાર આર્ય સત્યો માટે જુઓ ઓલ્ડનબર્ગકૃત, બુદ્ધ પૃ ૨૨૮, ૨૪૯ તથા ૨૦૨.

સૂત્રો ( સદ્ધર્મપુણ્ડરીકમાં ૨૪ મુ પ્રકરણુ ) તથા ( સંક્ષિપ્ત -) મહાનિર્વાણુ–સૂત્ર યુવાન ધર્મગુરુઓ વાંચે છે, જેવી રીતે ' એક સહસ્ર (ચીની) અક્ષરોનો ગ્રંથ ' તથા ' વત્સલ ભક્તિ–ભાવ–ગ્રંથ ' સામાન્ય વિદ્યાર્થીઓ શીખે છે, તેવી રીતે ઉપર્યુંકત પુસ્તકનો હિંદુસ્તાનમાં ઘણી ઉત્કંઠાથી અભ્યાસ કરવામા આવે છે, અને તે સ્ટાન્ડર્ડ સાહિત્ય તરીકે લેખાય છે. જાતકમાંલા નામનુ એજ પ્રકારનુ એક બીજું પુસ્તક છે. જાતક એટલે ' પૂર્વ જન્મો ' અને માલા એટલે ' હાર '; બોધિસત્ત્વ ( પાછળથી બુદ્ધ ) ના પૂર્વ જન્મોમાં કઠિન કાર્યો સિદ્ધ કરેલા તેની કથાઓ એક માલામાં બધી ગૂંથવામાં આવી છે એવો એનો અર્થ છે. ચાઇનીસમાં એનું ભાષાંતર કરવામાં આવે તો તેના દશથી વધુ ' પીંડા ' થાય. આ જાતક કથાઓ પદ્યમાં રચવાનો ઉદ્દેશ, સામાન્ય જનતાને રુચિકર તથા વાંચકને આકર્ષક લાગે એવી મનોહર શૈલીમાં સાર્વત્રિક મોક્ષના સિદ્ધાંતનો ઉપદેશ કરવો એ છે.

સાહિત્યના અતિ શોખીન શીલાદિત્યે[1] એક વખત આ પ્રમાણે આદેશ કર્યો હતોઃ ' ત્હમે કાવ્યના શોખીન છો તો આવતી કાલે સ્હવારે ત્હમારી પોતાની થોડી કૃતિઓ મ્હને બતાવજો. '

જ્યારે તેણે બધી કૃતિઓ ભેગી કરી ત્યારે તેની ૫૦૦

૧ કનોજનો રાજા શીલાદિત્ય ઇ. સ. ૬૫૫ માં મરણ પામ્યો હતો. જુઓઃ બીલ–( Beal ) કૃત–યુએન–સાંગનુ જીવન–ચરિત્ર, પૃ. ૧૫૬.

પોથીઓ થયી હતી. તે તપાસતાં માલમ પડયું કે તેમાંની ઘણીખરી જાતક કથાઓ હતી. આ વાત પરથી આપણે એમ માનવું પડે છે કે પ્રશંસાત્મક કાવ્યો માટે જાતક–માલા સૌથી વધુ પ્રિય વિષય છે. દક્ષિણ સમુદ્રમાં દશથી વધુ દ્વીપો છે; અહિં ધર્મગુરુઓ તથા ગૃહસ્થો જાતક–માલા તથા પૂર્વોક્ત શ્લોકો[1] વાંચે છે; પણ હજુ સુધી પહેલા ગ્રંથનું ચાઈનીસમાં ભાષાંતર થયું નથી.[2] બોધિસત્ત્વ જીમૂતવાહન–જે નાગની જગ્યાએ તાબે થયો હતો–ની કથા શીલાદિત્ય રાજાએ પદ્યમાં ઉતારી હતી.[3] એ સંગીત સાથે પણ ગાવામાં આવ્યું હતું. નૃત્ય અને અભિનય સહિત વાદ્ય સાથે એનું ગાન પણ થયું હતું. એ પ્રમાણે તેણે પોતાના સમયમાં એને લોકપ્રિય બનાવ્યું હતું. પૂર્વ હિંદના વિદ્વાન, મહાસત્ત્વ ચન્દ્રે ( ચન્દ્રદાસ ? ), સુદાન તરીકે અત્યાર સુધી ઓળખાતા વિશ્વાન્તર[4] ( પી–સુ

૧ ૧૫૦ શ્લોકો ૪૦૦ શ્લોકો અને સુહલ્લેખ.

૨ ત્યાર પછી ઇ. સ. ૯૬૦–૧૧૨૭માં એનુ ભાષાંતર થયું હતું.

૩ આ, નિઃશંક, બૌદ્ધ નાટક નાગાનન્દમ્ છે. જીમૂતવાહનની કથા, કથાસરિત્સાગર–૧. ૧૭૫–મા આવે છે.

૪ બેલાશક આ વિશ્વાન્તર–જાતક–વિષયક એક કાવ્ય છે. બૌદ્ધોમાં એ અતિ સુપ્રસિદ્ધ લાગે છે, કેમકે હિંદમાં આવેલા બધા બૌદ્ધ મુસાફરો એ વિષે ઉલ્લેખ કરે છે; (૧) ફા–હીએન પોતાના પુસ્તકમા સુદાન ( = વેસ્સન્તર ) નો ઉલ્લેખ કરે છે; (૨) સુંગ–યુન આપણને કહે છે કે જ્યારે વરુષ નજીકના ધવલ હસ્તી મંદિરમાં આ રાજાના દુઃખોનું ચિત્ર બતાવવામાં આવ્યું હતું ત્યારે તેની અને તેના સાથીઓની આંખમાંથી અશ્રુ સર્યાં હતા.

–આન–ત–ર ) રાજાને અનુલક્ષી, એક કાવ્ય રચ્યું હતું. હિંદના પાંચ ભાગોમાં લોકો એ સાથે ગાન અને નર્તન કરે છે.

અશ્વઘોષે પણ સૂત્રાલઙ્કાર શાસ્ત્ર[1] તથા બીજા કેટલાક કાવ્યો રચ્યા હતા. તેણે બુદ્ધચરિત નામનું એક ( મહા – ) કાવ્ય પણ લખ્યું હતું આ મ્હોટા પુસ્તકનો ( ચાઇનીસમાં ) અનુવાદ કરવામાં આવે તો, દશ કરતાં વધુ પુસ્તકો થાય.[2] તથાગત પોતાના રાજમહેલમાં હતા ત્યારથી માંડી શાલવૃક્ષો નીચે પોતાના અંતકાળ સુધીના મુખ્ય કાર્યો તથા તેના સિદ્ધાંતોનું એમાં વર્ણન છેઃ એટલે એક કાવ્યમાં બધા બનાવો ( બુદ્ધના ) આલેખાયા છે.

૧ કુમારગ્રીવે આ પુસ્તકનું ચાઇનીમમાં ભાષાંતર કર્યું હતું– લગભગ ઇ. સ. ૪૦૫માં.

૨ બુદ્ધચરિતકાવ્યઃ આ અગત્યનું પુસ્તક પ્રોફેસર કૉવેલે ( Cowell ) પ્રકટ કર્યું હતું અને S. B. E. vol. xlix. માં એનું ભાષાંતર કર્યું હતું. આ મહાકાવ્યના તિબેટન તથા ચાઇનીમ અનુવાદો ( ૨૮ પ્રકરણો ) ઉપલબ્ધ છે. ધર્મરક્ષના ( ઇ. સ. ૪૧૪–૪૨૧ ) ચાઇનીસ ભાષાંતરનું પાછું અંગ્રેજીમાં–S B. E. vol. xix. –બીલે ( Beal ) ભાષાંતર કર્યું છે. ચાઇનીસ ભાષાંતરના પાંચ ભાગો છે, અને તેમાં આશરે ૨,૩૧૦ શ્લોકો છે; પ્રોફેસર કૉવેલના સંસ્કૃત પુસ્તકમાં આશરે ૧,૩૬૮ શ્લોક છે.

ઇત્સીંગ કહે છે કે ( ચાઇનીસમાં ) એના દશ કરતાં વધુ પુસ્તકો થશે. સામાન્ય રીતે તે ૩૦૦ શ્લોકનું એક પુસ્તક ગણે છે, એટલે આ બુદ્ધચરિત કાવ્યના ૩,૦૦૦ શ્લોકો હશે.

હિંદના પાંચે ભાગોમાં તેમજ દક્ષિણ સમુદ્રના દેશોમાં એ કાવ્ય ઘણું વંચાય કે ગવાય છે. એ કાવ્ય વાંચતા, વાંચક કદી કંટાળે નહિ અને તેના મનનું રંજન કરે એવા થોડા શબ્દોમાં તે અનેકવિધ અર્થ અને વિચાર સમજાવે છે. તે ઉપરાંત સંક્ષિપ્ત સ્વરૂપમાં બુદ્ધના ઉમદા સિદ્ધાંતો એ કાવ્યમાં છે એટલે એ વાંચવું તે પણ એક પુણ્ય કર્મ ગણાવું જોઇએ. આ સાથે સાર્ધશતક-ગાથા તથા નાગાર્જુનના સુહૃલ્લેખના (ચાઇનીસ) ભાષાંતરો હું મોકલું છું. એમ કરવામાં મ્હારો ખાસ હેતું છે. અને મ્હને પૂર્ણ વિશ્વાસ છે કે જેમને પ્રશંસા-શ્લોકો પ્રિય છે તેઓ તે વારંવાર વાંચશે અને ગાશે.

# પ્રકરણ ૩૩ મુ

## અવિહિત વંદન

વંદન કેવી રીતે કરવું તે વિષે સ્પષ્ટ નિયમો છે. હાથ-પગ સખત હલાવી, રાતદિવસ છ વખત ભક્તિ કરવી ઉચિત છે, અથવા ભિક્ષા માંગી લાવવી, ધૂતાંગો[1] પાળવા તથા આત્મસંતોષનો સિદ્ધાંત આચરવો—એ બધું કરી એક ઓરડામાં શાંત બેસવું. ફક્ત ત્રણ વસ્ત્રો (ત્રિચીવર) પહેરવા અને મોજશોખની કાંઇપણ વસ્તુ પાસે રાખવી નહિ એ જ વ્યાજબી છે. જગતના પ્રલોભનોથી દૂર ભાગી મોક્ષનું સતત ચિંતન કરવું જોઇએ. સંઘના એકજ નિયમો અને વિધિઓનું ભિન્ન ભિન્ન રીતે પાલન કરવું ઠીક નથી, તેમજ ભિક્ષુવસ્ત્રધારીએ બજાર જેવાં સ્થળોમાં સામાન્યજનોને વંદન કરવું એ ઠીક લાગે નહિ. બુદ્ધે કહ્યું છેઃ 'તમારે માત્ર બે-મંડળને વંદન કરવું; (૧) ત્રિરત્ન અને (૨) સ્થવિર ભિક્ષુઓ. કેટલાક એવા હોય છે કે જેઓ લોકો પાસે પૈસા કઢાવવા બુદ્ધની મૂર્તિ ધોરી રસ્તા પર લાવે છે. એમ કરવાથી તેઓ પૂજાના પવિત્ર પાત્રને ધૂળ અને કચરાથી મલિન કરે છે. જાણે સારા ઉદ્દેશ માટે પોતે કામ કરતા હોય એમ ખોટી રીતે (દેહદમનની નિશાનીઓ) બતાવી પોતાની આજીવિકા મેળવવાની ઇચ્છાથી કેટલાક વળી તેમનું શરીર નમાવી રાખે છે, મ્હોં વ્રણયુક્ત કરે છે, સાંધા કાપી નાંખે છે અથવા તો ચામડીને ઇજા કરે છે. હિંદુસ્તાનમાં આવા રિવાજો પ્રચલિત નથી. વધુ વખત આવા આચારોથી લોકોને ખોટે માર્ગે દોરવશો નહિ.

[1] ધૂતાંગો માટે જુઓ પ્ર. ૧૦ મું.

# પ્રકરણ ૩૪ મુ

## પશ્ચિમની શિક્ષણપદ્ધતિ

તે મહાન તપસ્વી (બુદ્ધ)ના એક વેણમાં ત્રિસહસ્ર જગતની બધી ભાષાઓનો સમાવેશ થઇ જાય છે. પંચમાર્ગ[1] પર ચાલનારાની શક્તિ પ્રમાણે સાત વિભક્તિ–પ્રત્યય તથા નવ પુરુષ–પ્રત્યય[2] શીખવવામાં આવે છે, અને એ મોક્ષનું સાધન પૂરૂં પાડે છે. કેવળ વિચારને જ અસર કરે એવો તત્ત્વસંગ્રહ છે અને દેવોનો ઈંદ્ર આ અનિર્વચનીય વિચારના શાસ્ત્રનું રક્ષણ કરે છે. એમ છતાં, જ્યારે એ સિદ્ધાંતને શબ્દોમાં સમજાવવામાં આવે છે ત્યારે ચીનની પ્રજા મૂળ સ્વરના અક્ષરમાં સમાયલો અર્થ સમજી શકે છે. ભિન્ન ભિન્ન શબ્દોમાં કહેવાનું સમજાવવાથી માનસિક બુદ્ધિબળ પ્રમાણે માણસની બુદ્ધિ વિકાસ પામે છે. એ ગુંચવણમાંથી માણસને નિશ્ચિતતા તરફ લઈ જાય છે અને (છેવટે) નિર્વાણ મેળવી આપે છે.

---

૧ પાંચ જાતિઃ દેવ, મનુષ્ય, પ્રાણી, મૃતાત્મા તથા નરકલોક.

૨ સાત વિભક્તિને વ્યાકરણશાસ્ત્રમાં સુપ્ કહે છે. હિંદી વૈયાકરણીઓ સાત જ વિભક્તિ ગણે છે અને સંબોધન–વિભક્તિનો પ્રથમામાં સમાવેશ કરે છે. નવ (પુરુષ) પ્રત્યયો તઙ્ કહેવાય છે–એનો અર્થ ક્રિયાપદના ગણમાં બધા પુરુષના પ્રત્યયો થાય છે.

પરમાર્થ સત્ય શબ્દ કે વાણીથી અતીત છે, પરંતુ સંવૃતિસત્ય શબ્દો કે વાક્યોથી સમજાવી શકાય છે.

( ઇત્સીંગનુ ટિપ્પણ ):

પરમાર્થ સત્ય તથા સંવૃતિસત્યઃ જુના ભાષાંતર કર્તાઓ બીજા શબ્દનો અર્થ દુન્યવી સત્ય કરે છે, પણ એથી મૂળ અર્થ સ્પષ્ટ સમજાતો નથી. એનો ખરો અર્થ તો એ છે કે સામાન્ય બાબતો સત્ય સ્થિતિને ઢાંકી દે છે; ઉદાહરણ તરીકે ઘટઃ વસ્તુતઃ એ માટી જ છે, પરંતુ લોકો ભૂલભરેલા અભિધાનથી એમ ધારે છે કે એ ઘટ (ઘડો) છે.[૧] અવાજની બાબતમાં, બધાં વાદ્યના સ્વરો અવાજ માત્ર છે, છતાં લોકો તેને ખોટી રીતે 'ગાયન' કહે છે. કેવળ જ્ઞાતાની બુદ્ધિ જ કામ કરે છે અને બીજો કોઇ જુદો પદાર્થ નથી. પરંતુ અવિદ્યા જ્ઞાનનુ આવરણ કરે છે, અને તેથી એક વસ્તુનુ જુદા જુદા સ્વરૂપનુ માયાવી ચિત્ર ખડું થાય છે. આમ હોવાથી પોતાનું ખરૂં જ્ઞાન શું છે તેથી માણસ અજ્ઞાત રહે છે અને એમ માને છે કે મન બહાર પદાર્થ અસ્તિત્વ ધરાવે છે. દાખલા તરીકે–વસ્તુતઃ એક રજ્જુ ( દોરડા )ને જોઇ તેને સર્પ માનવામાં આવે છે. એવી રીતે રજ્જુ પર સર્પનું ખોટું આરોપણ કરવાથી સત્ય જ્ઞાન પ્રકાશતું અટકે છે. વસ્તુના સત્ય સ્વરૂપ પર અવસ્ત્વારોપને

---

૧ સરખાવોઃ यथैकेनैव मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातं स्यात्, वाचारंभणं विकारो नामधेयं, मृत्तिकेत्येव सत्यं...छांदोग्य–उपनिषद्–ભાષાંતરકર્તા.

સંવૃતિ–આવરણ કહેવામાં આવે છે. ચાઇનીસ શબ્દ કુહ–ત્સૌ–[1] જે સમાસનો અર્થ સંવૃતિ થાય છે–ને કર્મધારય તરીકે જ ગણવો જોઇએ. આ બે સત્યોને ચેન–ટી[2] તથા કુહ–ટી[2] નામ આપણે આપી શકીએ.

પરંતુ જુના ભાષાંતરકર્તાઓએ સંસ્કૃત ભાષાના નિયમો આપણને જવલ્લે જ જણાવ્યા છે. જેમણે હમણા હમણા આપણી આગળ સૂત્રો દાખલ કર્યાં તેમણે ફક્ત સાત વિભક્તિ વિષે જ કહ્યું છે. આનુ કારણ ( વ્યાકરણનુ ) અજ્ઞાન નથી, પણ સંબોધન ( વિભક્તિ ) શીખવવી નકામી જાણી, તેઓ એ વિષે શાંત રહ્યા છે. મ્હને વિશ્વાસ છે કે અનુવાદ કરતી વખતે આપણને નડતી ઘણી મુશ્કેલીઓ સંસ્કૃત વ્યાકરણના પૂર્ણ અભ્યાસથી હવે દૂર થશે. એ આંશાથી, આ પછી આવતા ફકરાઓમાં વ્યાકરણની શરૂઆત તરીકે કેટલાક મુદ્દા હું ટુંકામાં સમજાવીશ.

( ઇત્સીંગનુ ટિપ્પણ ):

પુલો–કોન્ડોર દ્વીપમાં ( દક્ષિણમાં ) તથા સૂલિ દેશમાં ( ઉત્તરમાં ) પણ લોકો સંસ્કૃત સૂત્રોની પ્રશંસા કરે છે, તો પછી દિવ્ય ભૂમિ ( ચીન ) તથા ' સ્વર્ગીય સંગ્રહ–ગૃહ ' ( હિંદુસ્તાન ) ના લોકોએ એ ભાષાના ખરા નિયમો કેટલા વધારે શીખવા જોઇએ ? હિંદીઓએ ( ચીનના ) આ પ્રમાણે

1 અહીં ઇત્સીંગ ચાઇનીસ સમાસને સંસ્કૃત વ્યાકરણ લાગુ પાડેછે.
2 યથાર્થ સત્ય તથા સંવૃત સત્ય.

વખાણ કર્યા હતા: 'મુન્ન મઞ્જુશ્રી[1] હાલ પીંગ-ચાઉમાં છે, જ્યાં લોકો તેની હાજરીથી ઘણા ધન્ય છે. તેથી આપણે તે દેશને માન આપવું જોઇએ તથા તેના વખાણ કરવા જોઇએ વગેરે.'

તેમનો આખો હેવાલ એટલો લાંબો છે કે તે અહિં આપી શકાય એમ નથી.

વ્યાકરણ શાસ્ત્રને સંસ્કૃતમાં શબ્દવિદ્યા કહે છે. તે પાંચ વિદ્યામાંની[2] એક છે. સામાન્ય ઐહિક સાહિત્યને હિંદુસ્તાનમાં વ્યાકરણ[3] કહે છે, જેના ચીનના પાંચ કલાસીકસ ઉત્તમ ગ્રંથો જેવા સુમારે પાંચ પુસ્તકો છે.

---

૧ મઞ્જુશ્રી કુમારભૂત,-જેનું, મહાયાન ગ્રંથોની શરૂઆતમાં, ઘણુંખરું સ્તવન કરવામાં આવે છે, તેનો એક વા બીજી રીતે ચીન સાથે સંબંધ છે એ જોતાં નવાઇ લાગે છે. તે વખતે તે ચીનમાં હતો એવી દંતકથા હિંદુસ્તાનમાં પ્રચલિત હોય એમ લાગે છે. પ્રસ્તુત પુસ્તકમાં ઇત્સીંગ એનો બે વખત ઉલ્લેખ કરે છે: ૨૮મા પ્રકરણમાં તે કહે છે કે મઞ્જુશ્રી ચીનમાં રહે છે એમ લોકો કહે છે; અહિં પણ તે જણાવે છે કે તે પીંગ-ચાઉમાં રહે છે.

૨ પાંચ વિદ્યા: (૧) શબ્દવિદ્યા, (૨) શિલ્પવિદ્યા-કળા, (૩) ચિકિત્સાવિદ્યા-વૈદું, (૪) હેતુવિદ્યા-તર્ક ( Logic ), અને (૫) અધ્યાત્મવિદ્યા,-તત્ત્વચિંતન-( Philsophy )

૩ વ્યાકરણ એટલે વસ્તુતઃ Grammar. બૌદ્ધ સાહિત્યમાં વ્યાકરણના સાંકેતિક અર્થ માટે જુઓ બર્નુફ, ઉપોદ્ઘાત, પૃ. ૫૪. હ્યુએન-સાંગ કહે છે: 'બ્રાહ્મણના ગ્રંથો વ્યાકરણ કહેવાય છે. તેનો વિસ્તાર લાંબો છે અને તેમાં ૧,૦૦૦,૦૦૦ શ્લોકો છે.'

૧. સી–તાન–ચાંગ ( સિદ્ધ-લેખન )–શિખાઉ વિદ્યાર્થીઓ માટે.

આ ' સિદ્ધિરસ્તુ ' પણ કહેવાય છે એનો અર્થ 'વિજય થાઓ ' એવો થાય છે, કેમકે આ નાનકડા પુસ્તકના પહેલા વિભાગનું એજ નામ છે

તેમાં ૪૯ અક્ષરો છે જે એક બીજા સાથે જોડવામાં આવ્યા છે, અને તે અઢાર ( ૧૮ ) વિભાગમા વ્યવસ્થિત કરવામા આવ્યા છે, પદ ( વર્ણ: Syllable ) ની કુલ સંખ્યા ૧૦,૦૦૦ કરતાં વધારે છે, અથવા શ્લોકો ૩૦૦ કરતા વધુ છે. સામાન્ય રીતે દરેક શ્લોકના ચાર પાદ હોય છે, અને દરેક પાદમાં આઠ પદો હોય છે, તેથી દરેક શ્લોકમાં બત્રીશ ( ૩૨ ) પદો ( Syllable ) હોય છે.

વળી શ્લોકો લાંબા તથા ટુંકા હોય-છે, એનું અહિં સૂક્ષ્મ વર્ણન આપવું અશક્ય છે.

આ પુસ્તક બાળકો છ વર્ષના થાય ત્યારે શીખવા માંડે છે અને છ માસમાં તે સંપૂર્ણ કરે છે. મહેશ્વર–દેવે ( શિવ ) એ પ્રથમ શીખવ્યાનુ કહેવાય છે.

૨. સૂત્ર.

આખા વ્યાકરણ શાસ્ત્રનો પાયો સૂત્ર છે. અગત્યના સિદ્ધાંતો સંક્ષિપ્ત સ્વરૂપમાં સમજાવવામાં આવ્યા છે એવો અર્થ સૂત્ર શબ્દ સૂચવે છે એ ( પુસ્તક ) માં ૧,૦૦૦ શ્લોકો છે અને તે પાણિનિનો ગ્રંથ છે. પાણિનિ એક મહાન વિદ્વાન

પંડિત હતો અને એમ કહેવાય છે કે મહેશ્વર-દેવે તેને પ્રેરણા કરી હતી તથા મદદ કરી હતી. તેને ત્રણ આંખ હતીઃ આમ હાલના હિંદીઓ સામાન્ય રીતે માને છે. આઠ વર્ષના છોકરાંઓ તે શીખવાની શરૂઆત કરે છે, અને આઠ માસમાં તે આખો ગ્રંથ કંઠસ્થ કરી દે છે.

૩. ધાતુ-ગ્રંથ.

એમાં ૧,૦૦૦ શ્લોકો છે અને ખાસ કરીને તેમાં ધાતુઓ ( Roots ) આપવામાં આવ્યા છે. તે ઉપરના જેટલું જ ઉપયોગી પુસ્તક છે.

૪. ત્રિ-ખિલ.

ખિલનો અર્થ 'વેરાન પ્રદેશ' થાય છે. એને એમ કહેવાનું કારણ એ છે કે ( વ્યાકરણના ) આ ભાગને ખેડુત પોતાનું ક્ષેત્ર જે રીતે ખેતી માટે તૈયાર કરે છે તે રીત સાથે સરખાવી શકાય. એને આપણે વેરાન પ્રદેશના ત્રણ ભાગો પરનો ગ્રંથ કહી શકીએઃ (૧) અષ્ટ ધાતુમાં ૧,૦૦૦ શ્લોકો છે; (૨) મણ્ડ અથવા મુણ્ડમાં[1] ૧,૦૦૦ શ્લોકો છે; (૩) ઉણાદિમાં[2] પણ ૧,૦૦૦ શ્લોકો છે.

૧. અષ્ટધાતુઃ એમાં સાત વિભક્તિ ( સુપ્ ), દશ લકાર[3]

---

૧ મણ્ડ અથવા મુણ્ડ શું છે તે હજી નક્કી કરી શકાયું નથી. એ મણ્ડૂકી શિક્ષા હશે ?

૨ ઉણાદિ સૂત્રમાં ૨૫૦૦ શ્લોકો છે એમ હ્યુએન-સાંગ કહે છે.

૩ દશ લકારઃ લટ્, લન્, લિટ્, લિન્, લુટ્, લુઙ્, લૃટ્, લૃઙ્, લેટ્ અને લોટ્. આ જુદા જુદા કાળ ( Tenses ) ના નામો છે.

અને અષ્ટાદશ (૧૮) પુરૂષ-પ્રત્યયો (નિ૬, ૨×૯=૧૮) આપવામાં આવ્યા છે.

ક. સાત વિભક્તિઓ.[1]

દરેક નામને સાત વિભકિત હોય છે, અને દરેક વિભકિતને ત્રણ વચન ( Number ) હોય છે: એક વચન, દ્વિવચન, અને બહુવચન. એ પ્રમાણે દરેક નામના એકંદર એકવીશ (૨૧) રૂપો ( ૩×૭ ) થાય છે. ઉદાહરણ તરીકે પુરુષ શબ્દ લો. જો એક માણસ હોય તો 'પુરુષઃ', બે હોય તો 'પુરુષૌ' અને ત્રણ ( કે વધુ ) હોય તો 'પુરુષાઃ' રૂપ થાય. નામના આ રૂપોના વળી બે ભાગો પાડવામાં આવે છે ભારે અને હલકા ( સ્વરિત અને અ-સ્વરિત ), અથવા પહોળા ( વિવૃત ) સ્વરથી ઉચ્ચારાતા અને સાંકડા ( સંવૃત ) સ્વરથી ઉચ્ચારાતા. સાત વિભકિત ઉપરાંત એક આઠમી પણ છે જેને સંબોધન વિભકિત ( આમન્ત્રિત ) કહેવામાં આવે છે. જેમ પ્રથમા વિભકિતના ત્રણ વચનો છે તેમ બાકીની ( સાત ) વિભકિતના પણ છે, જેના રૂપો વિસ્તારભયથી અહિં છોડી દેવામાં આવ્યા છે. નામ 'સુબન્ત' કહેવાય છે અને તેના વિભકિતયુકત ચોવીશ (૨૪) રૂપો (૩×૮) થાય છે.

---

[1] કાશ્યપ નીચે પ્રમાણે આઠ નામો આપે છે

| | | |
|---|---|---|
| (૧) નિર્દેશ | (૪) સંપ્રદદિક-દત્તિક | (૭) સન્નિધાન |
| (૨) ઉપદેશણ | (૫) અપાદત્તિઃ (?) | (૮) આમન્ત્રણ |
| (૩) કર્તૃકરણ | (૬) સ્વામિભાવાદિ. (?) | |

ખ. દશ લકાર.

લયુક્ત દશ નિશાનીઓ કાળ ( Tense ) નિર્દેશ માટે છે. ક્રિયાપદનુ રૂપ બનાવતા, ત્રણ કાળ–વર્તમાન, ભૂત અને ભવિષ્ય–દર્શાવાય છે.

ગ. અષ્ટાદશ (૧૮) તિનૂ.

' આ ' અને ' તે ' ( આત્મનેપદ અને પરસ્મૈપદ ) ની ભિન્નતા દર્શાવતા, પહેલા, બીજા અને ત્રીજા પુરુષ[૧] (Person) ના આ રૂપો છે ( ક્રિયાપદના ત્રણે વચનોના ). એ પ્રમાણે દરેક ક્રિયાપદના ( એક કાળમાં ) જુદા જુદા અઢાર (૧૮) રૂપો થાય છે જે ' તિનન્ત ' કહેવાય છે.

૨. મણ્ડ ( અથવા મુણ્ડ )–વેન્ચા.

એમાં (ધાતુ અને પ્રત્યય કે પ્રત્યયો) સંયોજિત કરવાથી બનતા શબ્દો આપેલા છે. દાખલા તરીકે, ઝાડ માટે સંસ્કૃતમાં ઘણા શબ્દો છે, જે પૈકી એક વૃક્ષ[૨] છે. એવી રીતે એક વસ્તુ કે પદાર્થ માટેનું નામ, સૂત્રના નિયમો–જેનો વીશથી વધુ શ્લોકોમાં સમાવેશ થાય છે–પ્રમાણે પદો યુક્ત કરવાથી બને છે.[૨]

૩. ઉણાદિ.[૩]

ઉપર્યુક્ત મણ્ડના જેવું જ આ પુસ્તક છે. એમાં ફક્ત

૧ પ્રથમ, મધ્યમ અને ઉત્તમ.

૨ વૃક્ષ, એ ઉણાદિ શબ્દ છે અને તે વ્રશ્ચ અને મે તથા કિત્ પ્રત્યયથી સાધિત થાય છે.

૩ ઉણાદિ: ઉથી શરૂ થતાં મુખ્ય પ્રત્યયોનો વર્ગ.

એટલો તફાવત છે કે પહેલામાં જે સવિસ્તર સમજાવ્યું હોય તે આમાં સંક્ષિપ્ત હોય છે અને એથી ઉલટું.

છોકરાની દશ વર્ષની ઉંમર થાય ત્યારે આ (ત્રણ ખિલનુ) પુસ્તક તેઓ શીખવા માંડે છે અને ત્રણ વર્ષના ખંતપૂર્વક અભ્યાસથી તે પુરેપુરૂં સમજાય છે.

૫. વૃત્તિ–સૂત્ર (કાશિકાવૃત્તિ)

આ પાણિનિના સૂત્ર પર ભાષ્ય છે. અગાઉ એના પર ઘણી ટીકાઓ લખાઇ હતી અને તેમાંની આ સર્વોત્તમ છે.

એ પ્રથમ (મૂળ) સૂત્ર આપે છે અને તેના અનેક અર્થ સૂક્ષ્મતાથી સમજાવે છે. એમાં એકંદર ૧૮૦૦૦ શ્લોકો છે. સૂત્રમાં આવતી દરેક વસ્તુના નિયમો, તેમજ દેવ અને મનુષ્યના કાનૂનો તે સ્પષ્ટ રીતે સમજાવે છે. પંદર વર્ષના છોકરા આ વૃત્તિનો અભ્યાસ શરૂ કરે છે અને પાંચ વર્ષ પછી તે સમાપ્ત કરે છે.

ચીનથી હિંદમાં અભ્યાસ કરવા આવનારે પ્રથમ આ (વ્યાકરણ–) વૃત્તિ શીખવી પડે છે, અને પછી બીજા વિષયો; નહિં તો તેની મહેનત બરબાદ જાય છે. આ બધા ગ્રંથો કંઠસ્થ કરવા જોઇએ, પરંતુ આ નિયમ સામાન્ય રીતે તીવ્ર બુદ્ધિના માણસોને જ લાગુ પડે છે. સામાન્ય કે અલ્પશક્તિ (બુદ્ધિ)ના માણસો માટે તેમની ઇચ્છા પ્રમાણે જુદી પદ્ધતિ અખત્યાર કરવામાં આવે છે. રાતદિન, એક પણ પળ આળસમાં ગુમાવ્યા વિના, તેમણે અભ્યાસ કરવો જોઇએ. કુંગ–પિતા (કૉન્ફ્યુ-

શીઅસ )નું અનુકરણ કરવું જોઇએ, જેના અવિરત વાંચનથી યી–કીંગ[1] ( પુસ્તક )નું ચામડાનું બાંધણ પણ ત્રણ વખત ઘસાઇ ગયું હતું, અથવા સુઇ–શીહનું અનુકરણ કરવું જોઇએ, જે એક પુસ્તક સો વખત વાંચી જતો. ઘણા ઓછા માણસો હુશિઆર હોય છે. ઉપર્યુક્ત ગ્રંથો શીખવાની મહેનત કે ગુણ મીંગ–કીંગ ( ની કક્ષા તરફ ) જવાની મહેનત તુલ્ય છે.

આ વૃત્તિ–સૂત્ર વિદ્વાન જયાદિત્યની[2] કૃતિ છે. તે અતિ પ્રતિભાશાળી હતો અને તેની વિદ્વત્તા ચમત્કારિક હતી. તેની ગ્રાહ્ય શક્તિ એવી અજબ હતી કે એક જ વખત શીખવવામાં આવેલી વાત તે તરત સમજી જતો. ત્રિરત્નને તે આદર આપતો અને સતત સત્કર્મો આચરતો. તેનુ મૃત્યુ[3] થયાને આ ત્રીશ વર્ષ વહી ગયા છે. આ વૃત્તિ શીખી રહ્યા પછી વિદ્યાર્થીઓ ગદ્ય તથા પદ્યના પુસ્તકો શરૂ કરે છે, અને પછી હેતુવિદ્યા

૧ ચાઇનીસ ચરિત્રલેખક સ્સૂ–મા–ચીએન કહે છે કે જ્યારે કૅન્ફ્યુશીઅસ યી–કીંગ વાચતો હતો ત્યારે એ પુસ્તકનું ચામડાનુ બાંધણ ત્રણ વખત તૂટી ગયું હતું. જુઓ–S. B. E. vol. xvi, ઉપોદ્ઘાત, પૃ ૧.

૨ જયાદિત્ય–કાશિકાવૃત્તિના વામનનો સહલેખક.

૩ જયાદિત્યનુ મૃત્યુ ઇ. સ. ૬૬૧–૬૬૨ માં થયલું હોવું જોઇએ, કેમકે ઇત્સીંગના લખાણનો સમય ઇ. સ. ૬૯૧ ના અગીઆરમા માસ અને ઇ. સ. ૬૯૨ ના પાંચમા માસની વચ્ચે હોવો જોઇએ. પ્રોફેસર મેકસમુલરે એના મૃત્યુનો નિર્ણિત કરેલો કાળ ઇ. સ ૬૬૦ આની તદ્દન નજીક જ છે.

( Logic ) તથા અભિધર્મકોશ ( Metaphysics ) વાંચવા માંડે છે.

ન્યાયદ્વારતર્કશાસ્ત્ર[1] શીખી તેઓ સત્ય અનુમાનો ખેંચે છે, જાતકમાલાના અભ્યાસથી તેમની સમજશક્તિ વધે છે. એ પ્રમાણે ગુરુ પાસે શીખવામાં અને બીજાને શીખવવામાં, સામાન્ય રીતે મધ્યહિંદમાં નાલન્દ–વિહારમાં કે પશ્ચિમહિંદમાં વલભી (વલા) માં, તેઓ બે ત્રણ વર્ષ ગાળે છે. આ બે સ્થળે ચીનના ચીન–મા, શીહ–ચ્યુ, લુંગ–મેન તથા ચ્યુ–લી[2] જેવા છે. ત્યાં પ્રખ્યાત અને નિપુણ માણસો સંખ્યાબંધ ભેગા થાય છે, શકય અને અશકય સિદ્ધાંતોની તેઓ ચર્ચા કરે છે, અને છેવટે પોતાના મતોની ઉત્તમતા વિષે વિદ્વાનોનું પ્રમાણપત્ર મળતાં પોતાના જ્ઞાન માટે પ્રખ્યાતિ પામે છે. પોતાના બુદ્ધિબળની કસોટી કરવા તેઓ રાજસભા સમક્ષ પોતાની શકિતનું તીક્ષ્ણ અસ્ત્ર બતાવવા જાય છે; ત્યાં તેઓ તેમની યુકિતઓ દર્શાવે છે અને રાજ્યકારભારમાં જગ્યા મેળવવા તેમનું રાજદ્વારી કૌશલ્ય ત્યાં દાખવે છે. જ્યારે તેઓ વિવાદ–ગૃહમાં જાય છે ત્યારે તેઓ તેમની ‘બેઠક વધારે છે’[3] અને તેમની અદ્ભુત પટુતા સાબીત કરવા મથે છે.

---

૧ આ ગ્રંથ તર્કશાસ્ત્રનો પ્રવેશક છે. એનો કર્તા નાગાર્જુન છે અને ઇત્સીંગે ચાઇનીઝમાં એનો અનુવાદ કર્યો હતો–(ઇ સ. ૭૧૧).

૨ આ ચાર સ્થળો ચીનમાં વિદ્યાના કેન્દ્ર છે.

૩ અર્થ સ્પષ્ટ નથી. કાશ્યપ કહે છે કે જ્યારે પ્રતિપક્ષી વિવાદમાં પરાજિત થાય છે ત્યારે વિજેતા તેની બેઠક લઇ લે છે અને તે ( બેઠક ) પોતાના આસનમાં ઉમેરે છે.

જ્યારે તેઓ પાખંડી સિદ્ધાંતોનું ખંડન કરે છે ત્યારે તેમના બધા પ્રતિપક્ષીઓ મૂક બની જાય છે, અને પોતાનો પરાજય સ્વીકારે છે. હવે તેમની કીર્તિનો ઘોષ ( હિંદના ) પાંચે પર્વતો પર જાય છે, અને તેમની ખ્યાતિ જાણે ચારે સીમા પર ઉભરાઇ જાય છે. તેમને જાગીર મળે છે, અને તેમને ઉંચી પદ્ધી પર ચઢાવવામાં આવે છે. તેમના સુપ્રસિદ્ધ નામો, પારિતોષક તરીકે ઉંચા દરવાજા પર ધવલાક્ષરમાં લખવામા આવે છે.

૬. ચૂર્ણી.

વૃત્તિ–સૂત્ર પર ૨૪,૦૦૦ શ્લોકનું ચૂર્ણી નામનું ભાષ્ય છે.

વિદ્વાન પતઞ્જલિની તે કૃતિ છે. એમાં પણ આગલા સૂત્રો ( પાણિનિના ) ટાંકવામાં આવે છે, પછી કઠિન મુદ્દાઓ સમજાવવામાં આવે છે અને તદંતર્ગત સિદ્ધાંતોનું પૃથક્કરણ કરવામાં આવે છે. ઘણી મૂશ્કેલીઓ સ્પષ્ટ કરી તે વૃત્તિ–સૂત્ર સમજાવે છે.[1]

વિદ્વાન પંડિતો ત્રણ વર્ષમાં એ ( ગ્રંથ ) શીખી જાય છે.

---

૧ અહિ ઇત્સીગ ચૂર્ણી ( શબ્દ )નો અર્થ સ્પષ્ટ કરતો જણાય છે ચૂર્ણી એટલે 'દળવુ'–'ચૂરો કરવો', અને પતઞ્જલિ–ભાષ્યના નામ તરીકે એ શબ્દ યોજાયો છે. નિઃશંક,પતઞ્જલિના મહાભાષ્યને અનુલક્ષી એ શબ્દ વપરાયો છે. પ્રોફેસર મેક્સમુલર જણાવે છે કે પતઞ્જલિ ચૂર્ણીકૃત કે ચૂર્ણીકાર (ચૂર્ણીનો કર્તા–લેખક) કહેવાય છે.

એ શીખવાની મહેનત કે બદલો ચીનમાં ચુન–ચાઉ અને યી–કીંગ શીખવા તુલ્ય છે.

૭. ભર્તૃહરિ–શાસ્ત્ર.

હવે ભર્તૃહરિ–શાસ્ત્ર આવે છે. એ (આગલા ગ્રંથ) ચૂર્ણિ પર ભાષ્ય છે, અને તે ભર્તૃહરિ નામના એક મહાન વિદ્વાનનો ગ્રંથ છે. તેમાં ૨૫,૦૦૦ શ્લોકો છે. માનવ–જીવન તથા વ્યાકરણ–શાસ્ત્રના સિદ્ધાંતો એમાં સંપૂર્ણ રીતે ચર્ચવામાં આવ્યા છે. વળી એમાં અનેક કુટુંબોની ચડતી અને પડતીના કારણો આપવામાં આવ્યા છે. લેખક વિદ્યામાત્ર સિદ્ધાંતથી પૂર્ણ પરિચિત હતો, અને તેણે હેતુ તથા ઉદાહરણ (તર્કશાસ્ત્રના)–ની કૌશલ્યપૂર્ણ ચર્ચા કરી છે. હિંદના પાંચે ભાગોમાં આ વિદ્વાન લેખક ઘણો પંકાયો હતો, અને તેના ઉત્તમ ગુણો સર્વત્ર જાણીતા હતા. ત્રિરત્ન પર તેને સંપૂર્ણ શ્રદ્ધા હતી અને 'દ્વિવિધ શૂન્ય '[1] પર તે ખંતથી ચિંતન કરતો. ઉત્તમ શાસન અંગીકાર કરવાની ઈચ્છા થયા બાદ તે ઘરબાર વિનાનો ધર્મગુરુ થયો, પરંતુ લૌકિકપણાથી અભિભૂત બની તે પાછો સંસારમાં પડયો. એવી રીતે તેણે સાત વખત ઘર ત્યજ્યું અને સાત વખત પાછો ગૃહસ્થ બન્યો. કાર્યકારણની સત્યતા જો કોઇ સારી રીતે માનતું ન હોય તો તેના જેવા પરિશ્રમથી કોઇ વર્તી શકે નહિ. પોતાની જાતને નિંદતા તેણે નીચેના શ્લોકો રચ્યા હતાઃ[2]

---

૧ ' આત્મા અને ધર્મ ઉભય કેવળ ખાલી દેખાવ છે. '

૨ અનુવાદ ગદ્યમાં જ છે–ભાષાંતરકર્તા.

જગતની રોહક્તાથી હું પાછો સંસારમાં ભળ્યો.
ઐહિક આનંદ મુકત હોવાથી હું પુનઃ 'પાદરી' બન્યો.
હું જાણે બાળક હોઉંની એમ મ્હારી જોડે
આ બે ભાવો કેવી ક્રીડા કરે છે?

ધર્મપાલનો તે સમકાલીન હતો. એક વખત વિહારમાં ધર્મગુરુ તરીકે તે રહેતો હતો ત્યારે લોકૈષણાથી સંતપ્ત બની, ફરી ગૃહસ્થાશ્રમ સ્વીકારવાની તેની ઇચ્છા થઇ. છતાં તે અડગ રહ્યો, અને વિહારની બહાર એક ગાડી (વાહન) લાવવા તેણે એક શિષ્યને કહ્યું. એમ કરવાનું કારણ પૂછતાં તેણે ઉત્તર આપ્યોઃ 'સત્કર્મોનું આચરણ કરવાનું આ સ્થળ છે, અને જેઓ શીલ (નૈતિક નિયમો)નું પાલન કરી શકે તેમને રહેવા માટે વિહાર હોય છે. પણ મ્હારામાં તો રાગ પ્રધાનપણે રહે છે અને તેથી આ ઉત્તમ નિયમોને વળગી રહેવા હું અશક્તિમાન છું. જુદી જુદી દિશામાંથી આવેલા ધર્મગુરુના મંડળમાં મ્હારા જેવા માણસે પ્રવેશ કરવો જોઇએ નહિ.'

પછી તે ઉપાસકના વર્ગમાં પાછો ફર્યો, અને સફેદ વસ્ત્ર પહેરી હજુ વિહારમાં રહી સદ્ધર્મને આગળ ધપાવવાનું તથા ઉન્નત કરવાનું કામ તેણે ચાલુ રાખ્યું. તેનુ મૃત્યુ થયાને ચાળીશ (૪૦) વર્ષ થયા છે.[૧]

૮. વાકય–પદીય.

આ ઉપરાંત વાકય–પદીય નામનો ૭૦૦ શ્લોકનો એક

૧ મૃત્યુઃ ઇ. સ. ૬૫૧–૬૫૨.

ગ્રંથ છે. તેની ટીકા ૭,૦૦૦ શ્લોકની છે. આ પણ ભર્તૃહરિની જ કૃતિ છે. અનુમાન તથા આનુમાનિક દલીલ પર એ (પુસ્તક) નિબંધરૂપ છે.

૯. 'પેન'.

વળી એક 'પેન' (સંસ્કૃત બેડા અથવા વેડા ?[1]) નામનો ગ્રંથ છે. એમાં ૩,૦૦૦ શ્લોક છે. અને એની વૃત્તિ ૧૪,૦૦૦ શ્લોકની છે. શ્લોકોનો કર્તા ભર્તૃહરિ છે, અને વૃત્તિ ધર્મપાલે લખી કહેવાય છે. આ ગ્રંથ સ્વર્ગ અને પૃથ્વીના ગૂઢ રહસ્યો ઉકેલે છે તથા માનવી સિદ્ધાંતોની તાત્ત્વિક સુંદરતા ચર્ચે છે. જે માણસનો અભ્યાસ આ પુસ્તક સુધી પહોંચ્યો હોય તેણે વ્યાકરણ શાસ્ત્ર પર સંપૂર્ણ કાબુ મેળવ્યો કહેવાય છે. ચીનના નવ શિષ્ટ ગ્રંથો તથા બીજા બધા લેખકોનો અભ્યાસ કરનાર માણસ સાથે એવા માણસની તુલના આપણે કરી શકીએ. ઉપરના બધા પુસ્તકોનો અભ્યાસ ધર્મગુરુઓ તથા ગૃહસ્થો કરે છે, નહિ તર બહુશ્રુતતાની ખ્યાતિ તેમને મળી શકતી નથી.

---

૧ એમ. કે. ભાણ્ડારકરની હસ્તલિખિત પુસ્તકોની યાદીમા (ડેક્કન કૉલેજમાં) 'બેડા-વૃત્તિ' નામનો ગ્રંથ મળી આવે છે.

'બેડા અને વેડા એકજ છે અને એનો અર્થ નૌકા જેવો થાય છે. સંસ્કૃત ગ્રંથોનાં આવાં નામો સામાન્ય હોય છે. 'જન્મામ્બોધિ' નીચે 'બેડા-વૃત્તિ' નામનો ગ્રંથ Aufrecht નો Catalogus Catalogorum માં નિર્દિષ્ટ કરવામાં આવ્યો છે. હું ધારું છું કે 'પે-ન' તે બેડા-વૃત્તિ હોવી જોઈએ' (બ્યુલર)

એ ઉપરાંત ધર્મગુરુઓ સર્વ વિનયગ્રંથો શીખે છે અને સૂત્રો તેમજ શાસ્ત્રો પણ તપાસે છે. મેદાનમાં પશુઓને હાંકે તેમ તેઓ પાખંડીઓ સામે વિરોધ કરે છે, અને જેમ ઉકળતું પાણી હિમને પીગળાવી દે છે તેમ તેઓ વાદવિવાદ ઉડાવી દે છે. એ રીતે તેઓ આખા જમ્બુદ્વીપમાં સુપ્રસિદ્ધિ થાય છે. દેવો અને મનુષ્યો તરફથી તેઓ વધુ આદર પામે છે અને બુદ્ધની સેવા કરતા તથા તેના સિદ્ધાંતનો પ્રચાર કરતા તેઓ બધા મનુષ્યોને ( નિર્વાણ તરફ ) દોરે છે. દરેક યુગમાં આવા એક બે માણસો પેદા થાય છે. એમને દિવાકર તથા હિમાંશુ સાથે સરખાવી શકાય, અથવા એમને નાગ અને માતઙ્ગ[1] ગણવા જોઇએ. અગાઉ નાગાર્જુન દેવ તથા અશ્વઘોષ થઇ ગયા; મધ્ય કાળમાં વસુબન્ધુ, અસઙ્ગ, સઙ્ઘભદ્ર તથા ભવવિવેક, હમણા જિન, ધર્મપાલ, ધર્મકીર્તિ, શીલભદ્ર સિંહચંદ્ર, સ્થિરમિત, ગુણમતિ, પ્રજ્ઞાગુપ્ત ( મતિપાલ નહિ ), ગુણપ્રભ અને જિનપ્રભ ( અથવા પરમપ્રભ ).

આ મહાન આચાર્યોમાંથી કોઇમાં પણ ઉપર્યુક્ત ઐહિક વા ધાર્મિક સદ્ગુણોની ઊણપ ન હતી. લોભરહિત તથા આત્મ સંતુષ્ટ બની તેઓ અપ્રતિમ જીવન ગાળતા. પાખંડીઓમાં કે બીજી પ્રજામાં આવા ચારિત્ર્યશીલ પુરુષો ભાગ્યેજ થાય છે.)

૧ કાશ્યપ કહે છે કે 'નાગ અને માતઙ્ગ' નહિ પણ ફક્ત 'નાગ', કેમકે સર્વોત્તમ હાથી 'નાગ' કહેવાય છે. એનું કહેવુ ખરૂં લાગે છે, પાલિમાં પણ-' एत नागा महात्मा ' છે ( પ્રમન્તપામાદિકા - પૃ. ૩૧૩ ).

( ઇત્સીંગનું ટિપ્પણ ):

' હિંદના દશ ભદન્તો ( પુણ્યાત્મા-) નું જીવનચરિત્ર ' નામના પુસ્તકમાં તેમના જીવન સવિસ્તર વર્ણવામાં આવ્યા છે

ધર્મકીર્તિએ ( જિન પછી ) તર્કશાસ્ત્રમાં વધુ સુધાર કર્યો; વિનય પિટકનો અભ્યાસ જિનપ્રભે બીજી વખત લોકપ્રિય બનાવ્યો; ગુણમતિએ ધ્યાન સંપ્રદાય (School) તરફ પોતાને પરોવ્યો, અને પ્રજ્ઞાગુપ્તે સર્વ વિરોધી મતોનુ ખંડન કરી ખરો સિદ્ધાંત સંપૂર્ણ રીતે સમજાવ્યો. જેમ વિશાળ અને અગાધ મહાસાગરમાં—જ્યાં ફક્ત મગરમચ્છો રહી શકે છે—અમૂલ્ય રત્નો તેમના સુશોભિત રંગો પ્રકટાવે છે; અને જેમ ગગન-ચુંબી ગન્ધમાદન પર ઔષધિઓ ઉત્તમ ગુણો ભરે છે, તેમ વિશાળ અને બહુગ્રાહી બૌદ્ધ ધર્મ માનનારાઓમાં દરેક પ્રકારના ઉત્તમ માણસો જોવામાં આવે છે. આ માણસો, ગમે તે વિષય પર ત્યાં ને ત્યાં તત્ક્ષણ પુસ્તક લખી શકતા. તેમને " ચૌદ ( ૧૪ ) પગલા "[૧] ની શી જરૂર હતી ? માત્ર એક

૧. ઘણું કરીને નીચેની વાતના સંબંધમાં આ જણાય છે ત્સો–ચીને તેના ભાઇ વેન-ટીએ સાત પગલા ભરવાના સમયમા એક ચાઇનીસ કવિતા રચવા ફરમાવ્યું હતું; તેણે તે પ્રમાણે કરી બતાવ્યું હતું.

હિંદીઓ તત્ક્ષણ શ્લોકો બનાવી શકે છે–તેમને સાત પગલા ભરવા જેટલો-વખતે નથી જોઇતો. પણ ઇત્સીંગ 'ચૌદ (૧૪) પગલા' શા માટે કહે છે ?

વખત સાભળી, એવા માણસો બે ' ગ્રંથો '[1] પણ કંઠસ્થ કરી શકતા, તો પછી એક પુસ્તક સો વખત[2] વાંચવાની એમને કયાંથી જરૂર હોય ?

( ઇત્સીંગનું ટિપ્પણ ):

એક પાખંડીએ ૬૦૦ શ્લોકો રચી, ધર્મપાલ સાથે વાદ-વિવાદ ચલાવ્યો હતો; પરિષદ્ સમક્ષ એક જ વખત પ્રતિપક્ષીના શ્લોકો સાંભળી ધર્મપાલ તેનો અર્થ સમજ્યો હતો અને તે યાદ રાખ્યા હતા.'

હિંદુસ્તાનના પાંચે ભાગોમાં બ્રાહ્મણોને સૌથી વધુ પૂજનીય ( વર્ણ ) ગણવામાં આવે છે. જ્યારે તેઓ એક જગ્યાએ એકત્ર થાય છે ત્યારે તેઓ બીજા ત્રણ વર્ણોના સંસર્ગમાં આવતા નથી અને સંકર વર્ગના માણસોને તો એથીયે ઓછો સંસર્ગ એમની સાથે હોય છે. ચાર વેદો—જેમાં ૧૦૦,૦૦૦ શ્લોકો છે—ને તેઓ ધર્મશાસ્ત્ર તરીકે માને છે. અત્યાર સુધી ચાઈનીસ અક્ષરોમા વેદને ખોટી રીતે વેઇ–ટો તરીકે ઉતારવામાં આવ્યો હતો; એ શબ્દનો અર્થ ' સ્પષ્ટ સમજશકિત ' અથવા ' જ્ઞાન ' છે. આ વેદો કાગળ કે પત્ર ( પાંદડાં ) પર લખવામાં આવ્યા નથી પણ તે પરમ્પરાગત કંઠસ્થ, રાખવામાં આવ્યા છે.

૧ બે ગ્રંથો = ૬૦૦ શ્લોકો. સામાન્ય રીતે ઇત્સીંગ એક પુસ્તક એટલે ૩૦૦ શ્લોકો ગણે છે.

૨ જુઓ પૃષ્ઠ ૩૨૮.

દરેક પેઢીમાં ૧૦૦,૦૦૦ શ્લોકો મ્હોડે રાખી શકે એવા બુદ્ધિશાળી બ્રાહ્મણો થાય છે. અતિ નિપુણ થવા માટે હિંદુસ્તાનમાં બે જુના રસ્તા છે. પ્રથમ તો વારંવાર એક વાત કંઠસ્થ કરવાથી બુદ્ધિ વિકાસ પામે છે, અને બીજું અક્ષરો આપણા વિચારો ચોક્કસ જણાવે છે. એ પ્રમાણે દશ દિવસ કે એક માસની ટેવથી વિદ્યાર્થીને પોતાના વિચારો ફુવારાના જેમ ઉછળતા લાગે છે, અને પોતે એક જ વખત જે જે સાંભળ્યું હોય તે તે યાદ રાખી શકે છે. આ કાંઇ કલ્પિત વાત નથી, કેમકે એવા માણસોને હું જાતે મળ્યો છું.

પૂર્વ હિંદમાં ચંદ્ર ( ચંદ્રદાસ ) નામનો, અતિ બુદ્ધિવાન, બોધિસત્ત્વ જેવો એક મહાસત્ત્વ રહેતો હતો. જ્યારે હું ત્યાં ગયો હતો ત્યારે આ માણસ હયાત હતો. એક દિવસ એક જણે તેણે તેને પૂછ્યું: 'મોહ અને વિષ એ બેમાંથી વધુ હાનિકારક શું ?' તરત જ તેણે જવાબ આપ્યો: 'બે વચ્ચે ખરેખર મ્હોટો તફાવત છે, વિષ તો ખાવામાં આવે ત્યારે જ નુકશાન કરે છે, પણ મોહ તો તેનો વિચાર કરતાં જ બુદ્ધિ નષ્ટ કરે છે.'

કાશ્યપ-માતંગ[1] અને ધર્મરક્ષે[1] પૂર્વની પાટનગરી લો ( હોનન-ફુ ) માં સારી વાતોનો ઉપદેશ કર્યો; પરમાર્થની[2]

૧ ચીન જનારા આ બે પ્રથમ હિંદી બૌદ્ધો હતા; તેઓ ઇ. સ. ૬૭ માં ચીન ગયા હતા અને કેટલાક સૂત્રોનું તેમણે ભાષાંતર કર્યું હતું.

૨ પરમાર્થ ઇ. સ. ૫૪૮ માં ચીન ગયો હતો; તેણે ૩૧ ગ્રંથોનું ભાષાંતર કર્યું હતું.

ખ્યાતિ દક્ષિણ સાગરમાં ( નાનકીંગ ) પણ પહોંચી. અને માનનીય કુમારજીવે[1] પરદેશને ( ચીન ) ગુણાન્વિત નમૂનો આપ્યો. ત્યાર પછી ભદન્ત હુએન-સાંગે પોતાના જ દેશમાં ગુરુ તરીકે ઉપદેશ આપ્યો. એ પ્રમાણે ભૂતકાળમાં તથા હમણા આચાર્યોએ બૌદ્ધ ધર્મનો પ્રકાશ ચોમેર ફેલાવ્યો છે.

સત્ અને અસત્[2] સિદ્ધાંતો શીખનારને ત્રિપિટક જ ગુરુની ગરજ સારશે, જ્યારે ધ્યાન અને પ્રજ્ઞાનું આચરણ કરનારને સાત બોધિ-અંગો[3] માર્ગદર્શક બનશે.

હેમણા પશ્ચિમમાં રહેતા ( અતિ પ્રસિદ્ધ ) આચાર્યો આટલા છેઃ જ્ઞાનચંદ્ર તિલઢ[4]-વિહારમાં ( મગધમાં ) રહે છે; નાલન્દ-વિહારમાં રત્નસિંહ; પૂર્વ હિંદમાં દિવાકરમિત્ર[5]; અને છેક દક્ષિણ પરગણામાં તથાગતગર્ભ. દક્ષિણ સમુદ્રના

૧ કુમારજીવ ઈ. સ. ૪૦૧ માં ચીન ગયો હતો અને તેણે ૫૦ સંસ્કૃત ગ્રંથોનો ચાઈનીસમાં અનુવાદ કર્યો હતો.

૨ Existence and Non-existence.

૩ (૧) સ્મરણ, (૨) અન્વેષણ, (૩) શક્તિ, (૪) આનંદ, (૫) શાંતિ, (૬) ચિંતન અને (૭) સમત્વ.

૪ હુએન-સાંગ જેને તિલઢક કહે છે તે તિલઢ-વિહાર. આ વિહાર નાલન્દથી બે યોજન દૂર છે એમ ઇત્સીંગ તેના બીજા પુસ્તકમાં –'જીવનચરિત્રો'–જણાવે છે. હાલનું તિલ્લાર, નાલન્દની પશ્ચિમે છે. સરખાવોઃ

'હિંદની પુરાતન ભૂગોળ'–કનીંગહામ પુ. ૧, પૃ. ૪૫૧.

૫ હર્ષચરિતમાં બૌદ્ધ ભદન્ત તરીકે એક દિવાકરમિત્ર આવે છે.

શ્રીભોજમાં શાક્યકીર્તિ રહે છે, જે નવું નવું શીખવા હિંદના પાંચે ભાગોમાં ફર્યો હતો અને જે હમણા શ્રીભોજ (સુમાત્રામાં) રહે છે. ઋષિઓને પગલે ચાલવા ઉત્સુક તથા પૂર્વજોની હરોલમાં બેસી શકે એવા આ બધાય પુરુષો તેમના ઝળહળતા ચારિત્ર માટે પંકાયલા છે. હેતુ વિદ્યાની દલીલો સમજી ગયા પછી તેઓ જિનના જેવા બનવા અભિલાષ રાખે છે; યોગાચાર્યના સિદ્ધાંતનો આસ્વાદ ચાખતાં તેઓ અસઙ્ગના સિદ્ધાંતનું ઉત્સાહપૂર્વક અન્વેષણ કરે છે.

જ્યારે તેઓ અસત્ પર વિવાદ ચલાવે છે ત્યારે તેઓ નાગાર્જુનનુ કુશળતાથી અનુકરણ કરે છે; સત્ પર ચર્ચા કરતી વખતે તેઓ સંઘભદ્રના સિદ્ધાંતમાં પુરેપુરા ઉંડા ઉતરે છે. હું ઇત્સીંગ, આ આચાર્યો સાથે એટલા પરિચયથી વાત કરતો કે તેમની પાસેથી હું જાતે અમૂલ્ય ઉપદેશ મેળવી શકયો હતો.

નેમથી કનેથી જાતે જ્ઞાન મેળવવાનો મ્હને અવસર પ્રાપ્ત થયો તેથી મ્હને હંમેશ ઘણો આનંદ થયો છે; એ જ્ઞાન બીજી રીતે હું કદી મેળવી શકયો હોત નહિ. વળી તેથી મ્હારી જુની નોંધ સાથે નવી નોંધ સરખાવી મ્હારો આગલો અભ્યાસ હું તાજો કરી શકતો.

પરમ્પરાગત પ્રકાશ મેળવવાની જ મ્હારી ઇચ્છા છે અને હું ધર્મ શીખ્યો છું એથી મ્હને સંતોષ છે, તેમજ રેણુનાં જેમ ઉડતા મ્હારા સેંકડો સંશયો દૂર કરવા—એ મ્હારી

અભિલાષા છે, અને (મ્હારી એ ઇચ્છા જો સ્હવારમાં પરિપૂર્ણ થાય તો) સાંજે મરણ પામવાથી હું દીલગીર થઇશ નહિ.

ગૃધ્ર–કૂટ પર બાકી રહેલા થોડા રત્નો હજુ ભેગા કરતાં મેં તેમાંના કેટલાક અતિ મનોહર રત્નો વીણ્યા; નાગ નદી (=અજિરવતી)માં મણિ ખોળતાં મ્હને કેટલાક ઉત્તમ મણિઓ જડયા છે. રત્નત્રયની અદષ્ટ સહાયથી તથા રાજવી અનુગ્રહના મ્હોટા વગવસીલાથી આખરે મ્હારી મુસાફરીનો માર્ગ પૂર્વ તરફ વાળવા હું શક્તિમાન થયો; તામ્રલિપ્તિથી[1] હું જળમાર્ગે ઉપડયો અને શ્રીભોજ આવ્યો.

એ સ્થળે હું ચાર વર્ષ કરતા વધારે વખત રહ્યો છું, અને મ્હારો સમય ભિન્ન ભિન્ન રસ્તે વ્યતીત કરૂં છું. સ્વદેશ પાછા ફરવા આ જગ્યા છોડવાનો હજુ મેં નિશ્ચય કર્યો નથી.

---

૧ હુગલી નદીના મુખ આગળ, પૂર્વ હિંદનું પુરાણુ વેપારનું બંદર.

# પ્રકરણ ૩૫ મુ

## કેશ સંબંધી નિયમ

હિંદુસ્તાનના પાંચે ભાગોમાં લાંબા વાળ રાખનાર કોઇ પણ માણસ બધા અંતિમ વ્રતો કરી શકતો નથી, તેમજ વિનયમાં આને માટે કાંઇ દાખલો નથી કે પ્રાચીન કાળમા આવો રિવાજ પણ હતો નહિ, કારણ કે સામાન્ય માણસની ટેવો જો ધર્મગુરુ રાખે તો તે દોષથી વિમુખ રહી શકે નહિ જો એ શાસનો પાળી શકાય એમ ન હોય તો તેનુ આચરણ કરવાની પ્રતિજ્ઞા લેવી નકામી છે.

તેથી જો ધર્મગુરુ થવાનો કોઇ માણસનો નિશ્ચય હોય તો તેણે વાળ કઢાવી નંખાવવાની માગણી કરવી જોઇએ, રંગીન ઝભ્ભો ભેરવો જોઇએ, વિચારશુદ્ધિ કરવી જોઇએ અને મોક્ષ પોતાનુ અંતિમ ધ્યેય રાખવું જોઇએ.

પહેલાં વગર ચૂકયે પાંચ અને પછી દશ શીલો તેણે પાળવા જોઇએ. જેણે પૂર્ણ સાવધપણે બધા નિયમોનું પલન કરવાની પ્રતિજ્ઞા લીધી હોય તેણે વિનયગ્રંથ પ્રમાણે આચરવું જોઇએ.

યોગાચાર્ય–શાસ્ત્ર શીખ્યા પછી તેણે અસઙ્ગના અષ્ટ શાસ્ત્રોનો સંપૂર્ણ અભ્યાસ કરવો જોઇએ.

( ઇત્સીંગનુ ટિપ્પણ ):

આઠ શાસ્ત્રો:

૧. વિદ્યામાત્ર–વિંશતિ (–ગાથા )–શાસ્ત્ર અથવા વિદ્યામાત્ર સિદ્ધિ: ( વસુબન્ધુ ).
૨. વિદ્યામાત્ર સિદ્ધિ–ત્રિદશ–શાસ્ત્ર–કારિકા: ( વસુબન્ધુ ).
૩. મહાયાન સંપરિગ્રહ–શાસ્ત્રમૂલ: ( અસઙ્ગ ).
૪. અભિધર્મ (–સઙ્ગીતિ )–શાસ્ત્ર: ( અસઙ્ગ )
૫. મધ્યાન્ત વિભાગ–શાસ્ત્ર: ( વસુબન્ધુ ).
૬. નિદાન–શાસ્ત્ર: ( શુદ્ધમતિ ).
૭. સૂત્રાલઙ્કાર–ટીકા: ( અસઙ્ગ )
૮. કર્મસિદ્ધ–શાસ્ત્ર: ( વસુબન્ધુ ).

જોકે ઉક્ત શાસ્ત્રોમાં વસુબન્ધુના કેટલાક ગ્રંથો છે, તો પણ ( યોગ–શાસ્ત્રમાં ) અસઙ્ગને સફળતા અપાય છે ( અને એથી વસુબન્ધુની કૃતિઓનો અસઙ્ગની કૃતિઓ સાથે સમાવેશ કર્યો છે ).

જો ધર્મગુરુની તર્કશાસ્ત્રમાં નિષ્ણાત થવાની ઇચ્છા હોય તો તેણે જિનના આઠ શાસ્ત્રોનો સૂક્ષ્મ અભ્યાસ કરવો જોઇએ "

( ઇત્સીંગનુ ટિપ્પણ ):

આ રહ્યા તે ( આઠ શાસ્ત્રો ):

૧. ત્રિલોક પર વિચાર કરતું શાસ્ત્ર ( ઉપલબ્ધ નથી. )
૨. સર્વલક્ષણધ્યાનશાસ્ત્ર ( કારિકા ) :–( જિન ).

૩. વિષયધ્યાનશાસ્ત્ર ( જિન )-ઘણેભાગે આલમ્બન-પ્રત્યાધાન-શાસ્ત્ર.

૪. હેતુદ્વાર-શાસ્ત્ર : ( ઉપલબ્ધ નથી ).

૫. સમહેતુદ્વાર-શાસ્ત્રઃ ( ,, ).

૬. ન્યાયદ્વાર-( તારક ) શાસ્ત્રઃ ( નાગાર્જુન ).

૭. પ્રજ્ઞાપતિ-હેતુ-સંગ્રહ ( ? )-શાસ્ત્રઃ ( જિન ).

૮. વર્ગીકૃત-અનુમાન-શાસ્ત્ર ( ઉપલબ્ધ નથી ).

અભિધર્મનો[1] અભ્યાસ કરતી વખતે તેણે ષડ્-પાદ[2] બરાબર વાંચવા જોઈએ અને આગમના[3] અધ્યયન દરમ્યાન ચતુર્નિકાયના સિદ્ધાંતો તેણે સંપૂર્ણ રીતે શોધી કાઢવા જોઈએ. આ બધા પર પ્રભુત્વ આવ્યા પછી ધર્મગુરુ પાખંડીઓ અને પ્રતિપક્ષીઓ પર વાદવિવાદમાં જરૂર વિજય મેળવશે, અને ધર્મના સત્યો સ્પષ્ટ સમજાવી બધાને બચાવવા શક્તિમાન થશે.

---

૧ Metaphysics.

૨ ષડ્-પાદઃ એ અભિધર્મ પર ૭ જુદી જુદી પુસ્તિકાઓ છે અને તે સર્વાસ્તિવાદ નિકાયની છે.

૩ આગમો ( ત્રિપિટકના વિભાગો ):

(૧) દીર્ઘાગમ (૩૦ સૂત્રો; સરખાવો દીઘનિકાય, ૩૪ સુત્ત).

(૨) મધ્યમાગમ ( ૨૨૨ સૂત્રો; સરખાવો મજ્ઝિમનિક, ૧૫૨ સુત્ત ).

(૩) સંયુક્તાગમ ( સંયુક્તનિકાય, ૭૭૬૦ સુત્તન્ત ).

(૪) એકોત્તરાગમ ( અઙ્ગુત્તરનિકાય, ૯૫૫૭ સુત્તન્ત ).

પાલિમાં પાંચ નિકાયો છે-પાંચમું-ખુદ્દકનિકાય (૧૫ વિભાગો).

બીજાને શીખવવામાં એ એટલો ઉત્સાહ દર્શાવે છે કે તેને પરિશ્રમનો ખ્યાલ સરખો યે રહેતો નથી. દ્વિવિધ શૂન્યવાદ પર ચિંતન કરવામાં તે પોતાનું મન પરોવે છે. આઠ આર્ય માર્ગોદ્વારા તે પોતાની લાગણીઓ શમાવે છે, ચતુર્ધ્યાનમાં પોતે નિમગ્ન રહે છે, અને સપ્ત-સ્કન્ધના[1] નિયમો સખ્તાઇથી પાળે છે.

જેઓ એ પ્રમાણે જીવન ગાળે છે તેઓ ઉંચી પંક્તિના છે. વળી કેટલાક જેઓ ઉપર્યુક્ત રીતનું વર્તન રાખી શકતા નથી, પરંતુ જેમને પોતાને ઘેરજ રહેવું પડે છે તેઓ ગૃહકાર્યોથી ઘણા બંધાતા નથી. તેઓ પ્રામાણિક જીવન વ્યતીત કરે છે અને સંસારની ચિંતાથી મુક્ત રહેવા ઉત્સુક હોય છે. જો તેમને કાંઇ આપવામાં આવે તો તેઓ તે બીજા લાયક માણસને આપી દે છે.

સ્વચ્છતાની ઇચ્છા રાખી, તેઓ ઘણા સાદા કપડા પહેરે છે. તેઓ આઠ નિયમોને દૃઢ વળગી રહે છે અને જીવનપર્યન્ત ઉદ્યમી રહે છે.

---

૧ સપ્તસ્કન્ધોમાં અમુક અપરાધો આવે છેઃ
(૧) પારાજિક-અપરાધ.
(૨) સઙ્ઘાદિશેષ-અપરાધો-૧૩ છે.
(૩) સ્થૂલાત્યય-ગંભીર અપરાધ છે.
(૪) પ્રાયશ્ચિત્તિક-અપરાધો ૯૦ છે,
(૫) નૈસર્ગિક-અપરાધો ૩૦ છે.
(૬) દુષ્કૃત.
(૭) દુર્ભાષિત.

( ઇત્સીંગનુ ટિપ્પણુ ):

આઠ નિયમો.

(૧) અહિંસા, (૨) અસ્તેય, (૩) અસંભોગ, (૪) જુઠું ન બોલવું, (૫) મદ્યપાનનો ત્યાગ, (૬) ગાનતાનમાં આનંદ મ્હાલવો નહિ—તેમજ ફુલના હાર પહેરવા નહિ અને શરીર ચન્દનાદિથી અનુલિપ્ત ન કરવું, (૭) ઉંચો અને પહોળો પલંગ ન વાપરવો અને (૮) નિષિદ્ધ સમયે અન્ન ન લેવું.

ત્રિરત્નમાં તેમને શ્રદ્ધા હોય છે અને તેને માન આપે છે. નિર્વાણ પામવા સતત કૃતયત્ન રહી તેઓ તેના પર જ તેમના વિચાર એકાગ્ર કરે છે.

આ લોકો બીજા દરજ્જાના છે

બીજા કેટલાક સંસારી જંજાળમાં રહીને પોતાની પત્નીનુ ભરણ–પોષણ કરે છે અને છોકરાંને ઉછેરે છે. પોતાથી ઉચી પંક્તિના માણસોને તેઓ ઘણા માનથી સત્કારે છે અને પોતાથી ઉતરતા તરફ અનુકમ્પા દર્શાવે છે.

તેઓ પાંચ નિયમો લે છે અને તે પાળે છે, તેમજ ચાર ઉપવસ્થ–દિવસોનુ પણ તેઓ પાલન કરે છે.

( ઇત્સીંગનુ ટિપ્પણુ )

ચાર ઉપવસ્થ દિવસો:

૧. કૃષ્ણ પક્ષની અષ્ટમી અને ચતુર્દશી

ચોદશ.) અષ્ટમ, પૂનમ અને અમાસ.

૨. શુક્લ પક્ષની આઠમ અને પુનેમ ( પૂર્ણિમા ).

( પાલિમાં પણ અટ્ઠમી અને પઞ્ચદશી ).

એ બધા દિવસે આઠ નિયમો લેવા જોઇએ અને એ ક્રિયા ' પવિત્ર–આચરણ ' કહેવાય છે. પહેલા સાત વિના જો કોઇ આઠમો જ નિયમ ગ્રહણ કરે તો તેનું બહુ ઓછું પુણ્ય મળે છે. આઠમા નિયમનો ઉદ્દેશ પહેલા સાત નિયમોનું ઉલ્લંઘન અટકાવવાનો છે, નહિ કે નકામા ભૂખ્યા રહેવાનો.

તેઓ બીજા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે અને પોતા પર ઘણો નિગ્રહ રાખે છે. તેઓ નિર્દોષ ધંધો કરે છે અને અધિકારીઓને ભેટ આપે છે. એવા લોકો પણ સજ્જનો ગણાય છે.

( ઇત્સીંગનુ ટિપ્પણ ):

નિર્દોષ ધંધો એટલે વેપાર, કેમકે તેનાથી પ્રાણીને ઇજા થતી નથી. હિંદુસ્તાનમાં હમણા કૃષિકારો કરતાં વેપારીઓને વધુ માન આપવાનો રિવાજ જણાય છ; આનું કારણ એ કે ખેતીથી ઘણા જંતુઓને ઇજા થાય છે. રેશમના કીડા ઉછેરવામાં કે જાનવરોનો વધ કરવામાં મહા દુઃખનુ કારણ આવે છે.

આખા વર્ષમાં લાખો જીવોને ઇજા થાય છે. લાંબો કાળ આ ટેવ પડી જાય, તો તેને અપરાધ ગણ્યા વિના પણ, ભાવિ જન્મમાં અનેક રીતે તેના બદલામાં દુઃખ ભોગવવું પડશે. જે આવા ધંધામાં પડતો નથી તે અનપરાધી કહેવાય છે.

પણ કેટલાક બીનઅનુગ્રહી માણસો છે જેઓ ગમે તેમ જીવન વ્યતીત કરે છે અને ત્રણ શરણો[1] જાણતા નથી, અને પોતાના સારા જીવનમાં એકે નિયમ પાળતા નથી. 'નિર્વાણ સંપૂર્ણ સમતાની સ્થિતિ છે' એમ જે લોકો સમજતા નથી તેઓ, ભાવિ જન્મો ચક્ર માફક ફર્યા જ કરશે એમ શી રીતે જાણી શકશે ?

આ ખોટા ખ્યાલને લીધે તેઓ એક પછી એક પાપ કરતા જ જાય છે. આ લોકો અધમમાં અધમ વર્ગના છે.

---

૧ ત્રણ શરણો (૧) બુદ્ધ, (૨) ધર્મ અને (૩) ભિક્ષુ.

# પ્રકરણ ૩૬મુ

## મરણ પછીની બાબતોની વ્યવસ્થા

મૃત ભિક્ષુની બાબતની વ્યવસ્થ સંબધી વિનયમાં સંપૂર્ણ વર્ણન છે. અહિં હું અતિ મહત્ત્વના મુદ્દાઓજ ટૂંકામાં જણાવીશ. પ્રથમ તો તેનુ કાંઇ દેવું છે કે નહિ, મરનાર પોતે કાંઇ મુખત્યરનામું કરી ગયો છે કે કેમ, અને તેની બીમારી દરમ્યાન તેની સારવાર કરવ માં કોઇ હતું કે નહિ એ પરત્વે તપાસ કરવી જોઇએ જો એવું કાંઇ હોય તો કાયદા પ્રમાણે તેની મીલકતની વહેંચણી કરવી જોઇએ

ઉદન ( ત્રિપિટકના ભાગ )માં એક શ્લોક છે: ' જમીન, ઘરો, દુકાનો, બીછાનાની ચીજો, તાંબુ, લોહ, ચામડું, અસ્ત્ર, ઘડા, કપડા, સળીયા, ઢોર, પાન ( Drink ), અન્ન, ઔષધ, પલંગ, ત્રણ જાતની કીમતી ચીજો–સોનું, રૂપું વગેરે–, બીજી અનેક ચીજોઃ એ બધી વસ્તુઓ, તેમના ગુણ પ્રમાણે, વહેંચવા લાયક છે કે નહિ તે પ્રમાણે તેના ભ ગ પાડવા. વિશ્વવન્ધ બુદ્ધનો આવો આદેશ છે.'

નીચે ચોક્કસ ભાગો બતાવ્યા છે:—

જમીન, ઘરો, દુકાન, બીછાનાનું સાધન, ઉનના આ સનો, તેમજ લોખંડના કે ત્રાંબાના ઓજારો વહેંચી શકાય એવા -નથી. છતાં છેવટે ગણાવેલા પૈકી નાના કે મ્હોટા લોખંડના

પ્યાલા, ત્રાંબાના નાના પ્યાલા, ચાવીઓ, સોયો, સારડી, અસ્રા, છરી, લોખંડની કડછી, કુહાડી, ફરસી વગેરે–તેમની પેટીઓ સાથે; માટીના વાસણો,–પ્યાલા, નાના પ્યાલા, પાણી પીવાના અને સ્વચ્છ કરવાના કુણ્ડીક ( ઘડા ), તેલની બરણી, પાણીના છાછરા વાસણો:–એ બધી ચીજો વહેંચી શકાય છેઃ બીજી નહિ.

લાકડાના તથા વાંસના ઓજારો, ચામડાની પથારી, હજામત કરવાની વસ્તુઓ; દાસ, દાસીઓ; દારૂ, ખોરાક અને અનાજ; જમીન અને ઘરો–દરેક દિશામાંથી આવી ભેગા થયલા ધર્મગુરુઓની એ મીલકત બનાવવાની નથી. આમની જંગમ ચીજો ભંડારામાં રાખવાની હોય છે અને તે સઘે વાપ વાની છે. જમીન, ઘર, ગામના બગીચા, અને મકાનો જેવી મીલકત પણ સંઘની માલીકીની થાય છે. પછી જો કપડા કે બીજી પહેરવા જેવી ચીજો–ઝભ્ભા, ન્હાવાના ખંમીશો, ( રંગીન કે સાદા ), જલાભેદ કપડા, ઘટો, ચંપલ કે જોડા– ત્યાં એકત્ર થયલા ધર્મગુરુઓને ત્યાં ને ત્યાં જ વહેંચી આપવી જોઇએ. બાંધવાળું વસ્ત્ર વહેંચી શકાતું નથી, પરંતુ એવડ કરેલું સફેદ વસ્ત્ર મરજી પ્રમાણે વહેંચી શકાય છે.

બુદ્ધની જામ્બુનદવર્ણ પ્રતિમા આગળ વાવટા માટે લાંબા દણ્ડો વાપરવાના હોય છે. ધાતુ–દણ્ડ તરીકે વાપરવા પાતળી લાકડીઓ ભિક્ષુઓને આપવાની હોય છે

( ઇત્સીંગનુ ટિપ્પણ )'

જામ્બુનદવર્ણથી ઓળખાતી પ્રતિમાના મૂળ વિષે વિનયમાં ઉલ્લેખ છે. જ્યારે પરિષદમાં બુદ્ધ ન્હોતા ત્યારે સંઘના

માણસો ઘણા વદનશીલ હતા નહિ; એ જોઇ ધનિક અનાથ પિણ્ડદે બુદ્ધને પૂછયું: ‘ પરિષદની સામે ત્હમારી જામ્બુનદવર્ણ ( સોનેરી ) પ્રતિમા બનાવી મૂકાવવા મ્હારી ઇચ્છા છે. ’ તે મહાન ગુરુએ એમ કરવા તેને રજા આપી.

ધાતુના દણ્ડને ખખ્ખર[૧] કહેવામાં આવે છે, કેમકે ( ચાલતી વખતે ) તેનો એવો અવાજ થાય છે. આગલા અનુવાદકોએ એનું ધાતુ–દણ્ડ તરીકે ભાષાંતર કર્યું હતું, કેમકે ધાતુથી ( તેનો ) અવાજ થાય છે; ત્હમે એને દણ્ડ–ધાતુ પણ કહી શકો. મ્હારી નજરે જોયા પ્રમાણે, પશ્ચિમમાં વપરાતા દણ્ડને મથાળે લોખંડની ગોળ ખોળી જેટલી હોય છે; એ ગોળાકારનો વ્યાસ બે કે ત્રણ તસુ હોય છે. તેના મધ્ય ભાગમાં ચાર પાંચ આંગળ લાંબો, નળી જેવો, ધાતુનો દણ્ડ ખોસેલો હોય છે. લાકડી તો ખરબચડા કે શીસા લાકડાની હોય છે, અને તે આંખની ભ્રમર જેટલી ઉંચી હોય છે. ખોળીથી બે તસુ નીચે એક લોખંડની સાંકળ તેને જડેલી હોય છે. તેની કડીઓ ગોળ કે લંબગોળ હોય છે. તારને વાળીને અને તેના છેડા બીજી કડીમાં જોડી તે બનાવેલી હોય છે. આપણો અંગુઠો અંદર જઇ શકે એટલી લાંબી દરેક કડી હોય છે. આ સાંકળની છ કે આઠ કડીઓ તે ખોળીમાં જડેલી હોય છે. તે સાંકળ ત્રાંબાની કે લોખંડની બનાવવામાં આવે છે. ગામડામાં ભિક્ષા

૧ આ શબ્દ જો કે સંસ્કૃત શબ્દ નથી, પણ બૌદ્ધો જે દણ્ડ લઇ ફરે છે તે અર્થમાં એ ( શબ્દ ) વપરાયલો લાગે છે.
સરખાવોઃ ‘ કત્તર –દણ્ડ ’, મહાવગ્ગ, ૫, ૬, ૨.

માંગતી વખતે ગાય અને કુતરાને દૂર કરવા આવી લાકડીનો ( ઉપયોગ કરવાનો ) ઉદ્દેશ હોય છે. હાથને શ્રમિત કરવા જ તેને લઇ જવાની જરૂર નથી. વળી કેટલાક માણુસો મૂર્ખાઇથી આખી લાકડી લોખંડની જ બનાવડાવે છે, અને મથાળા પર લોખંડની ચાર ગોળ ખોળી મૂકાવે છે. તે ઘણી ભારે હોય છે, અને સામાન્ય માણુસ માટે તો તે લાકડી ઉંચકીને ફરવું પણ મુશ્કેલ થઇ પડે છે. આ મૂળ નિયમો અનુસાર નથી.

ચોપગા પ્રાણીઓ—હાથી, ઘોડા, ટટ્ટુ અને સવારી લાયક ગધેડા—રાજ મહેલમાં આપવાના હોય છે. બળદ તથા ઘેટાની વહેંચણી કરવાની હોતી નથી, પણ તે આખા સંઘની મીલકત બને છે. ટોપ, કવચ જેવી વસ્તુઓ પણ રાજ્યને મુફત કરવાની હોય છે. બીજા પરચુરણ ઓજારો—સોય, સારડી, છરી અને લાકડીની ખોળીઓ—બનાવડાવી ત્યાં એકત્ર થયલા ભિક્ષુઓને વહેંચી આપવામાં આવે છે. જો એ વસ્તુઓ તે બધાને ચાલે તેટલી ન હોય તો સ્થવિરો જ તે લે છે.

જાળીઓ ( Nets ) જેવી વસ્તુઓની, બારી માટે જાળી જેવી ચીજો બનાવાય છે. સારી જાતના રંગો—જેવા કે, પીળો, ખુલતો રાતો, અને આસમાની, ભૂરો, લીલો—પ્રતિમાઓ તથા આસપાસની બીજી સુંદર વસ્તુઓ રંગવા માટે મંદિરમાં આપી દેવામાં આવે છે.

સફેદ તથા રાતી મટોડી તેમજ હલકા ભૂરા પદાર્થો ત્યાં એકત્ર થયલા ભિક્ષુઓને વહેંચી આપવામાં આવે છે. લગભગ ખાટો થઇ ગયલો દારૂ જમીનમાં દાટી દેવામાં આવે છે

તેના સરકો થઇ ગયા પછી ધર્મગુરુઓ તે વાપરી શકે છે. પણ જો તે મધુર હોય તો તેને ફેંકી દેવો જોઇએ, પણ તેને વેચવો નહિ, કારણ કે બુધ્ધે કહ્યું છેઃ 'જે ભિક્ષુઓ મ્હારા સંઘમાં દાખલ થયા છે તેમણે બીજાને દારૂ આપવો જોઇએ નહિ તેમજ જાતે પીવો પણ ન જોઇએ. દારૂનું એક ટીપું પણ તેમણે પીવું નહિ જોઇએ.' જો દારૂમિશ્રિત લોટ કોઇ ખાય કે દારૂના રગડાનો સેરવો પીએ તો તે અપરાધી ગણાય છે. આ પ્રશ્ન પર કોઇએ શંકા ઉઠાવવી નહિ, કેમકે વિનયમાં એ સંબંધી નિષેધાત્મક નિયમ છે. મ્હને ખબર છે કે (ચીનમાં) 'પવિત્ર ખડક'ના વિહારમાં લોટમાં પાણી મિશ્ર કરવામાં આવે છે. આ મઠના આગલા રહેવાસીઓમા દારૂ ન વાપરવાનું ડહાપણ હતું, અને તેથી તેઓ કાંઇ અપરાધ વહોરતા ન હતા.

દવાની ઉપયોગી વસ્તુઓ પવિત્ર વખારમાં રાખવામાં આવે છે, અને જરુર પડે બીમાર માણસો માટે આપવામાં આવે છે. કીમતી હીરાઓ, રત્નો વગેરેના બે ભાગ પાડવામાં આવે છેઃ એકનો ધાર્મિક કાર્યોમાં, અને બીજાનો સંઘના માણસો માટે ઉપયોગ કરવામાં આવે છે. પહેલો ભાગ ધર્મશાસ્ત્રોની નકલ (copy) કરાવવામાં અને સિંહાસન બંધાવવામાં કે શણગારવામાં વાપરવામાં આવે છે. બીજો ભાગ હાજર રહેલા ધર્મગુરુઓ વચ્ચે વહેંચી આપવામાં આવે છે, રત્નજડિત ખુરશીઓ જેવી ચીજો વેચવામાં આવે છે, અને તેની આવક ત્યાં હાજર રહેલા ભિક્ષુઓને આપી દેવામાં આવે છે.

લાકડાની ખુરશીઓ સંઘની સામાન્ય મીલકત બને છે. પરંતુ ધર્મશાસ્ત્રો અને તેની ટીકાઓ કોઈને આપવામાં આવતી નથી. એ ગ્રંથો સંઘના સભ્યો માટે વાંચવા પુસ્તકાલયમાં રાખવા. બૌદ્ધ મત સિવાયના બીજા ગ્રંથો વેચી નંખાય છે, અને તેમાંથી ઉત્પન્ન થયલા પૈસા તે વખતે ત્યાં રહેતા ભિક્ષુઓને વહેંચી આપવામાં આવે છે. જો દસ્તાવેજ તથા કરારના પૈસા તુરત વસુલ આવે એમ હોય તો તે (પૈસા વસુલ કરી) તરત જ વહેંચી આપવા; જો નાણુ તુરત વસુલ ન થાય એમ હોય તો, દસ્તાવેજો તિજોરીમાં રાખવા અને જ્યારે તેની મુદત પાકે ત્યારે, પૈસા (મેળવી) સંઘના ઉપયોગમાં વાપરવા. સોનુ, રૂપું, સારી કે બગડેલી વસ્તુઓ, કપર્દક તથા ચલણી સીકકાના ત્રણ ભાગ પાડવામાં આવે છેઃ (૧) બુદ્ધ માટે, (૨) ધર્મ માટે અને (૩) સંઘ માટે. બુદ્ધવાળો ભાગ મંદિરમાં, અને પવિત્ર કેશ કે નખ હોય એવા સ્તૂપોમાં અને બીજા ખંડિયેરોમાં વાપરવામાં આવે છે.

ધર્મશાસ્ત્રોની નકલ કરાવવામાં તથા સિંહાસન બાંધવામાં કે તે અલંકૃત કરવામાં બીજા ભાગનો ઉપયોગ કરવામાં આવે છે. અને બાકીનો ભાગ વિહારમાં રહેતા ભિક્ષુઓને વહેંચી આપવામાં આવે છે.

ધર્મગુરુની છ જરુરી વસ્તુઓ[1] બીમાર આચાર્યને આપવામાં આવે છે. બાકી રહેલી ખંડિત વસ્તુઓ યોગ્ય રીતે વહેંચી આપવાની હોય છે. આ વિષયને લગતી સંપૂર્ણ વિગતો મહત્તર વિનયમાં મળે છે.

૧ જુઓ પ્રકરણ ૧૦ મું.

# પ્રકરણ ૩૭ મુ

## સંઘની સામાન્ય મીલકતનો ઉપયોગ

બધા હિંદી મઠોમા ભિક્ષુના વસ્ત્રો, ત્યાં રહેતા ભિક્ષુઓની સામાન્ય પુંજીમાંથી પૂરા પાડવામાં આવે છે. ખેતી અને બગીચાની પેદાશ, તેમજ ઝાડ અને ફળમાંથી આવતો નફો દર વર્ષે વસ્ત્રના ખર્ચમાં ફાળે પડતો વાપરવામાં આવે છે. અહિં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છેઃ જો મરનારની માલીકીની ઢાંગર કે બીજી કોઇ પણ જાતનુ અનાજ મંદિરની મીલકત બની જાય છે તો તેમાંથી જુદા જુદા ધર્મગુરુને શી રીતે ભાગ મળી શકે ? એનો જવાબ આવો છેઃ મઠમાં રહેતા ધર્મગુરુઓના નિર્વાહ અર્થે દાતા ગામો કે ક્ષેત્રો ભેટ આપે છે. તો પછી તે દાન ગ્રહણ કરનારે વસ્ત્ર વગર રહેવું એમ દાતાએ ઇચ્છવું એ શું વ્યાજબી છે ? વળી જો આપણે તેમના દૈનિક કારભારની વ્યવસ્થા તપાસીશું તો માલમ પડશે કે જે ગૃહસ્થની સેવા ઉઠાવે છે તેને તે ગૃહસ્થ વસ્ત્ર પૂરા પાડે છે. તો પછી સંઘના સત્તાધીશે એવી ભેટ લેવા શા માટે ના પાડવી જોઇએ ? એટલે વસ્ત્ર તેમજ ખોરાક પૂરા પાડવા એ વિહિત છે.

હિંદુસ્તાનના ધર્મગુરુઓનો આવો સામાન્ય અભિપ્રાય છે, જો કે એ પ્રશ્ન પર વિનયના નિયમો કેટલીક વખત કાંઇ પ્રકાશ નાંખતા નથી અને કેટલીક વખત સ્પષ્ટ છે. હિંદી વિહારો પાસે જમીનના ખાસ ટુકડા હોય છે. તેની પેદાશમાંથી

ભિક્ષુના કપડા પૂરા પાડવાના હોય છે. કેટલાક ચીની દેવળોમાં પણ આવું જ જોવામાં આવે છે. દાતાની મૂળ ઇચ્છાને લીધે, મઠમાં વસનો ધર્મગુરુ કે બીજો કોઈ સામાન્ય માણસ તેમાંથી જ દાન મેળવી શકે છે. પણ જો કોઈ તેમાંનું અન્ન ખાય નહિ તો તે અપરાધી ઠરતો નથી. જમીન (ક્ષેત્ર), ઘર કે પછી ગમે તેની નજીવી વસ્તુની મઠને આપવામાં આવેલી ભેટ ત્યાના ધર્મગુરુના અન્નવસ્ત્ર માટે અપાયલી સમજવામા આવે છે. આ સવાલ વિષે કાંઇ સંદેહ રહેતો નથી. જો દાનવીરની મૂળ ઇચ્છા સ્પષ્ટરીતે પરોપકારની હોય તો પછી—જો કે ભેટ ફકત મઠને સુપ્રત કરવામાં આવી છે—તેના લાભો બધાને અપાયલા ગણાવા જોઇએ.

એ પ્રમાણે મઠ—જ્યા સુધી તે દાતાનો મૂળ ઉદ્દેશ પાર પાડે છે ત્યાં સુધી—પોતાની મરજી મુજબ તે દાનનો ઉપયોગ કરી શકે છે.

પરંતુ ચીનમાં, મંદિરની મીલકતમાંથી ત્યા રહેનારને વસ્ત્ર મળતા નથી, અને તેથી પોતાના યોગ્ય કાર્યની ઉપેક્ષા કરી, એ જરુરીયાત પૂરી પાડવાની તેને ફરજ પડે છે. એથી એમ નથી સમજવાનું કે, જેને (વિહારમાંથી) અન્નવસ્ત્ર મળે છે તેણે માનસિક કે કાયિક મહેનત કર્યા વિના રહેવું, પણ જો મઠમાં રહેનારને અન્નવસ્ત્ર મેળવવાની માથાકુટમાં પડવાનું ન હોય, અને જો તે ધ્યાન અને પૂજામાં જ લીન રહે તો, તે વધારે સ્વતંત્ર રહે એ સારી વાત છે.

પાંનુમાંથી તૈયાર કરેલા ત્રણ વસ્ત્રો રાખી, ઘેર ઘેર ફરી

ભિક્ષા માંગી, અરણ્યમાં ઝાડ નીચે વાસો રાખી, બીજી કાંઇ પણ ઉપાધિ સિવાય તપસ્વીનું જીવન ગાળી શકાય.[1] મોક્ષની સિદ્ધિ અર્થે જેટલા પ્રમાણમાં ધ્યેય એકાગ્ર કરવામાં આવે તેટલા પ્રમાણમાં અંતર્ધ્યાન તેમજ જ્ઞાન વધે છે. બાહ્ય સૃષ્ટિ પર પ્રેમ અને અનુકમ્પા દર્શાવવાથી મોક્ષકુંડ તરફ મન વળે છે. આ પ્રમાણે પરિણમતું જીવન પરમશ્રેષ્ઠ છે. વિહારવાસી ભિક્ષુઓની સામાન્ય મીલકતમાંથી ધર્મગુરુના વસ્ત્ર પૂગ પાડવા જોઇએ અને પથારી વગેરે પણ સરખી રીતે વહેંચી આપવું જોઇએ–નહિ કે એકાદ વ્યક્તિને જ; આ પ્રમાણે મઠની મીલકત પોતાની વસ્તુ કરતાં પણ વધારે કાળજીથી સાચવવી જોઇએ. જો ઘણા દાનો આવે તો મ્હોટી રકમો પરોપકારાર્થે આપી દઇ નાની રાખવી. બુદ્ધના ઉમદા ઉપદેશ અનુસાર આ છે, કેમકે તે સ્પષ્ટ રીતે જણાવે છે: ' જો ત્હમે વ્યાજબી રીતે વસ્તુ વાપરશો તો ત્હમારામાં કાંઇ દોષ દેખાશે નહિ. ત્હમારો પોતાનો ઉદરનિર્વાહ ત્હમે સારી રીતે ચલાવી શકશો અને સાથે સાથે આજીવિકા ખોળવાની મહેનત અને ભાંજગડમાંથી ત્હમે મુક્ત રહેશો. '

વિહારમા પુષ્કળ દ્રવ્ય, સડતા અનાજથી ભરેલા કોઠારો, ઘણા દાસદાસીઓ, અને તિજોરીમાં સંઘરેલા પૈસા હોવા છતાં બીજા બધા સભ્યો ગરીબાઇથી દુઃખ પામતા હોય તેમની

૧ ધર્મીંગના સમયમાં જુના બૌદ્ધોનું આ પ્રકારનું જીવન હજુ ચાલુ હતું.

ઘાસનું એક તણખલું સરખું યે તેમણે નષ્ટ ન કરવું જોઇએ. એકાંત ક્ષેત્રમાં ભૂખે મરતા હોય છતાંય તેમણે અનાજના દાણાની ય ચોરી ન કરવી જોઇએ. સર્વસત્ત્વપ્રિયદર્શનના[1] નામથી ઓળખાતા સામાન્ય મનુષ્ય માટે પોતાનો જ હાથ બાળી અન્ન આપવું યોગ્ય છે. બોધિસત્ત્વે પોતાના બાળક–બાળિકાઓ અર્પ્યા હતા,[2] પરંતુ ભિક્ષુને તેમ કરવાની જરૂર નથી. મહાસત્ત્વે પોતાના નેત્ર તથા શરીર અર્પણ કર્યા હતા,[3] પણ ભિક્ષુએ તે પ્રમાણે વર્તવાની જરૂર નથી. હુસીએનયુ (નન્દિત ઋષિ ?)[4] એ પોતાનું જીવન સમર્પ્યું, પણ વિનયના વિદ્યાર્થીએ અનુસરવાનો એ દાખલો નથી. મૈત્રબાલ રાજાએ પોતાની જાતને સમર્પી હતી, પણ ભિક્ષુએ તેનું અનુકરણ કરવું જોઇએ નહિ. હમણા હમણા મારા સાંભળવામાં આવ્યું છે કે યુવકો (ચીન કે હિંદુસ્તાનના, ઘણેભાગે ચીનના)

૧ પોતાનું શરીર બાળવાની વાત 'સદ્ધર્મપુણ્ડરીક'માં (૨૨) આવે છે.

૨ વિશ્વાનતરે (વેસ્સનતર, ચાઇનીસમાં સુદાન તરીકે ઓળખાતો) પોતાના પુત્ર તથા પુત્રી આપ્યાં હતાં. જુઓ–કર્નની જાતકમાલા, ૯.

૩ ચક્ષુ, શરીર વગેરે અર્પણ કરવાની વાત શિબિ–જાતકમાં આવે છે.

૪ કાશ્યપના મત પ્રમાણે એ મૈત્રબાલનું બીજું નામ હતું, જેનું જાતક આઠમી જાતકમાલામાં મળી આવે છે.

બુદ્ધના શાસનનું આચરણ કરી દેહદહનને બુદ્ધત્વ પ્રાપ્ત કરવાનું એક સાધન માને છે, અને એક પછી એક યુવક પોતાની જીંદગીનો ત્યાગ કરે છે.

આમ થવું જોઇએ નહિ. શામાટે ? જન્મમરણના લાંબા ચક્ર પછી મનુષ્ય-જીવન મેળવવું કઠિન છે. હજારો વખત મનુષ્ય તરીકે જન્મવા છતાં પણ દરેકને શાણપણ પ્રાપ્ત થતું નથી તેમજ સાત બોધિ-અંગોનું શ્રવણ પણ થતું નથી કે રત્નત્રયને પણ મળાતું નથી. આ જીવનમાં ઉત્કૃષ્ટ સ્થળમાં આપણે રહીએ છીએ અને પ્રશંસનીય ઉપદેશ આપણને લાધ્યો છે. સૂત્રના બેચાર શ્લોકો ભણ્યા પછી, આપણા મામુલી શરીરનો ત્યાગ કરવો એ વ્યર્થ છે. અનન્તતા પર ચિંતન કરવાની શરૂઆત કર્યા પછી તરત જ આવો નકામો ત્યાગ કરવાનું શી રીતે આપણે મનમાં લાવી શકીએ ? ચાર પ્રકારના લાભોનો[1] પાછો બદલો વાળીને, આપણે કાનુનોનું કડક પાલન કરવું જોઇએ, અને ત્રિભવના[2] રક્ષણાર્થે ધ્યાનસ્થ થવું જોઇએ. જેવી રીતે અગાધ સમુદ્ર તરનાર, હવાથી ભરેલી થેલી પૂર્ણ કાળજીથી પકડી રાખે તેવી રીતે નાની શી ભૂલમાં પણ કેટલો મ્હોટો ભય રહેલો હોય છે તેનો આપણને ખ્યાલ હોવો જોઇએ. જેવી રીતે સરકણા બરફ પર દોડતા ઘોડાને એડી મારવામાં

૧ ચાર લાભોઃ (૧) બુદ્ધ, (૨) રાજા, (૩) માતપિતા અને (૪) હિતેચ્છુઓએ અર્પેલા લાભો.

૨ ત્રિભવઃ (૧) કામલોક, (૨) રૂપલોક અને (૩) અરૂપલોક.

ઘણા સાવચેત રહેવું જોઇએ તેવી જ રીતે પ્રજ્ઞા પ્રાપ્ત કરવા આચરણ કરતી વખતે પણ આપણે સાવધ રહેવું જોઇએ.

આ પ્રમાણે સન્મિત્રોની સહાયથી જીવન પ્રસાર કરતાં, જીવનની છેલ્લી ઘડી સુધી આપણું ચિત્ત સમસ્થિત રહેશે. સાચા નિર્ણયો ઘડી આગામી બુદ્ધ મૈત્રેયને મળવાની આપણે આશા રાખવી જોઇએ. જો (હીનયાનનું) અલ્પ ફળ મેળવવાની આપણી ઇચ્છા હોય તો પવિત્ર થવાના આઠ પગથિયાં[1] મારફત તેને અનુસરવા આપણે આગળ ધપવું જોઇએ. પણ જો (મહાયાનના) મહત્તર ફળની અપેક્ષા હોય તો આપણે ત્રણ અસંખ્ય કલ્પમાંથી આપણું કાર્ય પાર પાડવા યત્ન કરવો જોઇએ.

આપણા જીવનનો શા માટે વગરવિચાર્યે ત્યાગ કરવો જોઇએ તેનું કારણ મેં કદી સાંભળ્યું નથી. આત્મહત્યાનું પાપ પ્રથમ પંક્તિના[2] નિષેધોના ઉલ્લંઘનથી બીજું ગણાય છે. જો આપણે વિનયગ્રંથો કાળજીપૂર્વક તપાસીએ તો તેમા આત્મહત્યાની છૂટ કયાંયે આપણી નજરે પડતી નથી.

બુદ્ધના પોતાના જ શબ્દોમાંથી આપણે ઇન્દ્રિયનિગ્રહની ઉપયોગી રીત જાણીએ છીએ. આપણા રાગોનો નાશ કરવા શરીર ભસ્મીભૂત કરવાનો શો ઉપયોગ છે? બુદ્ધે તો દેહદમ-

---

૧ જુઓ—Childers, Ariyapuggalo.

૨ પારાજિક અપરાધો-જુઓ Childers, S. V.

નની રજા આપી નથી, પણ ઉલટું 'તળાવમાં માછલી મૂકી આવવા' પ્રોત્સાહન કરે છે. વજનદાર કાનુનનું ઉલ્લંઘન કરવા તથા આપણી પોતાની ઇચ્છાનુસાર વર્તવા બુદ્ધ સાફ ના પાડે છે. શરીર ભસ્મીભૂત કરવા જેવા આચારોનું શરણુ લેતાં આપણે તેનો ઉમદા ઉપદેશ અવગણીએ છીએ. પણ વિનય-નિયમો ગ્રહણ કર્યા વિના બોધિસત્ત્વના આચાર અનુસરવાની, અને બીજાના ભલા માટે પોતાનો ત્યાગ કરવાની જેઓ ઇચ્છા રાખે છે તેમને અનુલક્ષી આપણે અહિં ચર્ચા કરતા નથી.

# પ્રકરણ ૩૯ મુ

## અનુસરણ કરનારા પણ દોષિત થાય છે

શરીર ભસ્મીભૂત કરવા જેવા કર્મને સામાન્ય રીતે આંતરિક નિખાલસતા બતાવવાની વૃત્તિ ગણવામાં આવે છે. બે ત્રણ ખાસ મિત્રો એકઠા મળી યુવાન વિદ્યાર્થીઓને, તેમના જીવનનો નાશ કરવા, ઉશ્કેરવા એકમત થાય છે. આ પ્રમાણે જેઓ પ્રથમ પવ્રજ્યા પામે છે તેઓ સ્થૂલ[1] પાપને પાત્ર ઠરે છે, અને પાછળથી જેઓ તેમને પગલે ચાલે છે તેઓ પારાજિક પાપ કરે છે, કારણ કે ( આત્મહત્યા નિષેધ કરનાર ) નિયમનુ ઉલ્લંઘન કરી તેઓ સારૂં ફળ મેળવવાની ઇચ્છા ધરાવે છે, અને તેમના અઘટિત નિશ્ચયોને ચીવટપણે વળગી રહી, આદેશનું અતિક્રમણ કરી તેઓ મૃત્યુને ભેટે છે. આવા માણસોએ બુદ્ધના સિદ્ધાંતનો કદી અભ્યાસ કર્યો હોતો નથી. જો સહાધ્યાયીઓ આવા આચારને ઉત્તેજન આપે તો તેઓ પાપ કરે છે ( જેનું કદી પ્રાયશ્ચિત્ત થઇ શકતું નથી). —સોયનુ નાકું તૂટી ગયા પછી તે ફરી સંધાતુ નથી તેમ. ' અરે, ત્હમે ચિતામાં કેમ બળી મરતા નથી ' એમ બીજાને કહેનારા—જેવી રીતે ભાગેલો પથ્થર પુનઃ સંધાતો નથી તેવી રીતે—પાપ કરે છે ( જે ફરી શકતું નથી ). આ વાત પર દરેકે ધ્યાન આપવું જોઇએ. એક કહેવત છેઃ ' પોતાની જાતનો નાશ

૧ જુઓ—Childers, S. V. થૂલો.

કરવા કરતાં બીજાના અનુગ્રહોનો બદલો વાળવો સારો, અને પોતાનું નામ કલંકિત કરવા કરતાં પોતાનું ચારિત્ર્ય ઘડવું સારૂં છે.'

ક્ષુધાર્ત વાઘને પોતાનું શરીર અર્પણ કરવું એ બોધિ-સત્ત્વ માટે મુક્તિનું કાર્ય હતું.[1] જીવતા કબુતરને બદલે પોતાનું શરીર કાપી માંસ આપવું એ શ્રમણ માટે ઠીક ન કહેવાય.[2] બોધિસત્ત્વનું અનુકરણ કરવાની આપણામાં શક્તિ નથી. ત્રિપિટક પ્રમાણે ખરૂં શું અને ખોટું શું તેની ફક્ત મેં રૂપરેખા જ દોરી છે. કયા ખરા આચારને અનુસરવું તે વિષે પ્રશ્નો પૂરા જ્ઞાત હોવા જોઇએ.

ગંગા નદીમાં દરરોજ કેટલાય માણસો ડૂબી મરે છે. બુદ્ધગયાની ટેકરી પર પણ આત્મહત્યાના બનાવો ઓછા નથી જોવામાં આવતા વળી કેટલાક તો અનશન વ્રત ધારણ કરી દેહ પાડે છેઃ બીજા ઝાડ પર ચઢી નીચે પડી ( મૃત્યુ ખોળે છે ).

તે જગદન્ધ મહાત્માએ આ વિપથગામી માણસોને ધર્માધો માન્યા હતા. કેટલાક બુદ્ધિપૂર્વક પોતાનું મનુષ્યત્વ હણી વ્યંઢળ બને છે.

આ કૃત્યોનો વિનય-શાસન જોડે બીલકુલ મેળ બેસતો

૧ જુઓ-વ્યાઘ્રીજાતક-કર્નની જાતકમાલા, પૃ-૨.
૨ જુઓ-શિબિ જાતક.

નથી. વળી જે એમ જાણે છે કે આવા આચારો ખોટા છે તેમને આવા કર્મો અટકાવવાથી પાપ લાગવાની ભીતિ રહે છે. પણ આ પ્રમાણે જીવન નષ્ટ કરવાથી જીવનનો મહાન આશય નષ્ટ થાય છે.

એજ કારણથી બુધ્ધે એનો નિષેધ કર્યો હતો. ઉચ્ચ ધર્મગુરુઓ તથા સુજ્ઞ આચાર્યો ઉપર્યુક્ત કોઇ પણ અનિષ્ટ રીતે વર્ત્યા નથી. હવે આવતા પ્રકરણમાં પ્રાચીન પુણ્યાત્માઓની પરમ્પરાગત પ્રણાલિકાઓનું હું વર્ણન કરીશ.

# પ્રકરણ ૪૦ મુ

## પ્રાચીન ધર્માત્માઓ આવા કર્મોનું આચરણ કરતા ન્હોતા

પ્રથમ મ્હારા ગુરુઓ વિષે હું કહીશ. પૂજ્ય શાન–યુ મ્હારા ઉપાધ્યાય ( વાંચતી વખતના ગુરુ ) હતા, અને ધ્યાનાચાર્ય હુઇ–હ્સી મ્હારા કર્માચાર્ય ( વિનય–ગુરુ ) હતા. સાત વર્ષની વય પછી તેમની સેવા ઉઠાવવાની મ્હને તક મળી. ટાઇ–શાનની ચીન–યુ ખીણુના તપસ્વી ધ્યાનગુરુ–( સેન–) લાંગે ઇ. સ. ૩૯૬ માં બંધાવેલા શેન–ટુંગ વિહારમાં તેઓ રહેતા હતા; બન્ને ગુરુઓ મહદ્ગુણસંપન્ન હતા. શાન–યુ ટેહ–ચાઉના વતની હતા અને હુઇ–હ્સી પેઇ–ચાઉના હતા. બન્નેએ વિચાર કર્યો કે જંગલનું એકાંત જીવન, જો કે પોતાના પૂરતું સારૂં હતું, પરંતુ તે બીજાને લાભદાયી થઇ શકતું નથી, તેથી તેઓ પીંગ–લીન આવ્યા–જ્યાં, નિયમ પ્રમાણે ' ભૂમિ–કન્દર ' ના મંદિરમાં તેમણે પોતાનો મુકામ રાખ્યો. ત્યાંથી ' નમતા–વાઘ ' નામનું નિર્મળ ઝરણું દેખાય છે. ચી–ચાઉ ( શાન–ટંગમાં )–ની પાટનગરીથી આશરે ચાળીશ ચાઇનીસ માઇલ પશ્ચિમે એ દેવળ આવેલું છે.

તેઓ હંમેશા પુષ્કળ ખોરાક તૈયાર કરતા જેથી તેઓ લોકોને તેમાંથી ઘણું અન્ન આપી શકતા, અથવા બુદ્ધોને તેમાંથી બલિ અર્પતા. જે કાંઇ ભેટ તેમને મળતી તે તેઓ

વિના સંકોચે અને ખુશીથી બીજાને આપી દેતા. તેમને માટે એમ કહી શકાય કે આકાશ અને પૃથ્વી જેટલા અમર્યાદ હતા તેમના ચાર વ્રતો ( પ્રણિધાન ), અને સંગ્રહ–વસ્તુના તત્ત્વ-ચતુષ્ટયથી લોકોને જે મુક્તિનો તેઓ ઉપદેશ કરતા તે અતિ ઉદાર હતી, અને તેમણે મુક્ત કરેલા માણસોની સંખ્યા અગણિત હતી. પોતાનો ધર્મ સમજી, રહેવા માટે તેમણે દેવળો બંધાવ્યા, અને અનેક પુણ્ય કર્મો કર્યા. હવે હું મ્હારા ઉપાધ્યાય, શાન–ચુના સાત સદ્ગુણોનુ સંક્ષિપ્ત વર્ણન કરીશ.

### ૧. મ્હારા ગુરુની બહુશ્રુતતા.

ત્રિપિટકના ઉંડા અભ્યાસ ઉપરાંત બીજા લેખકોનો પણ તેણે ઘણો સારો અભ્યાસ કર્યો હતો. કોન્ફ્યુશીઅસ તથા બૌદ્ધ બન્ને ધર્મમાં તે નિષ્ણાત હતા; કોન્ફ્યુશીઅન સંપ્રદાયની છ યે કળામાં તે કુશળ હતા. ખગોળવિદ્યા, ભૂગોળ, ગણિતશાસ્ત્ર, ગૂઢવિદ્યા વગેરેનુ તે સારું જ્ઞાન ધરાવતા, અને તેથી જો તેણે ગમે તે વસ્તુનું રહસ્ય જાણવા દરકાર રાખી હોત, તો તેમાં તે ફતેહમંદ થયા હોત. સતત ઉછળતા મોજા સહિત, તેનો જ્ઞાનોદધિ કેટલો વિશાળ હતો? તેની સદાકુસુમિત સાહિત્ય–વાટિકા કેટલી દેદીપ્યમાન હતી? તેની પોતાની કૃતિઓ–ત્રિપિટકનો ઉચ્ચાર–કોશ, અને કેટલાય શબ્દ–ગ્રંથો –ભાવિ પ્રજાનો વારસો બની રહી છે. તે વારંવાર કહેતાઃ "ચીની ભાષાનો એક પણ અક્ષર એવો ન હોય જે હું ન જાણતો હોઉં."

## ૨. મ્હારા ગુરુની અગાધ શક્તિ.

ચુઆન તથા ચાઉ[1], તેમજ ચંગ તથા ચાંગ, બન્ને લિપિ લખવામાં મ્હારા ગુરુ નિષ્ણાત હતા.

ત્ઝૂ–ચીના જેમ–જે યુ–પો–યાની વીણાના સુરનું અજબ જ્ઞાન ધરાવતો હતો–તેને તન્ત્રી અને વાયુના ( સંગીત ) વાદ્યો સાભળવા ઠીક ગમતા હતા. ( નાકના ટેરવા પર ચોંટેલી સહેજ) મટોડી, ( માખીની ) પાંખની જેમ પોતાની પરશુથી દૂર કરવામાં કારીગર શીહમાં જે કળા હતી[2], તેવીજ કળા તેનામાં પણ હતી. આ ઉપરથી આપણે કહી શકીએ કે જ્ઞાની માણસમાં ફક્ત એક તરફી જ્ઞાન હોતું નથી.”

---

૧ ચુઆન, ‘ મુદ્રા–અક્ષર ’ બે શૈલીમાં–મ્હોટી અને નાની–વપરાતો હતો. મહત્તર મુદ્રાની શોધ, ચાઉ વંશના પ્રધાન, શિહ–ચાઉએ સુમારે ઇ. સ. પૂર્વે ૮૦૦ માં કરી કહેવાય છે. લઘુ અક્ષર શોધનાર, પહેલા ચીન બાદશાહ ( ઇ. સ. પૂર્વે ૨૨૧–૨૧૦ ) નો દુષ્ટ અમાત્ય લી–સ્સુ ગણવામાં આવે છે.

આજ અક્ષરમાં પહેલ વહેલો ચીની શબ્દકોશ–શુઓ–વેન–લખાયલો છે, અને તે ઇ. સ. ૧૦૦ માં પ્રકટ થયો હતો.

ચાઉ–મુદ્રા-અક્ષર–તેના શોધનારના નામથી ઓળખાય છે, અને તે ઉપર્યુક્ત મહત્તર મુદ્રા–અક્ષરને મળતો જ છે.

૨ શીહે એક વખત નાકના ટેરવા પર ચોટેલો સહેજ કાદવ, ( નાકને ) બીલકુલ ઇજા કર્યા વિના, પોતાની પરશુથી કાઢી નાંખ્યો હતો.

### ૩. મ્હારા ગુરુની બુદ્ધિ.

જ્યારે મ્હારા ગુરુ મહાપરિનિર્વાણ–સૂત્રનો અભ્યાસ કરતા હતા ત્યારે તે ગ્રંથ એક જ દિવસમાં તે સમાપ્ત કરી શકયા હતા. તેમાં સમાયલા ગૂઢ સિદ્ધાંતની કાળજીપૂર્વક તપાસ કરતા અને તેનો ઉંડો અર્થ ખોળી કાઢતા, જ્યારે બીજી વખત તે સૂત્ર વાંચવાનું તેણે શરુ કર્યું, ત્યારે ચાર માસમાં તે આખા ગ્રંથનો સંપૂર્ણ અભ્યાસ તે કરી શકયા હતા. નાના છોકરાને ભણાવવામાં અર્ધાક્ષરથી શરુઆત કરવાની તેને ટેવ હતી. વિદ્યાર્થી પર ક્રોધાયમાન થઇ તેને માટે સોટી ઉગામવાનો પ્રસંગ કલ્પવો અશંકય છે. પોતે જાણે એક ઘટ (પાણીથી) ભરતા હોય એવી રીતે તે મહા બુદ્ધિશાળી માણસને બોધ આપતા ( શીખવતા ), અને તે શીખનાર અમૂલ્ય રત્નથી અલંકૃત થવાને ભાગ્યશાળી બનતો. થોડા સમય પહેલાં સુઇ વંશ ( ઇ. સ. ૫૮૯–૬૧૭ ) ના અંતિમ ભાગમાં જ્યારે લોકો સિદ્ધાંતશૂન્ય બન્યા હતા, ત્યારે એ ખળભળાટને લીધે મ્હારા ગુરુ યાંગ[1] શહેરમાં ચાલ્યા ગયા હતા. ત્યાં જ્યારે તેને ઘણા ધર્મગુરુઓએ જોયા ત્યારે તે બધાએ માન્યું કે તે કેવળ મૂર્ખ હતા, કેમકે દેખાવે તે સાદા અને ગામડીયા લાગતા. મહાપરિનિર્વાણ–સૂત્ર વાંચવાની તે નવા–આવનારને તેમણે ફરજ પાડી, અને તે અક્ષરશઃ વાંચે છે કે નહિ તે પર દેખરેખ રાખવા બે ઉપ–શિક્ષકોને નીમવામાં આવ્યા હતા. વાંચતા વાંચતા તેનો

૧ યાંગ–ચાઉ, કીઆંગ–સુ પ્રાંતમાં.

અવાજ જેમ જેમ ઉંચે ચઢતો ગયો તેમ તેમ તે ગંભીર દુઃખદ થતો હતો. સૂર્યોદયથી સાયંકાળ સુધીમાં તે સૂત્રના ત્રણે ભાગો તેમણે વાંચી કાઢયા. બધાએ તેમની પ્રશંસા કરી અને તેને અભિનંદન આપ્યા પછી તેની અદ્ભુત શકિતના ગુણગાન ગાઈ તેને આરામ લેવા કહ્યું. લોકોને આ બનાવની સંપૂર્ણ માહિતી છે; એ કાંઈ મેં પોતે ઉપજાવી કાઢેલી પ્રશસ્તિ નથી.

૪. મ્હારા ગુરની ઉદારતા.

આ રહ્યો એમના વિનિમયનો દાખલો. (વેચનાર) જે ભાવ માંગે તે તે આપતા. વસ્તુ મોંઘી હોય કે સોંઘી તેની તે દરકાર કરતા નહિ, અને કીંમતમાં કદી ઘટાડો કરતા નહિ. જો કોઇ પાસે તેનું માગણું બાકી હોય, અને દેવાદાર તે રકમ તેને આપવા આવતો તો તે બીલકુલ લેતા નહિ. એના સમયના લોકો તેની આ ઉદારતા અપ્રતિમ ગણતા.

૫. મ્હારા ગુરુની પ્રેમલ અનુકમ્પા.

સચ્ચાઈને તે દોલત કરતાં ઉંચી ગણતા. બોધિસત્ત્વનુ તે અનુસરણ કરતાઃ જો કોઇ તેની પાસે કાંઇ યાચતું તો તે કદી ના પાડતા નહિ. દરરોજ ત્રણ નાના સીક્કા દાન કરવાની તેની હંમેશની ઇચ્છા હતી. એક વખત દૂર મજલ કરી આવેલો, બરફના સખત તોફાન સામે બાથ ભીડીને શીયાળાના શીત માસમાં ટાઉ–આન નામનો એક ધર્મગુરુ ત્યાં આવી ચઢયો હતો. તેના પગ ઠંડીથી શમી ગયા હતા; તેના ઘવાયલા પગ

સૂઝી ગયા હતા; ગામમાં થોડા દિવસ આરામ લેવાની તેને ફરજ પડી હતી. મ્હારા ગુરુ રહેતા તે વિહારમાં ગ્રામવાસીઓ તેને ગાડીમાં બેસાડી લઇ ગયા. દરવાજાની બહાર આવતા વેંત તેની નજર પેલા અભાગી માણસના પગ પર પડી, અને પોતાની દરકાર રાખ્યા વિના પોતાના જ વસ્ત્રથી તેના ઘા પર પાટા બાંધ્યા. તે વસ્ત્ર નવું જ હતું, અને તે દિને પહેલી જ વખત તેણે પહેર્યું હતું. તેની પાસે ઉભેલા માણસોએ તેને અટકાવતાં કહ્યું કે નવા વસ્ત્રને બગાડવા કરતાં જુનું વાપરો તો ઠીક. તેણે ઉત્તર દીધો: 'અસહ્ય દુઃખથી પીડાતા માણસને મદદ કરતી વખતે આપણી પાસે જે હોય તે સિવાય બીજી વસ્તુ લાવવા જેટલો સમય ક્યાં હોય છે ?' જેમણે આ બનાવ પ્રત્યક્ષ જોયો હતો કે એ વિષે જેમણે સાંભળ્યું હતું તેમણે તેની ઘણી પ્રશંસા કીધી. આવું કામ કરવું જો કે અતિ મુશ્કેલ નથી તો પણ એના જેવા કામો ઓછા જ કરવામાં આવે છે.

૬. મ્હારા ગુરુની કાર્યપરાયણતા.

પ્રજ્ઞાપારમિતા-સૂત્રના[1] આઠે ભાગનું મ્હારા ગુરુએ બે વખત પારાયણ કર્યું હતું, અને પાછળથી જ્યારે બધા ત્રિપિટકનો તેણે અભ્યાસ કર્યો ત્યારે પણ ફરી ફરી તે (ભાગો) તેણે વાંચ્યા હતા.

સુખાવતીમાં પ્રવેશ કરવા લાયક પુણ્ય કર્મો કરવા બાબત

[1] જુઓ-અમિતાયુર્ધ્યાન-સૂત્ર, ૩. S. B. E vol. xlix p. 1*8

જ્યાં બુદ્ધની પ્રતિમાઓ રાખવામાં આવી હતી તે જગ્યા, તથા જ્યાં ધર્મગુરુઓનો વાસ હતો તે જગ્યા સાફ કરવામાં, રાત-દિવસ તે પરિશ્રમ ઉઠાવતા. તેમના આખા જીવનમાં તે ભાગ્યે જ નવરા દેખાતા. જીવજંતુને રખેને ઇજા થાય એ ભીતિથી તે સામાન્ય રીતે ખુલ્લે પગે જ ફરતા. સતત ચિંતન કરવામાં અને લાગણીને યોગ્ય દિશામાં વાળવા તે નિમગ્ન રહેતા, એટલે જવલ્લેજ તે નકામા કે આળસુ બેસી રહેતા માલમ પડતા. તેણે પોતેજ ધૂળ ખંખેરી સાફ કરેલી ધૂપદાનીની ઘોડીઓ, નવ જાતના રક્ષિત ભૂતો ( Being ) માટે ખીલેલા સુખાવતીના કમળ જેવી સુશોભિત રહેતી.

તેણે શણગારેલો સૂત્ર-ખંડ, પુષ્પચતુષ્ટય વર્ષાવતા ગૃધ્ર-શૈલ ઉપરના આકાશ જેવો કાંઇક શોભતો. તેના પવિત્ર ધામમાં તેનું કામ જોઇ તેના ધાર્મિક ગુણોના વખાણ કર્યા વિના કોઇથી રહી શકાતું નહિ. પોતે થાકી ગયા છે એવું કદી તેને પોતાને લાગ્યું ન્હોતું: પોતાના કાર્યની સમાપ્તિને જ જીવન-ધ્યેય ગણવાની તે આશા રાખતા. નવરાસનો સમય બુદ્ધ-અમિતાયુ ( અમિતાભ ) ની પૂજામાં તે ગાળતા. મહત્તાની ચાર નિશાનીની તેનામાં કદી ઊણપ હતી નહિ. દિવસની એક પણ પળ તેણે આળસમાં ન્હોતી ગુમાવી. રેતીની નાની નાની રજકણો જ, એકઠી થઇ, દ્યાવાપૃથિવી ભરી નાંખે. મુક્તિ આપનાર કાર્યો અનેક પ્રકારના છે.

### ૭. પોતાના મૃત્યુની આગાહી.

પોતાના મરણને આગલે વર્ષે, તેની પાસે હતા એ બધા

ગ્રંથોનો એક મ્હોટો ઢગ કરી, તે બધા પુસ્તકો ફાડી નાંખી, તે વખતે તૈયાર થતા વજ્રના બે બાવલામાં વાપરવા તેનો ભૂકો કરી નાંખ્યો હતો. તેના શિષ્યો, પાસે આવી, ઠપકો આપતા કહેવા લાગ્યાઃ ' ગુરુજી, જો એમાં કાગળ વાપરવાની જરૂર હોય તો એની જગ્યાએ આપણે કોરા કાગળ વાપરીએ.' તેણે જવાબ આપ્યોઃ ' આ બધા પુસ્તકો મેં લાંબા સમયથી વાંચી નાંખ્યા છે, જેથી હું ખોટે રસ્તે દોરવાયો છું. તે વંચાવી મ્હારે તમને પણ શું આડે માર્ગે જવા દેવા ? જો હું એમ કરું તો ત્હમને હલાહલ (ઝેર) પીવડાવ્યા બરાબર કે ભયાનક પંથે દોર્યા બરાબર દુષ્ટ ગણાય. જો ધર્મગુરુ ઐહિક કામમાં મહાન વિજય મેળવે તો તે પોતાનું યોગ્ય કાર્ય જોતો નથી. એ બન્ને કરવા ઉચ્ચતર બુદ્ધિના માણસોનેજ બુદ્ધે પરવાનગી આપી છે, પણ પોતાના યોગ્ય કાર્યક્ષેત્ર બહાર માથું મારવાથી મહાન ભૂલ થશે. માણસ પોતે જેની અપેક્ષા રાખતો નથી, તે તેણે બીજાને પણ આપવું જોઇએ નહિ.' આ સાંભળી,' એ ઠીક છે ' એમ બોલી, શિષ્યો જતા રહ્યા. પણ શુઓ–વેન અને બીજા શબ્દ–કોશ જેવા અગત્યના ગ્રંથો શિષ્યોને આપવામાં આવ્યા હતા. ત્યાર પછી તેણે તેમને ઉપદેશ આપ્યોઃ ચાઈનીસ ક્લાસીકસ તથા ઇતિહાસનો સાધારણ અભ્યાસ કર્યા પછી, અને સામાન્ય અક્ષરજ્ઞાન મેળવ્યા પછી, ત્હમારે ઉત્તમ બૌદ્ધ ગ્રંથોમાં ચિત્ત પરોવવું. એ જાળ ત્હમને અતિ મોહક ન લાગે તે લક્ષમાં રાખજો.' પોતાના મરણ પહેલાં તેણે શિષ્યોને આમ કહ્યું હતુંઃ 'ત્રણ દિવસ પછી હું ચોક્કસ પરલોક પામીશ;

સાવરણી હાથમાં રાખી હું દેહ છોડીશ. મ્હારા અવશેષને ભેજવાળા જંગલમાં નાંખી આવજો' ત્રીજે દિવસે પ્રાતઃકાળે તે નિર્મળ ઝરણા તરફ ગયા, અને અટુલા વીલા વૃક્ષ નીચે શાંત બેસી–જ્યાં લીલા બરૂના છોડો હાલતા હતા–હાથમાં સાવરણી ઝાલી તે પંચત્વ પામ્યા. હુઇ–લી નામનો તેનો એક શિષ્ય સ્હવારમાં ત્યાં ગયો. પણ તેણે શું જોયું? ગુરુ શાંત હતા. શિષ્ય તેની પાસે ગયો, અને હાથ વડે તેના શરીરને સ્પર્શ કર્યો. તેના હાથ પગ જો કે શીત થઈ ગયા હતા છતાં હજુ તેના મસ્તકમાંથી ગરમી નીકળતી લાગી. ત્યાર બાદ રુદન કરતા તેણે બીજા મિત્રોને બોલાવ્યા. જ્યારે બધા એકત્ર થયા ત્યારે ધર્મ-ગુરુઓને દુઃખ થયું અને તેમણે એટલો બધો વિલાપ કર્યો કે તે દુઃખદ ચિતારને શોણિતપ્રવાહ વહેવડાવતી સોનેરી સરિતા સાથે સરખાવી શકાય. તેના અણસમજુ અનુયાયીઓ પણ રોયા; પર્વત પર વેરાયલા ભગ્ન રત્નો સાથે તે વિહ્વલ સમૂહની તુલના થઇ શકે. બોધિવૃક્ષ આટલું જલદી કરમાઇ જાય છે તે ખરેખર દુઃખદ છે; અને તે ધર્મ–નૌકા આમ એકાએક ડૂબી જાય એ પણ દયાપૂર્ણ છે. પોતાના વિહાર તરફની પશ્ચિમ વાટિકામાં તેને દાટવામાં આવ્યા હતા. એ વખતે તે ૬૩ વર્ષના હતા. મરણ પાછળ તે આટલીજ વસ્તુઓ મૂકી ગયા હતાઃ ત્રણ વસ્ત્રો, ચંપલ અને જોડાની એકેક જોડી તેમજ પોતે વાપરતા તે બીછાનુ.

• મ્હારા ગુરુના મૃત્યુ વખતે મ્હારૂં વય બાર વર્ષનુ હતું. તેના જવાથી હું શરણરહિત બન્યો.

હવે ઐહિક સાહિત્યનો અભ્યાસ પડતો મૂકી મેં બૌદ્ધ ગ્રંથોમાં મ્હારૂં ધ્યાન પરોવ્યું. ચૌદ વર્ષની વયે મ્હને સંઘમાં દાખલ કરવામાં આવ્યો અને અઢારમે વર્ષે હિંદુસ્તાનના પ્રવાસે જવાનો મ્હને વિચાર આવ્યો. પરંતુ બીજા ઓગણીસ વર્ષ સુધી એ વિચારને હું અમલમાં મૂકી શકયો નહિ. ત્યાંથી નીકળતી વખતે, મ્હારા સદ્ગત ગુરુની કબરે પૂજા કરવા તથા તેની રજા લેવા હું ગયો. તે વખતે આસપાસ વૃક્ષો નવપલ્લવિત થયા હતા, અને તેથી તે કબર અર્ધી ઢંકાઇ ગઇ હતી, તેમજ કબરસ્તાન ઘાસથી આચ્છાદિત થઈ ગયું હતું. જો કે મૃતાત્માને આપણે જોઇ શકતા નથી છતાંય તે ( ગુરુ ) જાણે જીવતા જ હોય એમં માની મેં તેનો સર્વ પ્રકારનો સત્કાર કર્યો. મ્હારી પુંઠ ફેરવી અને દરેક દિશામાં નજર નાંખતા મેં મુસાફરી કરવાની મ્હારી ઇચ્છા ત્યાં દર્શાવી. તેની આધ્યાત્મિક સહાયની મેં યાચના કરી, અને તે કૃપાશીલ ગુરુ તરફથી મ્હને મળેલા મહાન લાભોનો બદલો વાળવાની મ્હારી ઇચ્છા મેં પ્રદર્શિત કરી.

---

મ્હારા બીજા ગુરુ, હુઇ–હૂસીએ ફક્ત વિનયના અભ્યાસમાં ચિત્ત પરોવ્યું. તેનું મન શાંત અને સ્પષ્ટ હતું. દિવસે અને રાતે છ વખત કરવાની ભકિત તે કદી ચૂકતા નહિ. ચાર[1] પ્રકારના ભકતોને સ્હવારથી રાત સુધી શીખવતા તે કદી કંટાળતા નહિ, તેમ માટે એમ કહેવું જોઇએ કે ગુંચવણભર્યા પ્રસંગે પણ તે તદન ભયમુકત રહેતા, અરે, તે વખતે તે શાંત-

૧ (૧) ભિક્ષુ, (૨) ભિક્ષુણી, (૩) ઉપાસક અને (૪) ઉપાસિકા.

તર રહેતા. ધર્મગુરુએ કે બીજા કોઇ ગૃહસ્થે તેનામાં કદી પક્ષપાત જોયો નથી.

સદ્ધર્મપુણ્ડરીક એમનું પ્રિય પુસ્તક હતું: સાઠથી વધુ વર્ષ તે દરરોજ એક વખત વાંચી જતા. એ પ્રમાણે એ પુસ્તકનું ૨૦૦૦૦ વખત પારાયણ તેણે કર્યું હતું. જો કે સુ-ઇ વંશના ( ઇ. સ. ૫૮૯–૬૧૭ ) છેલ્લા અરસાના તોફાની વખતમાં તેનું જીવન પ્રસાર થતું વતું, તેમજ કેવળ પ્રારબ્ધ અધીન રહી આમ તેમ તેને ભટકવું પડયું હતું, તો પણ પોતાનો (વાંચવાનો) નિશ્ચય તેણે કદી તોડયો ન્હોતો. છ જ્ઞાનેન્દ્રિય તેમજ નિરોગી શરીરના ચારે તત્ત્વો[1] તેનામાં પૂર્ણપણે વિલસતા હતા. સાઠ વર્ષના જીવનમાં તે કદી બીમાર પડયા ન્હોતા. જ્યારે જ્યારે તે ઝરણા આગળ સૂત્રો લલકારતા ત્યારે ત્યારે એક મંગલ પક્ષી ત્યાં આવતું અને ઓરડાના એક ખૂણામાં બેસતું. તે ( સૂત્રો ) ગાતા તે વખતે, જાણે તેના અવાજની તે ( પંખી ) પર કાંઇ અસર થતી હોય, અને તેને ધ્યાન પૂર્વક સાંભળતું હોય ને એમ તે પણ અવાજ કરતું. સ્વભાવે તે સદા ભલા હતા; સંગીતનું તેને ઠીક જ્ઞાન હતું. એક કલમે લખવાના અક્ષરોમાં તેમજ કારકુનની લિપિમાં પણ તે ખાસ નિપુણ હતા. બીજાને માર્ગદર્શક થવામાં તથા ઉપદેશ આપવાથી તે કદી કંટાળતા નહિ. જો કે દુન્યવી પુસ્તકોના અભ્યાસ માટે તે બહુ દરકાર કરતા નહિ, તો પણ તેમાંય તે બહુશ્રુત હતા અને તેમાં તેને કુદરતી બક્ષીસ હતી. ષડ્-પાર-

૧ ચાર તત્ત્વો: પૃથ્વી, જળ, તેજ અને વાયુ.

મિતા પરની ગાથા અને પોતે રચેલા સ્તુતિ–વચનો ભૂમિ–કન્દરના દેવળના દીપ–સ્તંભ પર લખેલા હતા. પાછળથી જ્યારે તે સદ્ધર્મપુણ્ડરીકની નકલ કરતા હતા ત્યારે ( અસલના ) સુપ્રસિદ્ધ અક્ષરોની લિપિની તુલના કરી તેમાંની ઉત્તમ લિપિ તેણે પસંદ કરી. અશુદ્ધ હવા તે બહાર કાઢી નાંખતા, અને મ્હોમાં સૌરભ રાખતા. એ પ્રમાણે સાફસુફ કરી અને સ્નાન કરી પોતાને શુદ્ધ કરવાની તેને આદત હતી. એક વખત આ સૂત્ર પર બુદ્ધના અવશેષ એકાએક ચમત્કાર પમાડે એવી રીતે આવિર્ભૂત થયા. જ્યારે એ સૂત્રની નકલ પૂરી થઇ ત્યારે દરેક પાના પરતુ મધાળું, તે પિંડાના રૂપેરી આંકડાની બાજુ પર સુશોભિત લાગતા સોનેરી અક્ષરમાં અંકિત થયું હતું.[1] રત્નજડિત પેટીમાં તે તેણે મૂક્યું, અને પેટીના ચકચકાટે તે પુસ્તકના પિંડાની દીપ્તિમાં અભિવૃદ્ધિ કરી. તત્કાલીન બાદશાહ ટાઇ–શાન ત્યાં આવ્યા હતા, અને આ વાત સાંભળી રાજ–મહેલમાં પૂજવા માટે તે નકલની ભેટ આપવા તેના માલીકને વિનંતિ કરી હતી.

મ્હારા આ બે ગુરુઓ, આગલા સાધુ ( સેંગ– ) લાંગ પછીના હતા.

ચીનના બે[2] વંશના સમયમાં લાંગ ધ્યાનગુરુ જનમ્યા

૧ ચાઇનીસ . સદ્ધર્મપુણ્ડરીકની હસ્તલિખિત પ્રતનો ભવ્ય નમૂનો, ઑક્સફર્ડ ઇંડીઅન ઇન્સ્ટીટ્યુટના પુસ્તકાલયમાં નજરે પડે છે

૨ પ્રથમ ચીન વંશ–ઇ. સ. ૩૫૦–૩૯૪; બીજો ઇ. સ ૩૮૪–૪૧૭.

હતા. તેની ખ્યાતિ પાંચ ભાગની બહાર પણ ફેલાઇ હતી. બધી દિશામાંથી તેને ભિક્ષા મળી હતી; તે જાતેજ દરેક ભિક્ષા આપનારને આંગણે પહોંચ્યા હતા. સંજોગ અને શકિતે અનુસાર તેણે લોકોને ઉપદેશ આપ્યો. તેના કાર્યો ભકતોની જરૂરીયાતને અનુકૂળ હતા. એમ છતાં તેની વૈયકિતક અસર દુન્યવી કર્મોની બહાર ઘણે પહોંચતી. શેન-ટુંગ દેવળનુ[1] નામ તેના નામ પરથી પાડવામાં આવ્યું હતું. તેનુ ધાર્મિક ચારિત્ર્ય બુદ્ધિથી પર હતું. તેના વિષે સંપૂર્ણ માહિતી તેના જુદા જીવન-ચરિત્રમાં આપવામાં આવી છે.

તે સમયના રાજાઓ બૌદ્ધ ધર્મને માન આપતા અને લોકો સેવાભાવી હતા ( -ઇ. સ. ૩૫૦-૪૧૭ ના સુમારે ).

જ્યારે તે આ દેવળ બાંધવાનો વિચાર કરતા હતા, ત્યારે એક જંગલમાં દાખલ થતાં, ટાઇ-શાનના ઉત્તરના ઝરણા નજીક સિંહની ગર્જના સાંભળવામાં આવી. ત્યાંથી બહાર આવતાં તેમણે ફરી પર્વતની દક્ષિણ તરફની ખીણમાં ઘોડાનો હણહણાટ[2] સાંભળ્યો. દિવ્ય કૂપનુ પાણી સતત બહાર ખેંચવામાં આવ્યા છતાં તે કદી ઓછું થયું ન્હોતુ; તેમજ સ્વર્ગીય ધાન્યાગારનુ અનાજ અવિરત બહાર કાઢવા છતાં બીલકુલ ઘટયું ન્હોતું. એ પોતે તો લાંબા કાળથી ગતપ્રાણ થયા છે, પરંતુ તેની

---

૧ ઇ. સ. ૩૯૬ માં આ દેવળ બંધાયુ હતું.

૨ બુદ્ધચરિતના કર્તા અશ્વઘોષ સંબંધની વાત-તેણે એક રાજા આગળ અશ્વોને જુદી જુદી રીતે હણહણાવ્યા હતા તે-કદાચ ઇત્સીંગના મનમાં હોય એમ લાગે છે.

અસર હજુ જોવામાં આવે છે. મ્હારા બે ગુરુઓ તથા ત્યાં રહેતા મીંગ–ટેહ નામના બીજા ધર્મગુરુ, વંદ્ય ધ્યાન–આચાર્ય, વિનયના સિદ્ધાંતમાં બહુશ્રુત હતા તેમજ સૂત્રના તાત્પર્યથી પૂર્ણ પરિચિત હતા. શિષ્યોના ઉપદેશકો તરીકે તેમણે આંગળા બાળી નાંખવા, કે અગ્નિમાં શરીર ખડકાવવાના આચારોનો–જેનો બુદ્ધે કદી ઉપદેશ કર્યો નથી–સખત નિષેધ કર્યો હતો. તેમની પાસે હું જાતેજ શીખ્યો હતો અને મ્હારી બાતમીઓ કોઇને કાનેથી સાંભળેલી નથી. પ્રાચીન સાધુઓના ઉપર નિર્દિષ્ટ કરેલા મુદ્દાઓ ત્હમારે પણ બારીકાઇથી તપાસવા જોઇએ અને પૂર્વજોના ઉપદેશ તરફ ધ્યાન આપવું જોઇએ.

સફેદ[1] અશ્વની લગામ છોડવામાં આવી ત્યારથી તે કાળા હાથી પર સામાન મૂકવામાં આવ્યો ત્યાં સુધી, કાશ્યપમાતઙ્ગ અને ધર્મરક્ષ, પોતાના ( જ્ઞાન– ) કિરણોથી જગતને દીપાવતા દિવ્ય ભૂમિ ( ચીન ) ના જાણે સૂર્ય અને ચંદ્ર બની રહ્યા હતા, તેમજ કાંગ–સેંગ–હુઇ અને ફા–હીએન[2] પોતાના જ

૧ કાશ્યપ માતઙગ અને ધર્મરક્ષ ઇ. સ. ૬૭માં ચીન આવ્યા હતા તે બન્ને બૌદ્ધ ગ્રંથોના–જે ગ્રંથો સફેદ અશ્વ પર તેઓ લાવ્યા હતા–પ્રથમ અનુવાદકો હતા. કાશ્યપે એક ગ્રંથનુ ભાષાંતર કર્યું છે અને ધર્મરક્ષે પાંચનુ કર્યું છે. ( ધવલ–અશ્વ–વિહાર લો–યાંગમા બાંધવામાં આવ્યો હતો ).

૨ કાંગ-સેંગ-હુઇ ચીનમાં ઇ સ. ૨૪૧માં આવ્યો હતો, અને તેણે બે ગ્રંથોનુ ભાષાંતર કર્યું હતું. ફા હીએન હિંદનો પ્રવાસ કરનાર જાણીતો ચીનો છે–( ઇ. સ. ૩૯૯–૪૧૪ ). તેણે ચાર પુસ્તકોનો અનુવાદ કર્યો હતો અને પોતાના પ્રવાસનો તેણે હેવાલ લખ્યો હતો.

દાખલાને બળે સ્વર્ગીય નિધિ–ધામ ( હિંદુસ્તાન ) ના નાણું તેમજ પૂલ બન્યા હતા. ટાઉ–આન[1] તથા હુઇયેન[1], ચાંગ–ત્સે તથા હાન નદીની દક્ષિણે વાઘના જેમ તલપી રહ્યા હતા. હુસીયુ અને લી[2] હ્વાંગ તથા ચી નદીની ઉત્તરે બાજ પક્ષીની માફક ઉંચે ઉડી રહ્યા હતા.

એ પ્રમાણે જ્ઞાન–સરિત અવિરત અને અકલંકિત વહે જતી હતી. ભક્તિવત્સલ ગૃહસ્થો ધર્મની અખંડ સુરભિના ગુણગાન ગાતા. એ ગુરુઓ પૈકી કોઇએ પણ આંગળા બાળવાના આચારની પરવાનગી આપી હોય એમ આપણા સાંભળવામાં કદી આવ્યું નથી. તેમજ શરીર બાળવાની રજા પણ તેમણે આપી હોય એમ આપણા જાણવામાં નથી. ધર્મનો આદર્શ ( Mirror ) આપણી સમક્ષ છે અને સુજ્ઞોએ તેમાંથી ઉપદેશ મેળવવો જોઇએ.

ધ્યાન–આચાર્ય હુઇ–સી સાયંકાળની શાંતિમાં, મ્હારા

૧ ટાઉ આન ઇ. સ. ૩૮૯માં મરણ પામ્યો હતો. સામાન્ય અટક શીહ=શાક્ય વાપરવા તેણે પહેલવહેલું સૂચન કર્યું હતું, અને દરેક સ્થળે તેનું અનુકરણ થયું હતું. હુઇ-યેન ધવલામ્બુજ સમાજનો સ્થાપનાર હતો. શુદ્ધ–ધામ–સંપ્રદાયનો ઉપદેશ કરનાર તે પહેલો જ હતો. તેણે પોતાના શિષ્યોને સંસ્કૃત ગ્રંથો મેળવવા ઉદ્યાન મોકલ્યા હતા ( ઇ. સ. ૪૦૮ ).

૨ બન્ને સુઇ વંશના ( ઇ. સ. ૫૮૯–૬૧૮ ) હતા. હુસીયુ મહાયાન સંપરિગ્રહ સંપ્રદાયનો આચાર્ય હતો. હુ–સી માટે આગળ જુઓ.

શૈશવમાં મ્હારા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતા અને પ્રેમભીના વચનોથી મ્હને આશ્વાસન આપતા. મ્હારી માતાને મળવાની મ્હારી તીવ્ર આકાંક્ષા તરફથી મ્હારૂં ચિત્ત બીજી દિશામાં વળે એ આશયથી કેટલીક વખત તે પાકા થયલા ( પીળા ) પાંદડા ( ની અસ્થિરતા ) પર પ્રવચન કરતા.

કેટલીક વખત તે મ્હને વાછરડીની ટેવ[1] વિષે વાત કરતા અને તે ઉપરથી જે મહાન પ્રેમથી મ્હને ઉછેરવામાં આવતો હતો તેનો બદલો વાળવા તે મ્હને પ્રેરતા હતા. વળી કોઈ કોઇ વખત તે મ્હને કહેતાઃ 'ત્રિરત્નની આબાદી વધારવા ત્હારે સતત પ્રયત્નશીલ રહેવું કે જેથી તેનું અસ્તિત્વ અટકે નહિ; તેમજ ત્હારી જીંદગી નકામી બની જાય એટલી હદ સુધી ઐહિક સાહિત્યના અધ્યયનમાં ત્હારે મચ્યા રહેવું નહિ.' જ્યારે હું ફકત દશ વર્ષનો હતો ત્યારે હું તેનો ઉપદેશ સાંભળી જ રહેતો; તેના કહેવાનો ઉંડો અર્થ હું ત્યારે સમજી શકતો ન્હોતો. દર સ્હવારે મ્હારે શું કામ કરવું તે પૂછવા હું તેના ખંડમાં જતો. જેમ માયાળુ માતા પોતાના બાળકને રમાડે છે તેટલા જ પ્રેમથી મ્હારા ગુરુ દર વખતે મ્હને તેના હાથથી થાબડી તેનો પ્રેમ દર્શાવતા. જ્યારે જ્યારે તેની પાસે કાંઇ સુંદર ખોરાક આવતો ત્યારે ત્યારે તે મ્હને તેમાંથી આપતા જ. તેની પાસે હું કાંઇ પણ માંગતો તો હું

૧ ચીનમાં એમ માનવામાં આવે છે કે જેટલો ખોરાક ગાયને ( તે વાછરડી હોય ત્યારે )-ખવડાવવામાં આવે છે તેટલો તે પાછળથી પાછો વાળી આપે છે.

કદી નિરાશ થતો ન્હોતો. મ્હારા ઉપાધ્યાય–શાન–ચુ–મ્હારા કડક પિતા હતા, ધ્યાન–ગુરુ–હુઇ–શી–મ્હારી પ્રેમાળ માતા હતા. એ પ્રમાણે હમે જાણે નજીકના સગા હોઇએ એમ હમારો સંબંધ તદ્દન ગાઢ હતો.

જ્યારે મ્હારી ઉંમર દીક્ષા લાયક થઇ ત્યારે હુઇ–શી મ્હારા ઉપાધ્યાય બન્યા. એક વખતે મેં વ્રતોની પ્રતિજ્ઞા લીધી હતી–પછી જ્યારે એક રમણીય રાત્રીએ તે હવા ખાતા હતા અને તે ધૂપ કરતા હતા તે દરમ્યાન એકાએક આવેગાભિભૂત બની મ્હારા ગુરુએ મ્હને આ પ્રમાણે ઉપદેશ આપ્યો હતોઃ 'તે મહાન સંતે નિર્વાણ પ્રાપ્ત કર્યાને લાંબો કાળ વહી ગયો છે, અને હમણા તેનો ઉપદેશ ખોટી રીતે સમજાવવામાં આવે છે. એવા ઘણા માણસો છે જેઓ તેના આદેશ આગળ શિર ઝુકાવવા ઇચ્છે છે, પરંતુ તેનુ પાલન કરનારા બહુ થોડા છે.જે જે અગત્યની વસ્તુનો નિષેધ કરવામાં આવ્યો છે તેનાથી ત્હારે દૃઢ નિશ્ચયથી દૂર રહેવું અને પારાજિક અપરાધોનુ ત્હારે કદી ઉલ્લંઘન કરવું નહિ. જો બીજા કોઈ નિયમોનું તું અતિક્રમણ કરશે તો ત્હારે લીધે મ્હારે નરકમાં દુઃખ વેઠવું પડશે.[1] વળી ત્હારી આંગળી બાળી નાંખવી કે ત્હારા શરીરનો નાશ કરવો–એવું કાંઈ ત્હારે કરવું નહિ.' તે પવિત્ર કાનૂનો મ્હને મ્હેરથી કહેવામાં આવ્યા હતા; તે જ દિવસે ઉપર પ્રમાણે મ્હને ઉપદેશ કરવામાં આવ્યો હતો અને તેની કૃપા મ્હારા પર સદ્‌ભાગ્યે વર્ષતી હતી.

ત્યારથી એટલો ઉદ્યમશીલ રહ્યો છું કે જ્યારે જ્યારે હું કાંઇ કરવાનું ચૂકતો લાગુ ત્યારે ત્યારે મ્હને ઘણો ભય રહેતો

૧ સંસ્કૃતમાં કહ્યું છે કે શિષ્યપાપ ગુરુ વ્રજેત । ભાષાંતરકર્તા.

અગ્નિની જ્વાલામાં હોમવા તૈયાર થાય છે, અને જ્યારે ગરીબ બાળકને મદદ કરવા દાનેશ્વર વિચાર કરે છે ત્યારે ઘરની અંદર જવાનો નાનામાં નાનો પ્રવેશ-માર્ગ તે શોધી કાઢે છે. આ કાંઇ ખોટું નથી. મેં તેની પાસેથી બધો ઉપદેશ જાતે જ સાંભળ્યો છે અને મેં કાંઇ ઉડતી વાત સાંભળી નથી. એક દિવસે તેણે મ્હને કૃપાભાવથી કહ્યું હતું: 'હમણા મ્હને સેવકોની કાંઇ ખોટ નથી તેથી ત્હારે મ્હારી સેવામાં રહેવું નહિ કેમકે તે ત્હારા અભ્યાસમાં અંતરાય બને છે.' પછી હું ત્યાંથી હાથમાં ધાતુ-દણ્ડ લઇને પૂર્વ વેઇ ગયો, જ્યા અભિધર્મ (-સંગીતિ) તથા સંપરિગ્રહશાસ્ત્રનો અભ્યાસ મેં શરુ કર્યો. ત્યાંથી પીઠ પર નાની કોથળી લઇ હું પશ્ચિમ પાટનગરી (સી-આન-ફુ) ગયો, અને ત્યાં ખંતથી કોષ તથા વિદ્યામાત્રસિદ્ધિનું અધ્યયન કર્યું. હિંદુસ્તાન જવા ઉપડતી વખતે ત્યાંથી હું મ્હારે ગામ[1] પાછો ફર્યો. મ્હારા તે મહાન ગુરુ, હુઇ-શીની સલાહ પૂછતાં મેં તેને કહ્યું: 'ગુરુજી, લાંબી મુસાફરી કરવા મ્હારો વિચાર છે, કેમકે અત્યારસુધી જેનાથી હું પરિચિત થયો નથી તે જાતે જઇને જોઉં તો તેથી મ્હને મહાન લાભ થશે. આપ હવે વયોવૃદ્ધ થયા છો તેથી આપની સલાહ વિના હું મ્હારા વિચાર પાર પાડી શકું નહિ.' તેણે જવાબ આપ્યો: 'આ એક મ્હોટી તક છે જે ફરી ફરી પાછી મળતી નથી ત્હારો વિચાર જાણી મ્હને ખરેખર ઘણો આનંદ થયો છે. હવે વધુ વખત

---

૧ તેનું વતન ફાંગ-યાંગ (હવે ચાવ-ચાઉ) માં, ચી-લીમાં હતું.

મ્હારે શા માટે પોતાના જ સ્નેહમાં મ્હાલ્યા કરવું જોઈએ ?

'(ત્હને પાછો ફરેલો જોવા) જીવવાનું મ્હારૂં સદ્ભાગ્ય હશે તો ત્હને પ્રકાશ ફેલાવતો જોઇ હું રાચીશ. વિના સંકોચે તું જા; અહિંની ચિંતા રાખીશ નહિ. પવિત્ર ધામોની યાત્રા કરવાના ત્હારા અભિલાષને હું સહર્ષ વધાવું છું. તે ઉપરાંત ધર્મની આબાદી અર્થે પ્રયાસ કરવો એ અતિ અગત્યની ફરજ છે. તું તદ્દન સંશયરહિત રહે જે.'

આ પ્રમાણે મ્હારા વિચારને તેનું અનુમોદન મળ્યું એટલું જ નહિ પણ તેનો આદેશ પણ મ્હને હવે મળ્યો—જે આદેશ કોઇ પણ સંજોગમાં હું ઉથાપી શકું એમ ન્હોતો.

આખરે હ્સીન–હેંગ અરસાના (ઈ. સ. ૬૭૧) બીજા વર્ષના અગીયારમા માસમાં હું કવાંગ–ચાઉ (કેન્ટન) ના કિનારેથી વહાણમાં બેઠો અને હમારૂં વહાણ દક્ષિણ સમુદ્ર તરફ હંકારાયું. એવી રીતે એક દેશથી બીજે દેશ મુસાફરી કરતો હું છેવટે યાત્રા માટે હિંદ જઇ શક્યો. ઉપર્યુક્ત સમયના ચતુર્થ વર્ષના બીજા માસના આઠમે દિવસે (ઇ સ. ૬૭૩) પૂર્વ હિંદના કિનારાને બંદરે, તામ્રલિપ્તિ હું આવી પહોંચ્યો. અહિં તહિં સાથીઓ મળતા, પાંચમે મહિને મેં પશ્ચિમ તરફ મ્હારો પ્રવાસ ચાલુ કર્યો. પછી હું નાલન્દ–વિહાર તથા વજ્રાસન ગયો, અને એ પ્રમાણે છેવટે બધા પવિત્ર સ્થળોની મેં મુલાકાત લીધી. ત્યાર બાદ હું પાછો ફર્યો અને શ્રીભોજ આવ્યો.'

તેને માટે એટલુ કહેવુ જોઇએ કે તે એક મહાન, ભલા અને સુજ્ઞ આચાર્ય હતા તેણે પૂર્ણ બ્રહ્મચર્ય પાળ્યુ હતુ તેમજ પુરુષદમ્યસારથિ ( = બુદ્ધ ) નો સાચો ઉપદેશ તે સ પૂર્ણરીતે સમજ્યા હતા અને એમ કહેવામા વસ્તુત મ્હારી કાઇ ભૂલ પણ થતી નથી જગતની જરુરીયાતો સ તોષતા તેમજ માનવજનતાનુ જીવન દોરતા તે સમયના તે એક લાક્ષણિક પુરુષ હતા

હુ યૌવનદશામા આવ્યો ત્યા સુધી તેણે જાતે જ મ્હને ઉછેર્યો હતો તથા ઉપદેશ આપ્યો હતો ભવસાગરમા આ તરાપા મળ્યા બાદ એક દિવસની સફર આગળ ચલાવી સત્કૃત્યો તથા સખાવત–ભલે તે ગમે તેટલા નજીવા હોય–ની પ્રશ સા સામાન્યરીતે લોકો કાવ્ય અને સ ગીતદ્વારા કરે છે, તો પછી મ્હારા ગુરુ જેવાના જ્ઞાન તથા ઉપકારની કાવ્યમા કે લેખમા કેટલી વધુ પ્રશસ્તિ ગાવી જોઇએ !

' મ્હારા પ્રેમાળ પિતા તથા માતા ! આપે પૂર્વ કાળમા મ્હને રક્ષણ આપ્યુ'. આ નિપુણ આચાર્યની દેખરેખ નીચે આપ મ્હને મ્હાર શૈશવમા લાવ્યા અને પોષ્યો જ્યારે હુ હજુ એક અનાથ બાળક હતો ત્યારે આપે મ્હને મદદ કરી ઉપદેશ વખતે હુ જે જે શીખ્યો હતો તે હુ વખતો વખત આચરણમા મૂકતો હિતકર ચેતવણી તથા નિયમોના ક્ષેત્રમા મ્હારા ચારિત્ર્યના મૂળ નખાયા હતા તેમના સદ્ગુણો યીન તથા યાગ ( ભાવરુપ તથા નાસ્તિરુપ તત્ત્વો ) સાથે સરખાવી શકાય તેમણે મ્હારી જ્ઞાન–અગ્નિ તીવ્ર બનાવી, તેઓ જ

ધર્મના પોષક હતા: અંગત ઉપદેશ આપતા તેઓ કદી કંટાળ્યાં ન્હોતા. કેટલી ય વખત સૂતા વિના આખી રાત તેઓ મ્હને ભણાવતા; અને કેટલીક વખત કાંઇ પણ ખોરાક લીધા વિના વિના આખો દિવસ તેમ કરતા. અતિ બુદ્ધિશાળી મનુષ્ય ઘણોખરો એવો દેખાય છે કે જાણે તેનામાં કાંઇ વિશિષ્ટ મેધા-સામર્થ્ય નથી, અને છતાં એવા માણસનુ જ્ઞાન એટલું અગાધ હોય છે કે તે માપી શકાતું નથી.

'ટાઇગિરિ પરથી પ્રકાશ અદ્રશ્ય થયો. ચી નદીના[1] પ્રદેશ તરફ સદ્ગુણ ગુપ્ત રીતે રહેતા હતા. તેમનો જ્ઞાનોદધિ વિશાળ હતો અને અતિ દૂરતમ પથરાયલો હતો. (તેમની) ધ્યાન-કુંજ પ્રફુલ્લ હતી; તેમની લેખનશૈલી અતિ રસિક હતી; તેમના માનસિક ચિંતવનની શક્તિ અદ્ભુત હતી. "ઘંટીમાં પીસવા છતાં, ત્હમે અનાજ ચૂર્ણ કરી શકતા નથી. રંગવા છતાં, ત્હમે તે કાળું કરી શકતાં નથી." મરણની ઘડીએ મ્હારા ગુરુ શાન-સુએ વૈચિત્ર્ય પ્રકટ કર્યું હતું. માણસના વાંચનનું એક પક્ષી શ્રવણ કરતું હતું-એ વિચિત્ર દાખલો (બનાવ) જોવામાં આવતો. જ્યારે હું હજી યુવાન હતો ત્યારે શાન-સુએ દેહ છોડયો, અને બીજાને (હુઇ-શી) પાછળ મૂકતા ગયા. મેં જે જે પુણ્ય કર્મો કર્યા હશે તે બધા તે મૃતાત્માને હું સમર્પણ કરું છું. એકે તેના સારા જીવનમાં મ્હારા પર કરેલા ઉપકારોનો બદલો તેમના મરણ પછી હું વાળીશ.

1 બન્ને ગુરુઓ ચી આવી ત્યાં વસ્યા હતા; એક ચીમાં મરણ પામ્યો હતો.

બીજાની મ્હારા પ્રત્યેની અનુકમ્પાનો બદલો તેની હયાતીમાં વાળીશ–ભલે હું તેમનાથી દૂર વસતો હોઉં. હમે એકબીજાને કોઈ દિવસ મળીએ એમ હું ઇચ્છું છું કે જેથી હમારૂં આનંદમય જીવન હમે લંબાવી શકીએ.

'મોક્ષ મેળવવા ભાવિ જન્મમાં પણ તેમની પાસેથી હું ઉપદેશ ગ્રહણ કરૂં એવી મ્હારી અભિલાષા છે. સદાચારથી મ્હારા પરોપકારી કર્મો પર્વતની ઉંચાઇએ પહોચે એવી આશા રાખું છું.

'મ્હારૂં શાંત અને શુદ્ધ મનન સરોવરના ગાંભીર્ય જેટલું ગંભીર બનો. નાગદ્રુમ[1] નીચે હમારા પ્રથમ મેળાપ માટે હું અભિલાષ ધરાવું છું, જ્યારે હું બૌદ્ધ મૈત્રેયનો ગંભીર સ્વર સાંભળી શકું. ચાર પ્રકારના જન્મમાંથી[2] પ્રસાર થઇ મ્હારૂં મન પરિપૂર્ણ કરવા હું ઇચ્છીશ અને એવી રીતે બુદ્ધત્વ માટે જરૂરના ત્રણ લાંબા કલ્પો પાર પાડીશ.'

---

૧ -મ્હારા ગુરુની સાહિત્યક શક્તિ વિષે મેં કરેલો ઉલ્લેખ મ્હારા વાંચકો બીનપાયેદાર ગણે એ ભયથી તેની શૈલીનો

---

૧ નાગ-દ્રુમ એવી માન્યતા પ્રચલિત છે કે ભાવિ બુદ્ધ મૈત્રેય કેતુમતિમાં જન્મ લેશે અને નાગદ્રુમ નીચે–જેમ શાક્યમુનિ બોધિવૃક્ષ નીચે 'બુદ્ધ' થયા હતા તેમ–એ પણ 'બુદ્ધ' થશે.

૨ ચાર પ્રકારના જન્મ (૧) જરાયુજ, (૨) અણ્ડજ, (૩) ઉદ્ભિજ અને (૪) ઔપપાદુક–(પાલિ-ઓપપાતિકો). સ્વેદજ પણ એક પ્રકાર ગણવામાં આવે છે.

એક નમૂનો હું અહિં આપીશ. એક વખત દ્વિતીય માસના પંદરમે દિવસે ( આ દિવસ નિર્વાણ-દિન[1] તરીકે રાખવામાં આવ્યો હતો ) ધર્મગુરુઓ અને બીજા માણસો દક્ષિણગિરિ, જ્યાં ( સેંગ- ) લાંગ, ધ્યાનગુરુ રહેતા હતા ( ટાઇ-શાન ), એકત્ર થયા હતા. તેમણે દિવ્ય-કૂપ તથા સ્વર્ગીય-ધાન્યાગારના વિચિત્ર પદાર્થો જોયા અને પવિત્ર ગોખલાની તથા તે પવિત્ર મંદિરની પૂજા કીધી; ત્યાં તેમણે પૂજા અને ભિક્ષાની ભવ્ય ક્રિયા કરી. લગભગ એજ અરસામાં ચીના રાજાના દેશના બધા વિદ્વાનો ત્યાં ભેગા મળ્યા હતા-દરેકને ' સાહિત્યના પર્વતો ' અને ' લેખના સાગરો ' વશ હતા. માન માટે તે બધા એક બીજાની સ્પર્ધા કરી રહ્યા હતા, અને પોતાના ઉત્તમ ચારિત્ર્યની બડાઇ મારતા હતા.

સદ્‌ગત લાંગનું બાવલું તથા તેના મંદિરનું સ્તવન કરતું એક કાવ્ય રચવાની સૂચના કરવામાં આવી, અને તે માટે મ્હારા ગુરુ હુઇ-શીનું નામ બધાએ એકમતે આગળ મૂક્યું; આનાકાની કર્યા વિના તેમણે એ કાર્ય સ્વીકાર્યું.

તે દીવાલ પર લખતા હતા તે વખતે જાણે વહેતા ઝરણાએ તેના તરંગો ઉછાળ્યા હોય અને તેને મદદ કરી જાણે હાસ્ય કરતું હોય એમ લાગ્યું. એક પળ પણ અટક્યા વિના એકધારી કલમે તે લખ્યે જ ગયા. સુધારા વધારા કરવાની જરૂર વિનાનું તે કાવ્ય તેમણે વગર વિલંબે પૂર્ણ કર્યું.

આ રહી તેની કૃતિ:[1]

---

૧ ભાષાંતર ગદ્યમાંજ આપ્યું છે-ભાષાંતરકર્તા.

'તે પ્રાચીન તપસ્વી મહાન તેજથી પ્રકાશતા હતા. સાગરના જેમ તેમનો ઉન્નત ઉપદેશ ચોમેર ફેલાયો હતો. નિર્જન ખીણમા તેમનો વાસ હતો. લક્ષ્મીની તેમના પર મહેર રહેતી હતી પણ તેની તેમને પરવા ન્હોતી. પર્વતો અને નદીઓ વિશાળ અને વેરાન અનંતકાલથી રહેતા આવ્યા છે.

મનુષ્યો અને ભાવિ પ્રજાઓ કાળના પ્રવાહમાં તણાઇ જાય છે.

કેવળ આધ્યાત્મિક જ્ઞાન જ અસત્નો કોયડો ઉકેલી શકે છે.

તે જુના તપસ્વીના ચિત્ર સિવાય આપણે બીજું શું જોઇએ છીએ ?'

મ્હારા ગુરુની આ કૃતિ જોઇ, ત્યાં એકઠા થયલા બધા વિદ્વાનોએ તેની પ્રશંસા કીધી. કેટલાકે પાઇન વૃક્ષની શાખા પર તેમની કલમ મૂકી દીધી, બીજાએ એક પથ્થર તરફ તેમના ખડીયા ફેંકી દીધા. તેમણે કહ્યું:' જ્યાં સી–શીહ[1] આવી ઉભી રહે ત્યાં મુ–મો[2] શી રીતે આવી શકે ?' ત્યાં બીજા ઘણા હુશીયાર માણસો હતા, પરંતુ તેના પ્રાસની હરિફાઇમાં ઉતરવાની કોઇનામાં શક્તિ ન્હોતી. મ્હારા ગુરુના બીજા ગ્રંથો પૃથક એકત્ર કરવામાં આવ્યા છે.

---

૧ સી-શીહ એક સ્ત્રી, જેનું સૌંદર્ય આદર્શ લેખાતું હતું.

૨ મુ-મોઃ એક બેડોળ સ્ત્રીનું નામ.

હું, ઇત્સીંગ, મહાન ચાઉના[1] બધા વંદનીય મિત્રો—જેમની સાથે હું વાહ્ય-વાત (Light Conversation) કરતો, અથવા ધર્મની વાતો પર ચર્ચા કરતો—ને અભિનંદન મોકલું છું. તેમાંના કેટલાકનો મ્હને બાળપણમાં પરિચય થયો હતો, જ્યારે બીજા કેટલાક મ્હારી યુવાવસ્થામાં મ્હારા હીલોજાન મિત્રો થયા હતા; તેમાંના અતિ કુશાગ્રબુદ્ધિવાળા આધ્યાત્મિક ગુરુઓ થયા, પણ તેમાંના ઘણા નજીવા માણસો હતો. પ્રસ્તુત પુસ્તકના ચાળીશ (૪૦) પ્રકરણોમાં મેં ફક્ત અગત્યની વાતો આપી છે, અને જે જે મેં લખ્યું છે તે હમણા હિંદના આચાર્યો અને શિષ્યોમાં પ્રચલિત છે. મેં લખેલી હકીકત બુદ્ધના વચનો પર સ્પષ્ટ આધાર રાખે છે, અને તે મેં મ્હારા ભેજામાંથી કાંઇ ઉપજાવી કાઢી નથી. આપણી જીંદગી દોડતી સરિતાની માફક ઉતાવળથી વહી જાય છે. સાંજે શું થશે તેની આગાહી આપણે સ્હવારે કરી શકતા નથી. એટલે ત્હમને મળવાને અને આ વાતો ત્હમને જાતે કહેવાને કદાચ હું અશક્તિમાન બનું એ ભીતિથી મ્હારી આ 'નોંધ' મોકલું છું, અને મ્હારા આગમન પહેલાં ત્હમને તે ભેટ ધરૂં છું. જ્યારે જ્યારે ત્હમને નવરાસ મળે ત્યારે ત્યારે આ ગ્રંથમાં આપેલી વાતો અભ્યાસપૂર્વક વાંચવા ત્હમને મ્હારી વિનંતિ છે. એવી રીતે ત્હમે મ્હારૂં હૃદય પીછાનશો. હું જે જે વર્ણવું છું તે બધું આર્યસર્વાસ્તિવાદનિકાય અનુસાર જ છે.

---

૧ હોનાન—જ્યાં ઇત્સીંગના ઘણા મિત્રો રહેતા હના ના સુંગ પર્વતના શિખરનું નામ

'આપણા ગુરુનો સારો સિદ્ધાંત મેં સાદર આલેખ્યો છે. અહો! તે મહાન અને કૃપાશીલ ઉપદેશ!

બુદ્ધના ઉમદા ઉપદેશ પર સર્વ અવલંબે છે. મ્હારી મંદ બુદ્ધિએ તે ખોળી કાઢયો છે એમ હું કહી શકતો નથી.

ત્હમારી સાથે મ્હારો મેળાપ થવાનો પ્રસંગ કદાચ ન પણ આવે; તેથીજ આગળથી મ્હારી આ 'નોંધ' ત્હમને મોકલી આપું છું.

એ પુસ્તક રાખવા લાયક ત્હમને લાગશે તો હું આનંદ પામીશ.

જ્યાં જ્યાં ત્હમે જાવ ત્યાં પણ ત્હમારી સાથે એ પુસ્તક રાખજો.

' મ્હારા જેવા નમ્ર પુરુષના શબ્દો ત્હમે સ્વીકારજો. ભૂતપૂર્વ શત પ્રજાના સંતોને પગલે ચાલી ભાવિ હજારો વર્ષો માટે હું સુંદર બીજ વાવું છું. 'નાના ખંડો' માં ગૃધ્ર-કૂટ[1] બનાવવાની તથા ચીનની દિવ્ય ભૂમિમાં બીજી રાજગૃહ નગરી બાંધવાની, મ્હારી અંતરની ઇચ્છા અને આશા છે.'



[1] ગૃધ્ર-કૂટ: રાજગૃહ પાસે; હવે શૈલગિરિ કહેવાય છે.

ઇત્સીંગના ગ્રંથોમાં જેનો ઉલ્લેખ છે પણ ઇંડીઆ ઑફીસ કલેકશન ( India Office Collection ) માં જે ઉપલબ્ધ નથી તે પુસ્તકોના નામઃ—

૧. The Record of the West i. e India.

'પશ્ચિમની નોંધ.'

૨. The Lives of ten virtuous Men of the West.

'પશ્ચિમના દશ ધર્માત્માઓના જીવનવૃતાંત'.

૩. The Record of the Madhyadeśa.

'મધ્યદેશની નોંધ.'

જુઓઃ ઇત્સીંગકૃત,' ટાંગ વંશ દરમ્યાન જેમણે હિંદની મુલાકાત લીધેલી એવા પ્રખ્યાત ધર્મગુરુઓના જીવન-ચરિત્રો,' પૃ. ૮૮

( Memoirs of Eminent Priests who visited India during the Tang Dynasty ).

આ બધા ઇત્સીંગના પોતાના પુસ્તકો લાગે છે. ચીન, કોરીઆ અથવા જાપાનના કેટલાક બૌદ્ધ પુસ્તકાલયોમાં એ ગ્રંથો કદાચ મળી આવે.

## શ્રી સયાજી સાહિત્યમાલામાં પ્રકટ થયેલાં
# રાજનીતિ તથા ઇતિહાસ સંબંધી
### પુસ્તકો.

### રાજનીતિ

૧. (૧૯) બ્રિટિશ રાષ્ટ્રિય સંસ્થાઓ. પ્રો. હરિલાલ માધવજી ભટ્ટ, એમ. એ. Buckland કૃત 'Our National Institutions" નો ગુજરાતી અનુવાદ. ( ૧૯૧૯ ) ૦-૧૩-૦

૨. (૨૧) शिस्त કર્નલ નાનાસાહેબ જી. શિંદે અને મેજર કે. એન. સાવંત मराठी ( ૧૯૧૮ ) ૧-૦-૦

૩. (૩૧) પાર્લામેંટ. રા. રા. હરિરાય ભગવંતરાય બુચ. Ilbert કૃત " Parliament "નો ગુજરાતી અનુવાદ. ( ૧૯૧૯ ) ૧-૪-૦

૪. (૪૬) રાજનીતિનો સંક્ષિપ્ત ઇતિહાસ કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, બી. એ. એલએલ. બી. જેંક્સ કૃત " History of Politics "નો ગુજરાતી અનુવાદ ( ૧૯૨૦ ) ૧-૪-૦

૫. (૬૬) પ્રાચીન હિંદુસ્તાનમાં સ્થાનિક સ્વરાજ્ય. ચંપકલાલ લાલભાઇ મહેતા, બી. એ., એલએલ. બી. Dr. Mukerjee. કૃત " Local Self-Government in Ancient India " નો ગુજરાતી અનુવાદ. ( ૧૯૨૪ ) ૧-૧-૦

૬. (૭૩) जबाबदार राज्यपद्धति. સ્વર્ગસ્થ પ્રો. મહાદેવ રામચંદ્ર ભીડે, એમ. એ. मराठी ( ૧૯૨૧ ) ૦-૧૩-૬

૭. (૮૩) पार्लमेंट. દાજી નાગેશ આપટે, બી. એ., એલએલ. બી. Sir Courtney P. Ilbert કૃત " Parliament " નો मराठी અનુવાદ. ૧-૮-૦

૮. (૧૦૮) સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ. રામચંદ્રરાવ રાવજી પવાર બી. એ. એલએલ. બી, એમ. એ, એ. એમ. ( ૧૯૨૬-૧૯૨૭ ) ૦-૯-૦

## શ્રી સયાજી સાહિત્યમાલામાં પ્રકટ થયેલાં
# રાજનીતિ તથા ઇતિહાસ સંબંધી
## પુસ્તકો.

### રાજનીતિ

૧. (૧૯) બ્રિટિશ રાષ્ટ્રીય સંસ્થાઓ. પ્રો. હરિલાલ માધવજી ભટ્ટ, એમ. એ. Buckland કૃત 'Our National Institutions" નો ગુજરાતી અનુવાદ. (૧૯૧૯) ૦–૧૩–૦

૨. (૨૧) शिस्त कर्नल નાનાસાહેબ જી. શિંદે અને મેજર કે. એન. સાવંત मराठी (૧૯૧૮) ૧–૦–૦

૩. (૩૧) પાર્લામેંટ. રા. રા. હરિરાય ભગવંતરાય બુચ. Ilbert કૃત "Parliament "નો ગુજરાતી અનુવાદ. (૧૯૧૯) ૧–૪–૦

૪. (૪૬) રાજનીતિનો સંક્ષિપ્ત ઇતિહાસ. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, બી. એ. એલએલ. બી. જેંક્સ કૃત " History of Politics "નો ગુજરાતી અનુવાદ (૧૯૨૦) ૧–૪–૦

૫. (૬૬) પ્રાચીન હિંદુસ્તાનમાં સ્થાનિક સ્વરાજ્ય. ચંપકલાલ લાલભાઇ મહેતા, બી. એ., એલએલ. બી. Dr. Mukerjee. કૃત " Local Self-Government in Ancient India " નો ગુજરાતી અનુવાદ. (૧૯૨૪) ૧–૧–૦

૬. (૭૩) जबाबदार राज्यपद्धति. સ્વર્ગસ્થ પ્રો. મહાદેવ રામચંદ્ર બોડે, એમ. એ. मराठी (૧૯૨૧) ૦–૧૩–૬

૭. (૮૩) पार्लमेंट. દાજી નાગેશ આપટે, બી. એ., એલએલ. બી. Sir Courtney P. Ilbert કૃત " Parliament " નો मराठी અનુવાદ. ૧–૮–૦

૮. (૧૦૮) સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ. રામચંદ્રરાવ રાવજી પવાર બી. એ. એલએલ બી, એમ. એ, એ. એમ. (૧૯૨૬–૧૯૨૭) ૦–૯–૦

૯. (૧૩૦) **આપણું પ્રાચીન રાજ્યતંત્ર.** (અથવા રાજાપ્રજાના ધર્મો) મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક, બી. એ., લક્ષ્મીનાથ બદરીનાથ શાસ્ત્રી, બી. એ. અને શ્રીધર લક્ષ્મણ પદેશાસ્ત્રી. ( ૧૯૨૮ ) ૧-૪-૦

૧૦. ૧૭૧) **राजनीतिशास्त्रांचीं मूलतत्त्वें** ભાસ્કર ત્રંબક કાળે. બી. એ. એલ. આર. ઇ. એમ. મરાઠી ( ૧૯૨૯ ) ૨-૧-૦

૧૧. (૧૮૭) **કૌટિલીય અર્થશાસ્ત્ર.** જયસુખરાય પુ. જોશીપુરા એમ. એ. ( ૧૯૩૦ ) ૩-૮-૦

૧૨. (૧૯૮) **જગતની રાજનીતિ અને હિંદ** વિઠ્ઠલદાસ કાનજી ભૂતા તારકનાથ દાસના " India in World Politics " નો અનુવાદ. ( ૧૯૩૨ ) ૦-૬-૦

૧૩ (૨૨૦) **કેનેડાનું જવાબદાર રાજતંત્ર.** પ્રો. ચિમનલાલ મગનલાલ ડૉક્ટર એમ. એ.; એલ એલ. બી. ( ૧૯૩૩ ) ૧-૮-૦

## ઇતિહાસ.

૧૪ (૩૯ **हिंदुस्थानचा लष्करी इतिहास व दोस्तराष्ट्रांच्या फौजा** કર્નલ નાનાસાહેબ શિંદે. સ્વતંત્ર મરાઠી લેખ. (૧૯૨૧) ૨-૮-૦

૧૫. (૧૫) **हिंदुस्तानचा अर्वाचीन इतिहास: मराठी रियासत** ( मध्यविभाग ) ( ૧૭૦૭–૧૭૪૦ ) ગોવિંદ સખારામ સરદેસાઇ બી. એ. **मराठी** ( ૧૯૨૦ ) ૨-૧૨-૦

૧૬. (૧૬) **मध्य (मध्यविभाग भाग १)** (૧૭૪૦–૧૭૬૧) ગોવિંદ સખારામ સરદેસાઇ બી. એ. **मराठी** ( ૧૯૨૧ ) ૩-૦-૦

૧૭. (૧૮) **हिंदुस्तानचा अर्वाचीन इतिहास—मराठी रियासत** ( मध्यविभाग ) ( १७६१ ) **पानिपत प्रकरण** ગોવિંદ સખારામ સરદેસાઇ, બી. એ., **मराठी** ( ૧૯૨૨ ) ૨-૪-૦

૧૮. (૮૨) **રોમનો ઇતિહાસ.** ભરતરામ ભાનુસુખરામ મહેતા, બી. ટી સી. ઇ. Mendel Creighton કૃત " History of Rome " નો ગુજરાતી અનુવાદ. ( ૧૯૨૩ ) ૧-૦-૦

૧૯ (૯૦) मराठ्यांचा प्रसिद्ध लढाया. કર્નલ નાનાસાહેબ ગણપતરાવ શિંદે. मराठी ( ૧૯૨૨ ) ૩–૨–૦

૨૦. (૯૮) अप्रसिद्ध ऐतिहासिक चरित्रें. વિનાયક સદાશિવ વાકસકર. मराठी ( ૧૯૨૫ ) ૧–૦–૦

૨૧. (૧૦૧) અશોકના શિલાલેખો ભરતરામ ભાનુસુખરામ મહેતા. બી. એ. ટી. સી. ઇ. ( ૧૯૨૬ ) ૧–૬–૦

૨૨. (૧૦૯) વડોદરા રાજ્યનો ઇતિહાસ. (ઇતિહાસ–ગુચ્છ) અનુવાદક રા. રા. ચુનીલાલ મગનલાલ દેસાઇ. બી. એ. રા. બ. ગોવિંદભાઇ અને સ્વ. એ. બી. ક્લાર્ક એમણે રચેલા "Baroda Gazetteer" નો ઇતિહાસ સંબંધી પ્રકરણનો આ ગુજરાતી અનુવાદ છે. ( ૧૯૨૭ )

૨૩. (૧૧૫) ઇંગ્લંડ અને હિંદુસ્તાન સ્વ. મતેન્દ્રરાવ ભીમરાવ દીવેટિયા બી. એ. R. C. Dutt કૃત "England and India"નો ગુજરાતી અનુવાદ ( ૧૯૨૭ ) ૦–૧૫–૦

૨૪. (૧૨૩) हिंदुस्तानच्या इतिहासांतिल गोष्टी. મહાદેવ મુકુંદ જોશી. બી. એ. એલએલ. બી. P. T Shrinivas Iyengar કૃત " Tales from the Story of India " मराठी અનુવાદ ( ૧૯૨૮ ) ૦–૧૩–૦

૨૫. (૧૨૬) મરાઠી રિયાસત : મધ્ય વિભાગ ભાગ પહેલો ( ઇ. સ. ૧૭૦૭–૧૭૪૦ ) ભરતરામ ભાનુસુખરામ મહેતા, બી. એ. ટી. સી. ઇ. સરદેસાઇ કૃત મરાઠી ગ્રંથનો ગુજરાતી અનુવાદ ( ૧૯૨૮ ) ૨–૧–૦

૨૬. (૧૩૭) जर्मन साम्राज्याची पुनः स्थापना. વિનાયક ગણેશ આપટે, બી. એ. Col. Malleson કૃત "Refounding of the German Empire "નો मराठी અનુવાદ. (૧૯૨૮) ૨–૧૪–૦

२७. (१५२) **હિંદુસ્તાનના ઇતિહાસની વાતો.** ભરતરામ ભાનુસુખરામ મહેતા એ. ટી. સી. શ્રીનિવાસ આયંગારકૃત " Tales from the Story of India " નો અનુવાદ. (१९२८) ०-१२-०

२८. (१८४) **મંગોપાર્કની મુસાફરીઓ.** સુમન્ત નાથજી ભટ્ટ બી. એ. એલએલ. બી. ' Travels of Mango Park ' ઉપરથી, (१९३०) १-१४-०

२९. (१८५) **પ્રાચીન બાબિલોનિયા.** મનસુખલાલ મોહનલાલ પોટા. બી. એ. (१९३०) १-१-०

३०. (१९७) **आलमगीर के पत्र.** પંડિત શાન્તિપ્રિય **हिंदी** (१९३२) ०-१०-०

३१. (२०८) **અમેરિકાનાં સંયુક્ત રાજ્યો.** પ્રો. ચીમનલાલ મગનલાલ ડૉક્ટર એમ. એ., એલએલ. બી. લાલા લજપતરાયના " United States of America" તથા બીજાં પુસ્તકોને આધારે १-८-०

३२. (२२३) **तंजावरचे मराठे राजे.** વિનાયક મહાશિવ વાકસકર (મરાઠી) (१९३३) **मराठी** १-९-०

३३. (२२४) **રાજા છબીલારામ બહાદુર.** માનશંકર પીતાંબરદાસ મહેતા (१९३३) १-१४-०

३४. (२२८) **प्राचीन युद्धविद्या** કે. શ. બા. કૃષ્ણાજી વિનાયક વઝે એલ. સી ઇ. (१९३४) **मराठी** १-०-०

३५. (२२९) **મેઘાસ્થિનીસના સમયનું હિંદ** ચુનીલાલ બેચરલાલ ભટ્ટ બી. એ. બી. ટી. (१९३४) ०-८-०

३६. (२३०) **ઇટાલીમાં નવચેતન** નરેન્દ્ર સીકંદરરાય દેસાઇ, બી. એ (१९३४) १-०-०

३७. (२३१) **ઈત્સીંગના સમયનું હિંદ** ભાલચંદ મંછારામ દેસાઇ (१९३४) १-१२-०